શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુ ૫૮

# મારી કચ્છ યાત્રા

લેખક :
મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી.

નકલ ૩૦૦૦

વીર સં. ૨૪૫૮ ધર્મ સં. ૨૦ વિ સં. ૧૯૮૮

કિંમત. ૦-૮-૦



શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય સ્વ. શ્રી. વિજયધર્મસૂરિ.

# ગુરુ-સ્તુતિ :



ખ્યાતા યે વસુધાતલે યતિગુણૈઃ સત્સંયમારાધકા
વિદ્વદ્‌વૃન્દસુપૂજિતાઙ્ઘ્રિકમલાઃ કાશ્યાં પુરિ સર્વદા ।
કૃત્વાહર્નિશમુદ્યમં જિનવૃષં યેઽસ્થાપયન્ સર્વત-
સ્તે પૂજ્યા ગુરુવર્યધર્મવિજયાઃ કુર્વન્તુ નો મંગલમ્ ॥

યે જૈનાગમ વાર્ધિપારગમિનશ્ચારિત્રરત્નાકરા
યે કારુણ્યસુધા પ્રપૂર્ણહૃદયા લોકોપકારોદ્યતાઃ ।
સદ્વિદ્યાઃ સકલા મુદા પ્રતિદિનં યેઽધ્યાપયન્ સેવકાં-
સ્તે પૂજ્યા ગુરુસૂરિધર્મવિજયા જીયાસુરુર્વીતલે ॥

વારાણસીવિબુધસેવિતપાદપદ્માઃ
સજ્જ્ઞાનદાનપરિતોષિતશિષ્યસંઘાઃ ।
યજ્જીવિતં સતતમેવ પરોપકૃત્યૈ
તત્સૂરિધર્મવિજયાઙ્ઘ્રિયુગં નમામઃ ॥

સંસ્થાપ્ય કાશ્યાં શુભજ્ઞાનશાલા-
મધ્યાપયન્ શિષ્યગણાન્ સુવિદ્યાઃ ।
પરોપકારાય યદીય જીવિતં
તત્ધર્મપાદાબ્જયુગં સ્મરામઃ ॥

—પૂર્ણાનંદવિજય :

# સમર્પણ.

ઉદારચરિત ને પ્રજાવત્સલ

કચ્છ નરેશ

મહારાઓ શ્રી વિજયરાજજી સાહેબ

ને

મારા અંતરના આશીર્વાદ

સાથે.

૧-૭-૪૨
ધર્મ સં. ૨૦

વિદ્યાવિજય.





નેક નામદાર કચ્છ નરેશ શ્રી વિજયરાજજીસાહેબ બહાદુર

# પ્રકાશકનું નિવેદન

*-*-*-*-*-*

ગુજરાત–કાઠિયાવાડ, મારવાડ, મેવાડ, માળવા, યૂ. પી., સી. પી, બંગાલ, મગધ, ખાનદેશ, મુંબઇ, સિંધ અને કચ્છ આદિ દેશોમાં વિહાર કરી વિદ્વત્તા, ચારિત્ર અને વકતૃત્વકળાની અપૂર્વ છાપ પાડી રાજા–મહારાજાઓ તેમજ આમ-પ્રજાનો અપૂર્વ ચાહ પ્રાપ્ત કરનાર, તેમજ સામાજિક ધાર્મિક અને સાહિત્યિક એવા પાંત્રીસ પુસ્તકોનું સર્જન કરી સાહિત્યકારોની દુનિયામાં પણ અપૂર્વ ખ્યાતિ મેળવનાર આ પુસ્તકના લેખકનો પરિચય આપવા માટે હવે કંઇ પાનાં, પેરેગ્રાફ કે પંક્તિઓ રોકવાની જરૂર નથી રહી.

તેમની લેખન શૈલી કેટલી વિદ્વદ્ભોગ્ય અને લોકભોગ્ય છે, એ બતાવવું એ તો હાથકંગણને આરસી જેવું છે. હમણાં

હમણાં છેલ્લાં વર્ષોમાં સામાજિક ધાર્મિક અને સાહિત્યિક પુસ્તકોના આલેખન સાથે સૌથી જુદીજ રીતે તરી આવે એવી શૈલીનાં 'પ્રવાસ વર્ણનો' લખી મુનિરાજ શ્રી **વિદ્યાવિજયજી**, ન કેવળ ઇતિહાસકારોની આગળ જ, બલ્કે સામાન્ય આમ જનતાની સ્હામે પણ જે રસ-થાળ પીરસી રહ્યા છે, એ માટે જૈન અને જૈનેતર સમસ્ત પ્રજા તેમની આભારી છે.

'મારી સિન્ધ યાત્રા' અમે પ્રકાશિત કરી કે તત્કાળ તે ઉપડી ગઇ. આજે બબ્બે વર્ષથી 'મારી સિન્ધ યાત્રા'ની માંગણીઓના થોકબંધ પત્રો અમારી પાસે પડયા છે. આ પુસ્તકની આલોચના લગભગ ગુજરાતીના તમામ પત્રકારોએ ને વિદ્વાનોએ કરવા ઉપરાન્ત, તેનું અવલોકન 'ઑલ ઇન્ડીયા રેડીયો'એ બ્રોડકાસ્ટ કરીને પુસ્તકની કદર કરી હતી. તે ઉપરાન્ત ગાયકવાડ ગવરમેન્ટે, આ પુસ્તકને પોતાના રાજ્યની તમામ લાયબ્રેરીઓ અને ઈનામો માટે મંજૂર કરીને પણ તેનું મહત્વ સ્વીકાર્યું છે.

આટલી ઉપયોગિતા અને માગણી હોવા છતાં પણ અમે વર્તમાન સમયની કાગળોની અસહ્ય મોંઘવારીના કારણે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકાશિત કરવાના સદ્ભાગ્યથી વંચિત રહ્યા હતા, પણ ગુરુદેવની કૃપાથી તેની બીજી આવૃત્તિ છપાવવાના સંયોગો પ્રાપ્ત થયા છે, એટલે આશા છે કે ગુરુદેવની કૃપાથી બહુ જલદી આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડવા સદ્ભાગી થઇશું.

આવી જ રીતે 'મારી કચ્છ યાત્રા' પણ પ્રકાશિત કરતાં અમને ખરેખર જ આનંદ થાય છે, અને અમે પોતાને સદ્ભાગી સમજીએ છીએ. 'મારી કચ્છ યાત્રા' હજુ તો પ્રેસમાં ગઇએ ન હતી, માત્ર પાંડુલિપિમાં હતી, તે દરમિયાન સાહિત્યના એક ઉપાસક દાનવીર શેઠ કોરસીભાઇ વીજપાળના રંગુનમાં રહેલા કાન ઉપર એ વાત અથડાઇ કે મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ 'મારી કચ્છ યાત્રા' નામનું પુસ્તક લખ્યું છે. લખ્યું છે એટલું જ નહિ, પરન્તુ તેનું મહત્ત્વ પણ તેમના જાણવામાં આવ્યું. મહારાજશ્રી વિહારમાં હતા. તેમના સરનામાની એમને ખબર ન હતી. એટલે ભૂજના પોસ્ટ માસ્તર સાહેબ ઉપર તાર કરીને મુનિરાજશ્રીને ખબર આપવાની સૂચના કરી કે--'ત્રણ હજાર કોપી 'મારી કચ્છ યાત્રા'ની મારા તરફથી છપાવો.' કાગળોના આવા અસહ્ય મોંઘવારીના સમયમાં પણ, પુસ્તકને જોયા વિના જ, એક સાથે ૩૦૦૦ કોપી છપાવવાની ઉદારતા કરનાર આ મહાનુભાવનો અમે કયા શબ્દોમાં આભાર માનીએ ? અથવા કયા શબ્દોમાં ધન્યવાદ આપીએ ? તે સમજી શકાતું નથી.

કચ્છી પ્રજા લાખોની સંખ્યામાં જેમ કચ્છમાં વસેલી છે, તેમ લાખોની સંખ્યામાં દેશાવરોમાં પણ ફેલાયલી છે. અમારી તો ખાત્રી છે કે કોઇ પણ કચ્છી ભાઇના કાન ઉપર, પછી તે ગમે તે ધર્મ કે જાતિનો હશે, 'મારી કચ્છ યાત્રા'ની વાત જતાં જ તે ઓછામાં ઓછી એક કોપી પોતાના ઘરમાં વસાવ્યા વિના તો નહિ જ રહે.

આ પુસ્તકના પ્રકાશન કાર્યમાં જેમ આંતર દૃષ્ટિએ ઉપયોગિતા અને સુંદરતા રહેલી છે, તેવીજ રીતે બાહ્ય કલેવરની ઉપયોગિતા અને સુંદરતામાં સહાયક થવા માટે, શ્રી રાયચુરા ગોલ્ડન જ્યુબિલી પ્રિન્ટીંગ વર્કસના માલીક સાક્ષરવર્ય શ્રી. **ગો**કુલદાસ દ્વારકાદાસ રાયચુરાભાઇને, પ્રેસના મેનેજરને, મુનિરાજશ્રીના વિહારને નકશો બનાવી આપનાર **અં**જાર તાલુકાના જંગલ ખાતાના ઓફીસર શ્રીયુત **રા**મસિંહજી રાઠોડને તેમજ પુસ્તકના જેકેટ માટે આકર્ષક ડીઝાઈન બનાવી આપનાર **અ**ગતરાયવાળા ચિત્રકાર ભાઈ **ગો**કળદાસ સુંદરદાસ કાપડીયાને આ તકે અમે આભાર માનીએ છીએ.

મુનિરાજશ્રી **વિ**દ્યાવિજયજી તો અમારી આ સંસ્થાના સ્થાપક જ છે, તેઓની કૃપાથી જ આવાં સુંદર સર્જને પ્રકાશિત કરવાનું સદ્દભાગ્ય અમને પ્રાપ્ત થાય છે. એટલે અમે તેઓના તો હંમેશાના ઋણી છીએ જ.

આ પુસ્તકની પણ બીજી આવૃત્તિ જેમ બને તેમ જલદી પ્રકાશિત કરવાનું સદ્દભાગ્ય અમને પ્રાપ્ત થશે, એવી આશા છે.

**—પ્રકાશક.**

# કંઈક

કોઇ પણ રાષ્ટ્રના ઇતિહાસ ઘડતરમાં 'ભ્રમણ વૃત્તાન્તો' વધારે પ્રામાણિક માની શકાય છે. તે તે સમયમાં ચાલતા સિક્કાઓ, શિલાલેખો અને ગ્રંથોના અંતમા આપેલી પ્રશસ્તિઓ—આ બધીએ વસ્તુઓ ઉપરથી કોઇપણ વસ્તુનો નિર્ણય કરવામા જ્યારે મુશ્કેલીઓ ઉભી થાય છે, ત્યારે, તે તે સમયના 'પ્રવાસ વર્ણનો' એ મુશ્કેલીઓને દૂર કરવામા સુંદર સાધન તરીકે કામમાં આવે છે. એજ કારણ છે કે આધુનિક લેખકોને ભારતની પ્રાચીન સ્થિતિ સંબંધી કંઇપણ નિર્ણય કરવામા દેશી કે પરદેશી મુસાફરોના 'ભારત યાત્રા વર્ણનો' ઉપર વધારે ધ્યાન આપવું પડે છે. બલ્કે તે યાત્રાકારોએ લખેલી વસ્તુઓ સાચી છે, પ્રામાણિક છે, એમ માનવું પડે છે.

જૈનસાધુઓ હંમેશા પાદવિહાર કરે છે. ન્હાના કે મોટા તમામ ગામો, જંગલો કે અરણ્યો, પહાડો કે રણોને પોતાના પગ નીચે ખૂંદી વાળે છે. જૈન સાધુઓનું કાર્ય ઉપદેશ આપવાનું હોઈ, જૂદી જૂદી જાતના, જૂદા જૂદા સ્વભાવના મનુષ્યો તેમના પરિચયમાં આવે છે. ભિક્ષાવૃત્તિ એજ એમના જીવન-નિર્વાહનું સાધન હોઈ, ગરીબ કે તવંગર તમામના ઘરોમાં જવાનો એમને પ્રસંગ મળે છે. સ્વાધ્યાય એ એમની દિનચર્યામાંનો એક વિભાગ હોઇ, અનેક વિદ્વાનો અને જ્ઞાનપિપાસુઓ તેમના સહવાસમાં આવે છે.

આ બધાં કાર્યોથી જૈન સાધુ બીજાઓ કરતા વધારેમાં વધારે દેશની સામાજિક, ધાર્મિક, આર્થિક પરિસ્થિતિઓ સ્પષ્ટ રીતે સમજવા સાથે જુદી જુદી જાતોના રીત રિવાજો અને રુઢિઓ વિગેરે પણ જાણી શકે છે, જો જિજ્ઞાસા અને નિરીક્ષણ બુદ્ધિથી એનું અવલોકન કરે તો.

પ્રાચીન કાળમાં દૂર દૂર સુધીની તીર્થયાત્રાઓ માટે પગપાળા સંઘો નિકળતા સેંકડો કે હજારો માણસોનો સંઘ સાધુઓની સાથે પગપાળા તીર્થયાત્રા કરતો. સાધુઓ જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાંનો ઇતિહાસ મેળવતા અને પદ્યમાં આલેખતા. આ વૃત્તાન્તો—આ તીર્થયાત્રાઓ—આ ઇતિહાસનાં અંગો 'તીર્થમાળાઓ'ના નામે જૈન ભંડારોમાં ભર્યાં પડયા છે.

વર્તમાન સમયમાં વર્તમાનપત્રોનાં સાધનોદ્વારા આ શ્રમણોનો તાત્કાલિક લાભ મળી શકે છે. પણ સામૈયા કે અઠ્ઠાઇ મહોત્સવો, વરઘોડા કે સ્વામી વત્સલો, એના ઉપર જેટલુ ધ્યાન અપાય છે, તેના કરતા ઇતિહાસને ઉપયોગી તે તે ગામો કે દેશોની પરિસ્થિતિઓ નોંધાતી જાય, તેમજ આજ કે કાલ–ગમે ત્યારે પણ ઈતિહાસકારોને માટે ઉપયોગી થઇ પડે, એવી વસ્તુઓ પ્રકાશિત થતી જાય, તો તે વધારે લાભકર્તા છે.

'**મારી મેવાડ યાત્રા**' અને પછી '**મારી સિન્ધ યાત્રા**' એમ મ્હારા પ્રવાસ સંબંધીનાં બે પુસ્તકો જનસમાજના ચરણે ધર્યા પછી '**મારી કચ્છ યાત્રા**' એ ત્રીજા 'પ્રવાસ વર્ણન' તરીકે જનતાના ચરણે ધરતા મને બહુ આનંદ થાય છે.

મારા આ પ્રવાસ વર્ણનો લોકોને કેટલાં રુચિકર થયાં છે, એ બતાવવાનું કામ મારુ નથી. માત્ર ત્રણ કે ચાર મહિનામા '**મારી સિન્ધ યાત્રા**'નુ પુસ્તક ખલાસ થઇ ગયું. ગાયકવાડ ગવરમેન્ટે ઈનામો અને લાયબ્રેરીઓ માટે એ પુસ્તક મંજૂર કર્યું. અને એની બીજી આવૃત્તિ માટે લગભગ બે વર્ષથી લોકોની માગણી થઇ રહી છે. એ મારા સંતોષનું તો કારણ છે જ. મને જણાવતાં ખુશી થાય છે કે પ્રકાશક એની બીજી આવૃત્તિ જલ્દી બહાર પાડશે.

સિન્ધમાંથી કચ્છમાં આવવાનો અમને પ્રસંગ મળ્યો. બે વર્ષ કચ્છમાં રહેવાનું અંજળ બન્યું, કે જેને હું અકસ્માત્ તરીકે ગણું છું. રાજ્ય-પરિચયો

થયા, કચ્છના ગામડે ગામડે વિચરવાનું થયું, ઘણું ઘણું જાણવાનું, જોવાનું અને અનુભવવાનું મળ્યું, પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસો વાંચવાના મળ્યા, વર્તમાન ઇતિહાસ લેખકોથી ઘણી સામગ્રી મળી, માનવ સ્વભાવના વધારે અનુભવો થયા નિરુદ્યમી છતાં શ્રીમન્તાઈના દર્શન થયાં, શ્રીમન્તાઈ છતાં કૃપણતાના સંયોગો પણ જોવાયા. બુદ્ધિમત્તાઓ છતાં કલેશોના વાવેતર જોવાયાં, સુખસાધનો હોવા છતાં મહેનત-મજૂરીમાં ઉત્સાહો જોવાયા, કચ્છના આવા અનેક ચિત્ર-વિચિત્ર અનુભવોનું આલેખન એજ મારી આ **'કચ્છ યાત્રા.'**

માનવ માત્રમાં ગુણ અવગુણો રહેલા છે. મનુષ્ય પોતે અપૂર્ણતાનું પૂતળું છે આવી અવસ્થામાં પણ વસ્તુનું આલેખન તે તે લખનારની દૃષ્ટિથી જ લખાયેલું છે, એમ વાંચનારાઓએ સમજવું જોઇએ. સંભવ છે, એથી બીજી દૃષ્ટિએ જોનારા એથી કંઇ વધારે અથવા કંઇ જુદુ પણ મેળવી શકે. લખનારની બુદ્ધિ **તટસ્થ** અને દૃષ્ટિ **નિર્દોષ** હોવી જોઇએ.

વાંચનાર પણ, એવીજ રીતનું ઉદાર દિલ, નિષ્પક્ષવૃત્તિ, અને ગુણદૃષ્ટિથી જે વાંચે, તો એને ઘણું ઘણું જાણવાનું મળી શકે.

**'મારી સિન્ધ યાત્રા'**ની માફક **'મારી કચ્છ યાત્રા'**માં પણ કચ્છનો ભૂત અને વર્તમાનકાલના ઇતિહાસ સમય અને સ્થાનના પ્રમાણમાં રજુ કરવામાં આવ્યો છે. મારે કબલ કરવું જોઇએ કે **'મારી સિંધ યાત્રા'** કરાચીની મારી બિમારીમાં લખાઈ છે. એટલે સિંધના ઇતિહાસ માટે ન હું જોઇએ તેટલાં ઐતિહાસિક સાધનો મેળવી શક્યો હતો અને ન હું સિંધના વર્તમાન ઇતિહાસ લેખકોની પાસેથી જોઇતી સામગ્રી મેળવી શક્યો હતો. પરન્તુ મને જણાવતાં સંતોષ થાય છે કે **'મારી કચ્છ યાત્રા'** લખતાં કચ્છના મારા સાક્ષર મિત્ર **'માંડવી** ભાટીયા છાત્રાલય'ના ગૃહપતિ શ્રીયુત કલ્યાણરાયભાઇ છાયા માસ્તર પાસેથી જેમ હું કેટલાંક ઐતિહાસિક પુસ્તકોનું સાધન મેળવી શક્યો, તેમ કચ્છના પ્રસિદ્ધ કવિભાઇ દુલેરાય કારાણી અને ગુજરાતીનાં અનેક પત્રોના પ્રસિદ્ધ લેખક શ્રીયુત ડુંગરસીભાઇ સંપટ જેવા ઇતિહાસ લેખકો પાસેથી કેટલીક સામગ્રી પણ મેળવી શક્યો. અને તેજ કારણ છે કે જ્યાં સુધી હુ સમજી શક્યો છું, **'મારી કચ્છ યાત્રા'**મા ઐતિહાસિક વસ્તુ વધારે આપવા ભાગ્યશાળી થયો છુ.

કચ્છને માટે યદ્યપિ ઘણું ઘણું લખાયુ છે, છતાં કચ્છના વર્તમાન ઈતિહાસ લેખકોનું કથન છે કે કચ્છના ઇતિહાસ-ઉદરમાં જેટલી વિશાળતા છે, જેટલી ઉંડાઈ છે, એના પ્રમાણમાં તો એનું માપ હજુ કંઈજ નથી કાઢી શકાયુ,–એનાં પ્રમાણમાં હજુ કઇજ નથી લખાયું, કહેવાય છે કે કચ્છનું ઐતિહાસિક સાહિત્ય લખવાની શરુઆત શ્રી. આત્મારામ કેશવજીએ કરી હતી; તેમણે 'કચ્છનો ઈતિહાસ' લખ્યો, કે જે અત્યારે અલભ્ય છે. તેમનો 'શાળોપયોગી ઈતિહાસ' પ્રસિદ્ધ છે.

કચ્છના ઈતિહાસમાં અત્યારના જે જે લેખકોએ પ્રકાશ પાડયો છે, તેઓમાં શ્રી આત્મારામ કેશવજી ઉપરાન્ત શ્રી વીસનજી ચતુર્ભુજ ઠક્કુર, શ્રી નારાયણ વીસનજી ઠક્કુર, કવિરાજ શ્રી દુલેરાય કારાણી, શ્રી ડુંગરસી ધરમશી સંપટ. શ્રી દલપતરાય પ્રાણજીવન ખખ્ખર, શ્રી જયરામદાસ નેગાંધી, શ્રી લાલજી મૂળજી જોશી, શ્રી માવજી કાનજી મ્હેતા અને શ્રી જીવરાજ અજરામર ગોર વિગેરે મુખ્ય છે.

કચ્છની ઐતિહાસિક અને ભૌગોલિક સ્થિતિનું જે વર્ણન મેં મારા આ પુસ્તકમાં આલેખ્યુ છે, તે ઉપર્યુક્ત લેખકોનાં પુસ્તકોને આભારી છે.

પ્રવાસ વર્ણનો અને ખાસ કરીને આ ઢબથી લખાએલાં 'પ્રવાસ વર્ણનો' પોતેજ પ્રસ્તાવના રૂપે હોઈ, મારે વધારે પ્રસ્તાવના રૂપે લખવાનુ શું હોઈ શકે ? છતાં જે કઈ લખવાનું હતુ તે, કચ્છના વતની, કચ્છના અનુભવી, કચ્છના ઈતિહાસ લેખકો પૈકીના એક પ્રૌઢ લેખક સાક્ષરવર્ય શ્રી ડુંગરસીભાઈ સંપટે લખવાનું માથે લઈ મારો બોજો ઓછો કર્યો છે. તે બદલ તેમનો આભાર માનુ છુ.

જે જે ગ્રન્થો મારી આ યાત્રા લખવામાં ઉપયોગમાં લીધા છે, તે તે ગ્રન્થોના લેખકો પ્રત્યે પણ કૃતજ્ઞતા જાહેર કરવા સાથે, કવિ દુલેરાય કારાણી નોતો હું વધારે ઋણી છું, કે જેમણે પોતાનો વ્યવસાય છોડીને પણ મારી પાસે આવી, થોડા દિવસ રહી આખુંય પુસ્તક વાંચી જવાની અને તેમાં યોગ્ય સુધારા વધારા કરવાની તકલીફ લીધી છે.



'મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી'

શ્રી. રાવપુરા ઓ. જ્યુ. પ્રિ. વર્કસ, વડોદરા

પુસ્તકને પ્રકાશિત કરાવવામાં **આસંબીયાના** વતની, ઉદાર ચરિત શેઠ **કોરસીભાઈ** વીજપાલે પ્રકાશક ' ગ્રંથમાળા'ને, મારા ઉપદેશને માન્ય રાખી જે આર્થિક સહાયતા કરી છે, તે બદલ તેઓ ધન્યવાદ અને આશીર્વાદને પાત્ર છે. તેમના હાથે આવા અનેક શુભકાર્યો થાય એમ હું ઇચ્છું છું.

કચ્છના મારા વિહારનો સ્વતંત્ર નકશો બનાવી આપી, આ પુસ્તકને વધારે ઉપયોગી અને સુશોભિત બનાવવામાં સાથ આપનાર કચ્છ—અંજાર તાલુકાના જંગલખાતાના ઓફીસર અને ' કુમાર 'ના પ્રસિદ્ધ લેખક શ્રીયુત ભાઇ **રામસિંહજી** રાઠોડને પણ ધન્યવાદ આપવો કેમ ભૂલી શકું ?

આ પ્રસંગે, આ પુસ્તક અંગેની ન્યૂનતાઓની ક્ષમા પણ યાચી લઉં.

કચ્છ, એ 'પુરાતત્ત્વ'નો ખજાનો છે; અને તેથી જ 'પુરાતત્ત્વ'નુ એક પ્રકરણજ સ્વતંત્ર લખ્યુ છે. મારી ઈચ્છા હતી કે જૂના મંદિરો અને એવાં પ્રાચીન સ્થાનોના ફોટાઓ સારી સખ્યામા આપવા. પરન્તુ પ્રયત્ન કરવા છતાં એવા ફોટા મળી શકયા નહિ. માત્ર જે ત્રણ ફોટા શ્રીયુત ભાઇ રાયસિંહજી રાઠોડ દ્વારા પ્રાપ્ત થયા છે, તેજ આપી સંતોષ માનવો પડયો છે.

ઘણા વખતથી મારી આખોમા મોતીયો હોઈ, મારા પોતાથી લખવાનું બહુ ઓછુ બને છે. આ પુસ્તકની પાણ્ડુલિપિ જુદા જુદા મહાનુભાવો પાસે કરાવવી પડી છે. એટલે સંભવ છે કે જોડણીના નિયમનો ભગ થયો હશે. એ ન્યૂનતા માટે પણ ક્ષમા પ્રાર્થી છુ.

પ્રાન્તે, જે સ્વ. ગુરુદેવની અસીમ કૃપાના બળથી મારી **'સંયમયાત્રા'** સાથે જુદી જુદી 'દેશ યાત્રાઓ,' 'તીર્થયાત્રાઓ' અને 'સાહિત્યયાત્રા'ઓ દ્વારા યત્કિંચિત્ અંશે સમાજ, ધર્મ અને રાષ્ટ્રની સેવા કરવા સદ્‌ભાગી થાઉં છુ, તે ગુરુદેવ શ્રી **વિજયધર્મસૂરિ** મહારાજને ભૂરી ભૂરી વંદન કરતો અને વધુને વધુ ઉપર્યુક્ત યાત્રાઓ કરવાનુ સામર્થ્ય અર્પવાનો પ્રાર્થના કરતો મારું વક્તવ્ય અહિ સમાપ્ત કરુ છુ.

**પોરબંદર ૧-૭-૪૨,** **—વિદ્યાવિજય**

## ગ્રંથ લેખનમાં સહાયક પુસ્તકાદિની યાદી.

| નામ. | કર્તા. |
|---|---|
| ૧ કચ્છનો બાળોપયોગી ઇતિહાસ | જયરામદાસ નેગાંધી |
| ૨ કચ્છનો શાળોપયોગી ઇતિહાસ | આત્મારામ કેશવજી |
| ૩ કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર બેંગાર | વિસનજી ચતુર્ભુજ ઠક્કુર<br>સંપાદકઃ નારાયણ વિ. ઠક્કુર |
| ૪ કચ્છની પદ્મિની અથવા પૂંઅરો અને રાજઈ | નારાયણ વિસનજી ઠક્કુર |
| ૫ કચ્છની જૂની વાર્તાઓ | જીવરાજ અજરામર ગોર |
| ૬ કચ્છ વૃત્તાન્ત | ચતુર્ભુજ શિવજી મહેતા |
| ૭ કચ્છનો કેશરી અથવા ઘોઘો અને ચનેસર | નારાયણ વિસનજી ઠક્કુર |
| ૮ કચ્છની લોકકથાઓ ભા. ૧ લો | લાલજી મૂલજી જોશી |
| ૯ કચ્છની રસધાર પ્રથમ ભાગ | જયરામદાસ નેગાંધી |
| ૧૦ આધુનિક કચ્છ | વેલજી ઠાકરશી |
| ૧૧ ‘ સ્વદેશ ’નો ખાસ અંક | |
| ૧૨ ‘ જય કચ્છ ’નો ખાસ અંક | |
| ૧૩ કચ્છના કલાધરો અથવા ચંદ્રવંશ ચરિત્ર | દુલેરાય એલ. કારાણી |
| ૧૪ કચ્છનો ઇતિહાસ | માવજી કાનજી મહેતા |
| ૧૫ કચ્છની શાળાપયોગી ભૂગોળ | માવજી કાનજી મહેતા |
| ૧૬ કચ્છનું વેપાર તંત્ર | ડુંગરશી ધરમશી સંપટ |
| ૧૭ કચ્છની લઘુ ભૂગોળવિદ્યા | દલપતરામ પ્રાણજીવન ખખ્ખર |
| ૧૮ કચ્છી પ્રજાકીય પરિષદનો હેવાલ, પ્રથમ અધિવેશન | |
| ૧૯ કચ્છી પ્રજાકીય પરિષદનો હેવાલ, બીજું અધિવેશન | |
| ૨૦ કચ્છ ગિરનારની મહા યાત્રા | જૈન સસ્તી વાચનમાળા |



# અનુક્રમ





## પરિશિષ્ટો.







# શ્રી કોરસી શેઠ



સં. ૧૯૭૬ની સાલને આસો મહિનાની બારસનો દિવસ હતો, રાતના બે વાગે **આસંબીયાથી** નિકળેલા ત્રણ પગપાળા મુસાફરો કોડાય, **નવાવાસ**, **મેરાવ**, **ભીંસરા** અને **બાડા** વટાવી ચૂકયા હતા. કચ્છની ધરતી તપી રહી હતી. લૂ તીરસમાન સરરાટા કરતી ચાલી રહી હતી. જાણે આગ વરસી રહી હતી. ત્રણ મુસાફરોમાંના એકે હજુ જુવાનીમાં પગલાં ન્હોતા માંડયાં. તેનું બદન અને મુખ તૃષાથી આકુળ–વ્યાકુળ થઇ ગયું હતું. જાણે દાહજવરનો પ્રકોપ ઉઠયો હતો. 'બાપુજી! હવે મારાથી નહિ ચલાય!' એમ કહીને તે છોકરો એક સ્થળે બેસી ગયો. બન્ને સાથીઓ છોકરાની આ આકૂળતાથી ખૂબ ગભરાયા. બેમાંના એકના ચ્હેરા ઉપર ચિન્તાની વધારે છાયા ફરી વળેલી દેખાવા છતાં તેનો આત્મા કંઇક અનેરા ધ્યાનમાં લાગી ગયો હોય તેવું દેખાતું હતું. અકસ્માત્ ખડખડ કરતો એક રેંકડો ત્યાં આવીને ઉભો: "તમારે સુથરી જવું છે? ચાલો; આ રેકડામાં બેસી જાઓ." "ભાઇ, પણ ભાડુ તો નકકી કરો." "બધું નકકી થશે, તમે ચિંતા ન કરો." ત્રણે રેંકડામાં બેઠા. પવનવેગી ઘોડાની માફક

ઉછળતા બળદોએ જમીન કાપવી શરૂ કરી. થોડીવારમાં પેલો ગાડીવાળો, જેણે પીળી પાઘડી અને ચોરણો પહેરેલો હતો, રેંકડા ઉપરથી કૂદી પડયો. ખોબો ભરીને લીલી–લીલી મગની શીંગો લાવી તૃષાતુર બનેલા પેલા બાળકને આપી. ચાંગડાઈ ગામ આવ્યું. વગર માગ્યે ગાડીવાળો ગામમાં ગયો. અને પાણી લાવી પેલા છોકરાને આપ્યું. સાંજ પહેલા તો સૌને સુથરી પહોંચાડયા. મોટી ઉમરના મુસાફરે ગાડીવાળાને કહ્યું: 'ભાઈ, તમારૂં ભાડું અને નાસ્તો ખાવાનો લઇ લ્યો.' 'હા, હા, ઠીક છે, જાઓ, તમે પ્રભુનાં દર્શન કરી આવો,' મંદિરમાં દર્શન કરી, ત્રણ મુસાફરો ધર્મશાળામાં આવીને જૂએ છે, તો ન મળે ગાડી કે ન મળે ગાડીવાળો. ખૂબ તપાસ કરી પણ કયાંય પત્તો નહિ.

આસંબીયાના જે મહાનુભાવના જીવનની આ અદ્‌ભૂત ઘટના છે, એમનું નામ છે–શેઠ કોરસી વીજપાલ. તૃષાતુર થયેલો બાળક, એ એમનો સ્વર્ગવાસી વ્હાલો પુત્ર રવજીભાઇ અને બીજા સાથી એ એમના કાકાના દીકરા ભાઈ આસારિઆ:

જીંદગી જો ખરેખર યુદ્ધજ હોય તો તે યુદ્ધને જીતવા માટે શ્રદ્ધાનું શસ્ત્ર એક અનિવાર્ય વસ્તુ છે. જેની નસનસમાં શ્રદ્ધા વ્યાપ્ત થયેલી છે એવા કોરસી શેઠના જીવનમાંથી શ્રદ્ધાનાં આવાં અનેક ચમત્કારિક દૃશ્યો જાણવાનાં મળે છે. સમ્મેતશિખર, આબુ, ઉદયપુર, ભોયણીજી, જુનાગઢ, પાવાપુરી અને તારંગા આદિની યાત્રાઓ કરતાં આવા અનેક અનુભવો તેમણે અનુભવ્યા છે.

જૈન વીસા ઓસવાળ, એ એમની જાતિ છે. અને 'ગાલા' વંશના એ એક નબીરા છે. ઓસવાળોમાં 'ગાલા' વંશ એક પ્રસિદ્ધ વંશ છે. 'ગાલા' વંશનો ઇતિહાસ 'દેવનદાદા'થી મળે છે, કે જે દેવનદાદા મહાપ્રતાપી, ધર્મિષ્ઠ અને ભાગ્યશાળી પુરૂષ થઇ ગયા. તેમના પૌત્ર

નેણશી શેઠ અને નેણશીના પૌત્ર આ 'જીવન પરિચય'ના નાયક કોરસી શેઠ છે. 'ગાલા' વંશનું વંશવૃક્ષ આ પરિચયની અંતે આપ્યું છે.

પુરુષાર્થની સાથે જ્યારે ભાગ્યની યારી મળે છે, ત્યારે ન કલ્પી શકાય તેવી સફળતા સામે આવીને ઉભી રહે છે. ૧૧ વર્ષની ઉમરનો બાળક પાંચમી ગુજરાતીનો અભ્યાસ પણ અધૂરો મૂકી મુંબઈ જાય, ત્રણ મહિનાના ઉધડા ૧૦, રૂપીયાના પગારના પંતુજી પાસે વાણિયાઓને ઉપયોગી હિસાબી કોષ્ટકો અને ગણિત શિખે, વગર પગારની નોકરીથી પૈસો કમાવવાનો પ્રારંભ કરે. પહેલા વર્ષે માસિક ચાર કોરીથી શરૂઆત કરી પાંચમા વર્ષે ૪૦૦ કોરી મેળવી શકનાર એક પુરુષાર્થી આખા રંગૂનનો નહિ, બલ્કે આખા બર્માનો 'સખાવતે બહાદુર,' મોટામાં મોટો લક્ષાધિપતિ બને, એ ભાગ્ય અને પુરુષાર્થની કરામત સિવાય બીજું શું કહી શકાય ? કહેવાય છે કે મુંબઈના ભાત બજારમાં સોળ-સત્તર વર્ષની ઉમ્મરના આ કોરસીને જ્યારે વાર્ષિક ૪૦૦ કોરી મળવા લાગી હતી, ત્યારે ભાત બજારમાં નોકરી કરતા ૮૯ છોકરાઓમાં કોરસીના બરાબરના માત્ર ત્રણજ છોકરાઓ હતા.

સાહસિક વૃત્તિ અને જાતમહેનત એતો કચ્છીઓનો જન્મસિદ્ધ ગુણ છે. લગભગ ૨૨ વર્ષની ઉમ્મરે એટલે સં. ૧૯૫૨માં કોરસી શેઠ રંગૂન ગયા. આ વખતે અંગ્રેજીની તેમને એ. બી. સી. ડી. એ ન્હોતી આવડતી. અને રંગૂન જેવા પ્રાન્તમાં વ્યાપારી કારોબાર ચલાવવા માટે પણ અંગ્રેજી તો જરૂર જ જોઇએ. આર્થિક સ્થિતિ એટલી નબળી હતી કે તેઓ સારો અંગ્રેજી શિક્ષક રાખીને અંગ્રેજી શિખી શકે એવું તો ન્હોતું. છતાં અંગ્રેજી શિખવાની ધગશ તો હતી જ. 'કહીંકી ઇંટ, કહીંકા રોંડા ભાનુમતીને કુનબા જોડા' વાળી કહેવત પ્રમાણે કોરસી શેઠે થોડું અહિંથી થોડું તહિંથી અને થોડું પોતાની મેળે—એમ કરી કરીને અંગ્રેજી એટલું તો ભેગું કરી લીધું કે તેઓ પોતે કહે છે, તેમ—'કદાચ

કોઇ વખત મગ ભેગા ગુવાર ભરડાઈ જતા હશે,' છતાં તેમના ધંધાને અને વ્યવહારને માટે તો ઘણું ઉપયોગી કહી શકાય. ચાર વાગે ઉઠીને જ્યારે તેઓ અભ્યાસ કરતા, ત્યારે તેમની ઇલેકટ્રીક બતી, એ એમની મીણબત્તી હતી. ત્રણ મહિનામાં તો તેઓ તાર વાંચતાં શિખી ગયા હતા. અને પછી ધીરે ધીરે પોતાનો અભ્યાસ વધાર્યો.

રંગૂનમાં રહી સ્વપુરુષાર્થથી લાખો કમાયા અને લાખો ખર્ચ્યા. લક્ષ્મીની ચંચળતા તેઓ હંમેશાથી સમજતા આવ્યા છે. કેટલાક વાણિયાઓ જેમ કેવળ સરવાળા અને ગુણાકારજ વધારે જાણે છે, કોરસી શેઠ 'બાદબાકી' અને 'ભાંગાકાર' પણ સારી રીતે શિખ્યા છે. જેમ તેઓ લાખો કમાણા તેમ લાખોનો દાન પ્રવાહ પણ વહેવડાવવા લાગ્યા. આજ કાલના કહેવાતા દાનવીરોની માફક તેમના દાનની પાછળ નામના કરવાની મલીન ભાવના તેમનામાં નથી જોવાતી. તેમનો દાન પ્રવાહ મૂખ્યતઃ બે દિશાઓમાં જ વહે છે—ગરીબોને સહાયતા અને જ્ઞાનનો પ્રચાર. જરૂર જણાતાં તેઓ બીજા ઉપયોગી કાર્યોમાં પણ પોતાની લક્ષ્મીનો સદ્‌વ્યય કરવાનું ચૂકતા નથી. પાલીતાણા અને પાવાપુરીમાં ધર્મશાળાઓની આવશ્યકતા જણાતાં તેઓએ તેની પૂર્તિ પણ કરી આપી છે. છતાં મુખ્ય લક્ષ્ય તો તેમનું જ્ઞાનપ્રચારનું જ રહ્યું છે. સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ અને સ્વ. મણિલાલ નથુભાઇ દોસીનાં અનેક પુસ્તકો એમણે છપાવી જ્ઞાનપ્રચાર કર્યો છે. એમનાં દીક્ષિતપુત્રી પાનબાઇ કે જેઓ અત્યારે પુષ્પાશ્રીના નામે પ્રસિદ્ધ છે. અને જેઓ વિદુષી પણ છે. તેઓ ડુમરામાં કણુબાઇના આશ્રમમાં રહી અનેક બહેનોને જ્ઞાન-દાન આપે છે. તેમની પ્રેરણાથી જૈનધર્મના તત્ત્વસંગ્રહ રૂપે એક બૃહદ્‌ગ્રંથ શેઠજીએ બહાર પાડયો છે.

પ્રસ્તુત 'મારી કચ્છ યાત્રા' પુસ્તકની ૧૦૦૦ નકલો છાપવાનું પહેલાં નક્કી થયેલું. પરન્તુ જ્યારે તેમણે જાણ્યું કે પુસ્તક અત્યારના

સાહિત્યમાં અને ખાસ કરીને કચ્છના ઇતિહાસમાં એક મહત્વપૂર્ણ સ્થાન ગેળવે તેવું છે; ત્યારે પૂ. મહારાજશ્રી **વિદ્યાવિજયજી** વિહારમાં હોઈ, એમના સરનામાની ખબર નહિ હોવાથી, ભુજના પોસ્ટ માસ્તર ઉપર રંગૂનથી તાર કરીને પણ પૂ. મહારાજશ્રીને ત્રણ હજાર કોપી છપાવવાની વિનતિ કરી. આમ ઉંચી જાતના સાહિત્યની પાછળ તેઓ નિર્બન્ધ રીતે પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરે જાય છે.

સાહિત્યના તેઓ ખૂબ શોખી હોવાથી પૂર્ણ શ્રદ્ધાળુ હોવા છતાં, તેમનામાં રુઢિચુસ્તતા નથી આવી, એ એમના જીવનની એક વિશેષતા છે. લગભગ સાડા ત્રણ વીસીઓ સુધીની ઉમરે પહોંચેલા હોવા છતાં, વિચારોના ઉદાર અને અંધશ્રદ્ધાથી હજારો કોસ દૂર રહ્યા છે. સ્વ. મણિલાલ નત્થુભાઇ દોસી, સ્વ. વાડીલાલ મોતીલાલ શાહ અને પં. લાલનના પરિચયથી તેમજ અમદાવાદ, બનારસ, ભાવનગર તેમજ રંગૂનની થીઓસોફીકલ સોસાઇટીમાં જતાં આવતા રહેવાથી તેમનામાં વિચારોની ઉદારતા, ગુણગ્રાહકતા, અને આધ્યાત્મિક ભાવ ખૂબ વિકસિત થએલ જોવામાં આવે છે.

તેમના વિચારો કેવા ઉદાર છે? ઉમરે વૃદ્ધ હોવા છતાં વિચારોએ કેવા જુવાન છે? તે તેમના એક પત્રમાંની આ પંક્તિઓ બતાવી આપે છે:—

" આ પૃથ્વી પર આવી તો કેટલીએ દીવાળીઓ આવી ને ગઇ. ચાલી જાય છે અને જશે. તેમજ સંવત્સરી પ્રતિક્રમણ કરતી વખતે ૧૨ કાયાના એમ ૩૨ દોષોની અમે માત્ર મોઢે બોલીને ક્ષમાપના યાચીએ છીએ. પણ કોઇ વર્ષે એક પણ દોષ ઓછો કરી, ૩૧ નથી કહેતા. તો એવી નકામી ગોખણ પટ્ટી પ્રચલિત રાખવાથી આત્માને શો લાભ? જેને પૂજ્ય માની લઇને અમે પૂજીએ છીએ, તેને

જ દરવાજા બંધ કરી તાળામાં પૂરી રાખીએ છીએ. અમે પોતે લીલોતરીની બંધી લઇએ છીએ. છતાં પૂજામાં વપરાય છે. અસંખ્ય મંદિરો જીર્ણોદ્ધાર માગે છે. અસંખ્ય મૂર્તિઓ અપૂજ રહે છે. અને નામ ધરાવનાર સાધુઓ માટે ખુલ્લાં હવા ઉજાશવાળાં ધર્મશાળા–મકાનોની સારી જોગવાઇ તથા તેવા નામધારીઓને ભોજન વહોરવવા સમયે ઉંચી જાતના માલમલીદા મળી રહે છે. પણ ગરીબોએ ગુન્હો કર્યો તેથી રહેવા કે પહેરવા અને ખાવાની કહેવાતા શેઠીયાઓએ દરકાર અગર સગવડ જ ન કરવી. આ કયાંનો ન્યાય ? '

શ્રી કોરસી શેઠના પૂર્વજો–વડીલો ખૂબ ધર્મિષ્ઠ અને શ્રદ્ધાશીલ હતા. કોરસી શેઠ આટલા વયોવૃદ્ધ, બહોળા કુટુંબના નાયક, પ્રસિદ્ધ દાનવીર અને આખા બારમામાં તેમજ સમસ્ત કચ્છી કોમમાં પ્રસિદ્ધ હોવા છતાં એટલા બધા નિરભિમાની છે કે પોતાનું પ્રત્યેક શુભકાર્ય વડીલોના પુણ્ય પ્રતાપે ગણે છે, પોતાના પૂર્વજો પ્રત્યે એઓ પૂજ્યબુધ્ધિ અને બહુમાન ધરાવે છે.

કોરસી શેઠના દાદાએ તેમના મૃત્યુના ત્રણ દિવસ અગાઉ પોતાનો અંતિમ સમય ઘડી–પળ સાથે બતાવ્યો હતો. તેમના પિતાશ્રીના મોટાભાઇ મેઘરાજ બાપુએ પણ સંથારા પહેલાં શ્રી સંઘને પોતાને હાથે જમાડી અવસાન પામ્યા હતા. એમનાં ધર્મપત્ની અને રંગૂનમાં અવસાન પામેલા એમના સ્વ. પુત્ર રવજીભાઇએ પણ ત્રણ ત્રણ દિવસ અગાઉ પોત–પોતાનો મૃત્યુ સમય બતાવ્યો હતો. ઘણાઓને આમાં ઘેલછા જેવું કે શ્રદ્ધાતિરેક જેવું લાગશે. પરન્તુ શુદ્ધાચરણોથી જેઓનાં જીવન નિર્મળ બન્યાં હોય છે, તેઓને મૃત્યુનો ભાસ પહેલેથીજ થઇ આવે છે, એમ અનેક ઉદાહરણોથી સ્પષ્ટ થાય છે.

તેમનાં માતુશ્રી પણ અત્યન્ત દયાળુ હતાં. ભોજન કરતાં હોય અને કોઇ ગરીબ દુઃખી આવી ચડે અને કહે કે ' માજી કંઇ ખાવાનું આપશો,

તા તેમનો આત્મા ગદ્દગદ્દ થઇ જતો અને તરત થાળી ઢાંકી હાથ ધોઇ, પ્રથમ તેને ખવરાવી, પાણી પાઇ, પછી ઢાંકેલી થાળીમાંથી બાકીનું પોતે ખાતાં. તેમના પિતાશ્રી પણ વહાણમાં બેસી દેશમાં આવતા ત્યારે કેટલાય ગરીબોને ગુપ્તદાન આપતા. દાણામાં પૈસા નાખીને ગુપ્ત મદદ કરતા ઘણાઓનાં કરજભરી ખાતા ભરપાઇ કરાવતા. આમ તેમના માતપિતા અત્યન્ત દયાળુ અને માયાળુ હતાં.

વર્ષોથી પરદેશમાં વસવાટ કરવા છતાં, ઇતર પ્રજાઓના પરિચયમાં ખૂબ આવવા છતાં, વારસામાં મળેલી શેઠજીની ધર્મશ્રદ્ધા અને દયાવૃત્તિ ઘટવાને બદલે વધતી જ ગઇ છે. સં. ૧૯૨૯ થી ૧૯૩૩ સુધી ૧૨ વર્ષે બબ્બે ત્રણ ત્રણ મહિના તીર્થોની યાત્રા અને દેશાટનથી મળતા લાભો ઉઠાવ્યા છે. પોતાના પુત્ર–પૌત્રો સાથે તેઓએ બંગાળ, યુ. પી. સી. પી. મારવાડ, મેવાડ, ગુજરાત, કાઠિયાવાડ, રાજપુતાના અને કચ્છનાં પવિત્ર યાત્રા ધામોમાં વિચરી લક્ષ્મીનો સદ્‌વ્યય કરવા સાથે તન અને મનને પણ પવિત્ર બનાવ્યા છે. સં. ૧૯૩૪ માં પોતાના દીક્ષિત પુત્રી પાનબાઇ ( પુષ્પાશ્રી ) ની સાથે પણ તેઓ ઘણે સ્થળે વિચર્યા છે. અને તેઓ ઘણા વર્ષથી ચતુર્થવ્રત–બ્રહ્મચર્યનું પણ પાલન કરે છે.

એમના ધર્મપત્ની અને એમના એકના એક પુત્ર રવજીભાઇના સ્વર્ગવાસથી એમના હૃદયને આઘાત પહોંચે એ સ્વાભાવિક છે. છતાં એમનો આત્મા અનુભવના રંગથી ખૂબ રંગાયેલો હોવાથી એમણે એ પ્રસંગોને જ્ઞાનમાર્ગમાં ઉતારી પોતાના આત્માને વધારે વૈરાગી બનાવ્યો છે. દુઃખો અને આફતોના ઘણુના આઘાતોએ તેમના આત્માને વિચલિત કરવાને બદલે ઉલટો વધારે મજબૂત બનાવ્યો છે અને તેથીજ તેમણે સિદ્ધાન્ત કરી રાખ્યો છે કે–' જે આપણું છે, તે જતું નથી અને જે જાય છે, તે આપણું નથી ?'

છેલ્લા રંગૂનના પતનના થોડાજ દિવસ પહેલાં તેઓએ રંગૂન છોડયું. લાખોની મિલકત છોડી, પગરસ્તે અનેક કષ્ટો ઉઠાવી હાથી, વાઘ આદિ હિંસક જાનવરોથી ભરેલાં જંગલો વટાવી, આવી વૃદ્ધાવસ્થાએ અનેક કષ્ટો ઉઠાવી દેશ ભેગા થયા છે.

શેઠજી દીર્ઘાયુષી થઈ ધર્મ, સમાજ, સાહિત્ય અને દેશસેવાના અનેક કાર્યો કરવા સમર્થ થાઓ એજ અભિલાષા.

પં. અમૃતલાલ તારાચંદ દોસી
વ્યાકરણતીર્થ.



# આમુખ



પુજ્ય શ્રધ્ધેય શ્રી વિદ્યાવિજયજી મહારાજને કરાંચીની જનતાએ ગુજરાત નગરમાં માનવંત દસ્તુર ડૉ. ધાલાના પ્રમુખપદે જે મોટા દબદબા સાથે માનપત્ર આપ્યું હતું તેનું ચિત્ર મારી કલ્પના દષ્ટિ સમીપ ખડું થાય છે. મહારાજશ્રીને જાણે હમણાં જ ભાવભીની વિદાય શ્રી કરાંચીની પ્રજા આપી રહી છે. પણ એને ય ત્રણ વરસની મુદત વહી ગઇ. સમય પાણીના પ્રવાહની પેઠે વહી ગયો. પરંતુ પુજ્ય મહારાજશ્રીએ તો આ ત્રણ વરસોમાં અનેક અનુભવો અને મનુષ્યોના પ્રસંગો કેળવ્યા છે. "શ્રી કચ્છ યાત્રા" એ એમના અનુભવોનું નીચોડ રૂપ સુંદર ફળ છે.

કરાંચીમાં જ મહારાજશ્રી સારૂં શારીરિક સ્વાસ્થ્ય ભોગવતા નહોતા. પરંતુ એમનું માનસિક સ્વાસ્થ્ય હમેશાં સતેજ, સજાગ્રત અને સુંદર રહ્યું છે. એઓ નવા નવા અનુભવો મ્હાલી શકે છે. પોતે તેમાં અલિપ્ત રહીને પણ વિનોદ વૃત્તિથી બીજાઓને કુતુહલ વૃત્તિ ઉત્પન્ન કરી શકે છે. એમની ઇંદ્રિયો રૂપી દેવતાઓને અવલોકવા, વિચારવા અને વર્ણવવાની સહજ નૈસર્ગિક શકિત છે. પુજ્ય મહારાજશ્રી બળવાન આત્મા છે. **नायमात्मा बल हीनेन लभ्यः** મહારાજશ્રી પોતાના મજબુત હૃદયબળથી બીજાઓની નબળાઇઓ પારખી શકે છે. પરંતુ એમનામાં ઉદાર ચરિત્તોની **वसुधैव कुटुम्बकम्** ની મહાન દિવ્ય ભાવના છે. એઓ ક્ષમા કરી શકે છે. મીઠા શબ્દોમાં કયારેક વિનોદ કરતી એમની કલમ કયારેક કટાક્ષ-મયતા તરફ ઝોંક લઇને ફરી પાછી **क्षमा तेजस्विनां गुणः** તરફ વહે છે.

"કચ્છની યાત્રામાં ઉપર કહ્યું તેમ ગંભીર મહારાજશ્રીની વિનોદ વૃત્તિ ખૂબ સતેજ થઇ છે. રણમાં અનેક દુ:ખો પડે છે. નપાણીઆ ભયંકર તાપથી ભરેલા, રેતીના મેદાન જેવા, ખારા મીઠાથી ભરેલા આ

કઠીન રણમાં પગપાળા અને ઉઘાડા પગે મુસાફરી કરતાં મહારાજ રમુજી અને નવીન પ્રસંગો શોધી એમને ખૂબ રસમય રીતે વર્ણવી શકે છે. આ પશુપક્ષી અને મનુષ્યો વગરના પ્રદેશમાં પણ એમની અનુભવી આંખો ઘણું જોઈ શકે છે. એમના અનુભવી કાનો સાંભળી શકે છે. ચારે તરફથી ઉડતી રેતી એમના મનની શાંતિને ઉડાડી શકતી નથી. ત્રણ મુસલમાન ઑફીસરોને મહારાજશ્રી જવાબ આપે છે. " નહિં મેં હાથ નહિં દેખતા, મૂંહ દેખતા હૂં ", એ જવાબ એમના હૃદયની પ્રસન્નતા દેખાડે છે.

કઢણના બંગલામાં એક લંબ તોતડ સાધુને ભોજન કરાવી એના મરડાના રોગની ચિકિત્સા કરાવી ઠેઠ ખાવડા સુધી સેવા અપાવી પહોંચતો કર્યો એ ભૂતદયાનો દાખલો અન્ય દર્શનના સાધુઓએ ગ્રહણ કરવા જેવો છે. મહારાજશ્રીનું હૃદય કેટલું કોમળ છે તે દેખાઇ આવે છે.

કચ્છના દેશદર્શનના પ્રકરણમાં કચ્છની ઉત્પત્તિનું ભૌગોલિક જ્ઞાન મહારાજ શ્રી આપે છે. આવા પછાત દેશની પ્રાચીનતાનો પ્રકાશ એ પ્રકરણમાં સારી રીતે દેખાડાયો છે. મહારાજશ્રી ગમે તેવા વિષયને સરળ અને રસમય બનાવી દે છે. દરેક કચ્છીએ આ પ્રકરણનો અભ્યાસ કરવો જોઇએ.

રણનું પ્રકરણ પણ ખૂબ ઉપયોગી છે. એના વિષે બહુ થોડું સાહિત્ય અસ્તિત્વમાં છે. મહારાજશ્રી પોતાના સંઘ સાથે આગળ વધે તે પહેલાં આગલે દિવસે વરસાદ ખૂબ પડયો. વરસાદના પાણીથી કીચડમય થયેલ રણમાંથી પસાર થવાની ભારે મુસ્કેલી નડી. કચ્છમાં ચાલતા ભારે દુકાળનો સાક્ષાત્કાર મહારાજશ્રીએ રણમાં કર્યો. ગાયો, બળદો, બકરાં અને ઊંટોનાં મડદાં સાથે માથું ફાડી નાંખે એવી દુર્ગંધ ચારે તરફ એમણે અનુભવી.

રહેમફી બજારથી ૧૧ માઈલ દૂર કલરીમાં આજે કાંઈ નથી. પરંતુ અગાઉ સોલંકી વંશની એક શાખાની એ રાજ્યધાની હતું. ત્યારે આ સ્થળે વત્સરાજ સોલંકી સોળ વરસની ઉમરે ગાદીએ આવ્યો હતો. આજે એ ઠેકાણે એક ઝુંપડું પણ નથી. પાણીનું ટીપું પણ મળતું નથી.

મહારાજશ્રી ૧૩ માઇલના પ્રવાસ પછી કુંવારબેટ નામના દ્વિપ ઉપર આવ્યા. સિદ્ધપુર અને અણહિલવાડ પત્તનને પાવન કરનારી પ્રાચીન સરસ્વતી ઉર્ફે કુંવારકા નદી આ બેટ પાસેથી વ્હેતી હતી. આ કુંવાર બેટ પાસે એક મોટું બંદર હતું. એનું નામ કોલ્લાપુર પત્તન હતું. અહીં એક રાજપુત રાજવંશ સાશન કરતો હતો. એના રાજાની યુવાન કન્યાનો વિવાહ ઉપલા વત્સરાજ સાથે થયો હતો. મીંઢોળબંધો વત્સરાજ ગાયો વાળી જતા આયરોના ધીંગાણામાં મરાયો ત્યારથી આ તરફ વાછડા દાદાની સ્થાપના થઇ છે. વત્સરાજ ( વાછડા ) ને રણભૂમિમાં હાકલ કરતો દોહો આ રહ્યો. (અહીં આજે તો સર્વત્ર રણે ઉજ્જડ ભૂમિ બનાવી દીધી છે.)

પોપટ પારેવાં તણી રાણા રમતું મેલ્ય.
ધણ આવ્યું ધણેસર, વેગડ નાવી વાછરા.

ભીંડીઆરા ગામમાં દુકાળને લીધે ૬૦૦ છસોની વસ્તીમાંથી આઠ ઝુંપડાં જ મહારાજશ્રીએ જોયાં.

પાંચમાં પ્રકરણમાં ભૂજના પાટનગરમાં મહારાજશ્રી પ્રવેશ કરે છે. ભૂજનો ઇતિહાસ અને વર્ણન વિગતવાર દર્શાવે છે. સ્થાપત્યો, સંસ્થાઓ અને શહેરની ભૌગોલિક સ્થિતિ સરળ અને રસિક રીતે વર્ણવી છે.

છઠ્ઠા પ્રકરણમાં મહારાજશ્રીની ભૂજની પ્રવૃતિઓનું રોચક વર્ણન છે. મહારાજશ્રી એટલે કર્મયોગી. એમને ગીતાજીનો શ્લોક **नियतं कुरु कर्म त्वम्।** એ ખૂબ માન્ય લાગે છે. ભૂજમાં રાજ્ય કુટુંબ અને સજ્જનો સાથેના મિલનનું અને બીજી ૪૦ દિવસોની પ્રવૃતિઓનું સારૂં વર્ણન આપ્યું છે.

સાતમા પ્રકરણમાં કચ્છનો પ્રાચીન ઇતિહાસ સંક્ષિપ્તમાં આલેખાયો છે. આઠમા પ્રકરણમાં ભૂતપૂર્વ કચ્છ નરેશ ખેંગારજી બાવાનું છાયા ચિત્ર સૌમ્ય અને સુંદર ભાવે રજુ થયું છે. વાણી ઉપર એટલે કલમ ઉપરે અદભુત સંયમ દેખાડે છે.

૯ મા પ્રકરણમાં હાલના શ્રી કચ્છ નરેશના હૃદયની અને મસ્તિકની સુંદર નિખાલસ ભાવનાઓને દર્શાવી છે.

૧૦ માં પ્રકરણમાં કચ્છની મહાન નગરી ભદ્રાવતી અને જગડુશાહની મહત્તાના ગુણો ગાયા છે. મહારાજશ્રીએ ત્યાં સંઘયાત્રા કરી હતી.

૧૧ માં પ્રકરણમાં કચ્છના સૌથી વિશેષ ફળદ્રુપ વિશેષ્ય ધનાઢ્ય અને આધુનિક સ્થાપત્યો ધરાવનાર કંઠી વિભાગના ગામડાઓનું વર્ણન આપ્યું છે. કચ્છનો એ વિભાગ સ્વચ્છતા, સામજિક પ્રવૃતિઓ, અક્ષર-જ્ઞાનમાં વિકાસ પામે છે. અહીં મહારાજશ્રીએ ખૂબ વ્યાખ્યાનો આપ્યાં.

૧૨ મા પ્રકરણમાં વિદ્યાર્થીના સંઘમાં મહારાજશ્રી પ્રમુખ તરીકે બીરાજે છે. આખું પ્રકરણ ખુબ રસીક અને આકર્ષક બન્યું છે. શિક્ષણ સંબંધીના મહારાજશ્રીના વિચારો પ્રૌઢ અનુભવી અને આગળ વધેલા છે. અમે તે અત્યંત રસથી વાંચ્યા છે. વિદ્યાર્થિઓમાં કુસંપ એ શોકપ્રદ બીના છે.

૧૩ માં પ્રકરણમાં ભૂજમાં ચાતુર્માસમાં કરેલી પ્રવૃત્તિઓનું વર્ણન છે. ગુરૂદેવની જયંતી મોટા પાયે અહીં જ ઉજવાય છે. ભૂજમાં કચ્છી પ્રજા તરફથી એમને માનપત્ર અપાય છે.

મહારાજશ્રી પછી માકપર અને અબડાસાના પોતાના અનુભવો રજુ કરે છે. પછીનું પ્રકરણ તીર્થવર્ણનનું છે. તેમાં જૈનો અને જૈનેતરોના તીર્થોનું સંક્ષિપ્ત પણ રસીલું વર્ણન આવે છે.

જખૌના લવાદનામાનો પ્રશ્ન વર્તમાનપત્રોમાં ખૂબ ગવાયો છે. મહારાજશ્રીની નિસ્વાર્થ શુદ્ધભાવની સેવાઓ કદી નિષ્ફળ જશે જ નહિ. શ્રી ગીતાજીમાં કહ્યું છે કે **नहि कल्याणकृतः कश्चिद्दुर्गतिं तात गच्छति** સત્યભાવનાનું કલ્યાણકાર્ય કયારે પણ દુર્ગતિને પામતું નથી.

મહારાજશ્રી હમેશાં સૌમ્ય અને સાંકુશ ભાષા વાપરે છે. એઓની ભાષા કયારે પણ કોઇના મનની લાગણી દુઃખાવતી નથી. પરંતુ જૈનોને સમય પ્રમાણે એમના દોષો દેખાડતાં એઓ પાછી પાની કરતા નથી. કચ્છીજૈનોનું પછાતપણું, અંદર અંદરની કલેશમય મનોવૃત્તિ, ધર્મના નામે ખોટા રાગદ્વેષો વિગેરે મહારાજશ્રી સ્પષ્ટ શબ્દોમાં પણ દ્વેષ વગર

ખુલ્લા જણાવી દે છે. જૈનોનાં સામાજિક અને ધાર્મિક જીવનનાં પ્રકરણો જૈનેતરોએ પણ વાંચવા જેવાં છે.

કચ્છના શહેરોનું વર્ણન ઐતિહાસિક છે. કચ્છના કેળવણીના વિષયમાં એમની નિષ્પક્ષપાત બુદ્ધિ સાચા નિર્ણયો લાવી શકી છે. કચ્છના ઔદ્યોગિક જીવન ઉપર પણ સારો પ્રકાશ પાડ્યો છે.

કચ્છની ગૌરવ ગાથાઓ દરેક કચ્છીના હૃદયમાં પોતાના દેશના મહાન પુરૂષો માટે સન્માન અને પૂજ્યભાવ ઉત્પન્ન કરશે. પ્રાચીન વિશિષ્ટ વ્યક્તિઓ અને પુરાતત્વ એ બંને પ્રકરણો સંશોધક વૃત્તિથી લખાયાં છે. એની અગત્યતા ઘણી છે.

કચ્છના મંજલ રેલડીઆમાં મહારાજશ્રીએ બીજું ચાતુર્માસ શાંતિ અને એમના સ્વભાવોચિત્ત પ્રવૃત્તિઓમાંથી કાંઇક નિવૃત્તિમાં ગાળ્યું છે. એનાં પહેલાનું કાળા મેંઢાનું પ્રકરણ મેં ખૂબ મનની નબળી ઊર્મિઓના ભાવો વચ્ચે વાંચ્યુ છે. એથી નિરાશા થાય; પણ એની સત્યતા અનુભવસિધ્ધ છે.

આખું પુસ્તક સરલ અને પ્રાસાદિક શૈલીમાં લખાયું છે. એની વાણીનો પ્રવાહ હિમાલયના વહેતા ઝરા જેવો નિર્મળ પણ ઝડપવાળો છે. એમાં અંગત રાગ દ્વેષનો છાંટો પણ નથી. જોવું, વિચારવું અને સૌમ્ય ભાષામાં પ્રકાશમાં મુકવું એ આખા પુસ્તકની સ્વાભાવિક રચના છે. કચ્છ સંબંધી અતિ અલ્પ સાહિત્ય પ્રકટ થયું છે તેમાં આ પુસ્તક કિંમતી વધારો કરે છે. આમાંથી સર્વે જાતના વાંચનારાઓને જોઇતી સામગ્રી મળી આવશે. મહારાજશ્રી આમાં મનુ મહારાજના શ્લોકની પહેલી કડીને બરાબર અનુસર્યા છે.

**सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्** પરંતુ કયાં કયાં તેમાં પણ જૈનોની બાબતમાં અપ્રિય સત્યને પણ કહી નાંખ્યું છે. છતાં એમની કલ્યાણ ભાવના કયાંયે મોળી પડી નથી.

આ પુસ્તકથી કચ્છની, કચ્છની જનતાની, અને જૈનોની મહારાજશ્રીએ સારી સેવા કરી છે, ગુજરાતી સાહિત્યની પણ સાથે જ.

મહારાજશ્રી જૈનોની ખાસ અને જૈનતરોની સામાન્ય ભાવે જ્ઞાનવૃદ્ધિ વિદ્યાવૃધ્ધિ અને ઉન્નતિના ઇચ્છનારા છે. પ્રકરણે પ્રકરણમાં એમની આ કલ્યાણકારી મનોવૃત્તિ પ્રતિબિંબિત થાય છે.

મહારાજશ્રીએ તપોમય, સંયમી અને જૈન સાધુઓને ઉપયુકત જીવન ગુજાર્યા છતાં એમની પ્રવૃતિઓ લોક કલ્યાણ અને પરોપકારમાં ખૂબ તન્મય થાય છે તે વાંચનારાઓ સહેજે અનુભવશે.

મહારાજશ્રી સાચા જૈન સાધુ છે. પરંતુ એમના વિશાળ હૃદયમાં જૈનેતરો પ્રત્યે શુભ લાગણી અને બીજા ધર્મો પ્રત્યે સદ્ભાવ એ મહાન હૃદયની પરમ વિભુતિ એમને વરી છે. જૈનેતરો પાસેથી એઓ ખરા હૃદયનાં સન્માન મેળવી શકે છે.

મહારાજશ્રીનો જૈન ધર્મ અતિ વિશાળ છે. વાડાઓ, સંપ્રદાયો, ગચ્છો, પંથોની નબળાઇઓ એમના હૃદયને વારંવાર તિવ્ર દુઃખ આપી શૂળની પેઠે ભોંકે છે. બીજાઓની સંકૂચિતતા એમના હૃદયને સંકૂચિત બનાવી શકતી નથી.

મહારાજશ્રીની કચ્છની ઘણી ખરી પ્રવૃતિઓ સાર્વજનિક હતી. એમની વ્યાખ્યાનપીઠ પણ સર્વે ધર્મો અને સંપ્રદાયો માટેના વ્યાપક-સમતત્ત્વો ઉપર રચાયલી છે. મહારાજશ્રીને માટે હું મહાકવિ ન્હાનાલાલભાઇની થોડીક કડીઓ અહીં ઉપયુક્ત ધારી ટાંકીશ—

ભીષ્મ વૈરાગ્યથી ધારીને
તજી છે દેહ વાસના,
આલંબી આત્મ લક્ષ્મીને
સજી છે સ્નેહ ભાવના,
મનો ભાવે નથી જેણે
દુરીચ્છા પાપની કરી,
શીલને સાંચવ્યું જેણે
સદાયે સ્નેહને વરી,
ઉપાસે બ્રહ્મ શ્રદ્ધાથી
આત્મ લગ્ન ઊંડે હ્રદે,
મહા અદ્‌ભુત કો એવા
સ્નેહના યોગીને પદે.

કરાંચી
૧૯૯૮ અસાઢી ચંદ્ર

ડુંગરશી ધરમશી સંપટ.

: ૧ :

## પ્રસ્થાન



સાધુ ધર્મના નિયમ પ્રમાણે લગભગ ૩૫ વર્ષ થવા આવ્યાં, પગે ચાલી ચાલીને હજારો માઇલની મુસાફરી કરી, પગનાં તળીઆં ઘસી નાખ્યાં. ગુજરાત, કાઠિઆવાડ, **મારવાડ**, **મેવાડ**, **માળવા**, **યુ.** પી, **સી.** પી, **બેંગાલ**, **મગધ**, **ખાનદેશ** અને છેવટે **સિંધની** પણ સફરો કરી લીધી; ભયંકરમાં ભયંકર જંગલો, કે જ્યાં ચોર ડાકૂઓ ઉપરાન્ત વાઘ વરૂ અને એવાં હિંસક જાનવરોનો પાર નહિં હતો, એને પણ ખુંદી વળ્યો, અને પરિણામે "**पन्थासमा नत्थि जरा**" એ કથનનો સાક્ષાત્ સ્વશરીર ઉપર પણ અનુભવ કરી લીધો. હવે કોઇ પણ અજાણ્યા દેશમાં જવા માટે 'મુશ્કેલીઓ' સંબંધી તો વિચાર નથી જ આવતો; પરંતુ પાંત્રીસ પાંત્રીસ વર્ષ સુધી સતત પરિશ્રમ

પૂર્વક પ્રવૃત્તિ કર્યા પછી, કાંઈક નિવૃત્તિની તો ઇચ્છા રહ્યા કરે છે. જો કે કેટલાક મિત્રો અને સ્નેહીઓ તો કહે છે કે: 'કેટલાકોને માટે પ્રવૃત્તિ એજ નિવૃત્તિ છે. ગીતાનો 'કર્મયોગ' એ, કર્મયોગીઓને માટે 'જ્ઞાનયોગ' કે 'ભક્તિયોગ' જ છે. **कर्मण्येवाधिकारस्ते** એ કથન પ્રમાણે જેઓ કર્મ કરવા જ જન્મેલા છે, એમણે કર્મ કરતાં મરવું એમાં જ એમની મુક્તિ છે.'

એવા કર્મયોગીઓને માટે આ કથન અને આ ભલામણો ભલે સત્ય હોય; મારા જેવા એક પામર શક્તિ ધરાવનારા જીવને માટે શાન્તિ–નિવૃત્તિ–આરામ, એ એક જરૂરની જ વસ્તુ છે. આધ્યાત્મિક ભાવનાઓને પુષ્ટ કરવા માટે, મનોનિગ્રહને માટે, શારીરિક અને માનસિક આશાયેશની પણ જરૂર તો છે જ, એમ ઘણી વાર થઇ આવે છે. અને એજ કારણ હતું કે–કરાચીનાં ત્રણ ત્રણ ચોમાસામાં ખૂબ ખૂબ પ્રવૃત્તિ કર્યા પછી, શરીરને ખૂબ ખૂબ ધક્કો પહોંચાડયા પછી, મિત્રો–સ્નેહીઓને ખૂબ ખૂબ તકલીફો આપ્યા પછી, જો કે ત્યાંની જૈન કે જૈનેતર–તમામ પ્રજાનો અતિ આગ્રહ વધુ રોકાવા માટેનો, હોવા છતાં, ક્યાંક નાસી છૂટવાનો વિચાર કર્યો.

'ક્યાં આઢશો ?' મેં મારા આત્માને પ્રશ્ન કર્યો. જે સાધુઓને માત્ર ચોક્કસ જ ગામો અને ચોક્કસ જ ક્ષેત્રોમાં '**घटकुटयां प्रभातम**' કરવાનું હોય, એમને આ વિચાર ઓછો કંરવો પડે. **પાલીતાણાથી ભાવનગર કે ભાવનગરથી દાઠા મહુવા, અમદાવાદથી સાણંદ ગોધાવી** કે ખંભાતથી ખેડા વડોદરા; **માણસાથી પેથાપુર વીજાપુર** કે **જુનાગઢથી વેરાવળ પાટણ**–જવાનું જ હોય, તો ઝાઝો વિચાર કરવો ન પડે. પણ મારા જેવા નવું નવું જોવાના વ્યસનીને કરાચી જેવા હિંદના છેડાના **પ્રદેશથી** ક્યાંય થોડી સેવા **થઇ** શકે, અને સાથે **સાથે ઉપર** કહ્યું તેમ, શરીર અને મનને શાન્તિ મળી શકે, એવું ક્ષેત્ર શોધવાનો વિચાર થાય એ

સ્વાભાવિક હતું. મારા માટે બે પ્રદેશો હતા: **પંજાબ** અને **કચ્છ**. બન્ને મારા માટે નવા હતા. અજાણ્યા હતા. મુલતાનના સંઘની ખૂબ વિનતિ હતી. બે ત્રણ વાર ચોક્કસ ગૃહસ્થો તો વિનતિ કરી ગયા. આઠ દશ માણસનું ડેપ્યુટેશન કરાચી આવવા બીસ્તરા બાંધીને તૈયાર પણ થએલું. પણ 'ના' જણાવી દીધી. એક કારણ હતું: મુલતાન તરફ તો ત્યારે જ જઈ શકાય કે, પ્રવૃત્તિનો વેગ ખૂબ વધારવો હોય. ત્યાં શાન્તિ ન જ મળે. અને મુલતાન જવું, એટલે સિંધનો ઉત્તરીય ભાગ અને પછી આખો પંજાબ ખેડવો પડે. આખરે અંતર આત્માનો અવાજ સાંભળ્યો: 'કચ્છમાં જ જવું ઠીક છે.' પાટનો પાયો પકડીને મારી પાસે વધુ વખત બેસનાર કરાચીના જૈન પંડિત ખુશાલભાઈ વસ્તાચંદે કાનમાં ફૂંક મારતાં કહ્યું: 'કચ્છમાં જઈને એક નાનકડા ગામડામાં, એકાદ વર્ષ આરામ લઈ લેજો. શાન્ત વાતાવરણ, ન ઉપાધિ. ન ચિંતા. બહુ સુંદર.' નિશ્ચય કર્યો: ચાલો કચ્છ. સાંભળ્યું હતું કે કચ્છ ભોળો ભદ્રિક દેશ, સાદો દેશ, ભક્તિવાળો દેશ છે. જરૂર શાન્તિ મળશે. પણ શાન્તિ કેવી મળી ? એ તો વાંચનાર આગળ જોશે. ભાગ્યનો ને પુરૂષાર્થનો જાણે વિવાદ જ ન થયો હોય.

ભાગ્યે પુરૂષાર્થને કહ્યું: 'તું પગે ચાલીશ, તો હું બળદ ગાડીએ જઈશ; તું બળદ ગાડીએ જઈશ, તો હું રેલમાં જઈશ; તું રેલમાં જઈશ, તો હું મોટરમાં જઈશ; તું મોટરમાં જઈશ, તો હું હવાઈ ઝહાજમાં જઈશ; તું કાગળમાં જઈશ, તો હું તારમાં જઈશ; તું તારમાં જઈશ, તો હું વાયરલેસમાં જઈશ.'

કોણ નથી જાણતું કે ભાગ્ય પુરૂષાર્થ કરતાં હમેશાં બે કદમ આગળ જ ચાલે છે. એ જ દશા મારી થઈ.

આખરે નિર્ણય થયો કે, કચ્છમાં જવું. કચ્છમાં જવા માટે, '**મારી સિંધ યાત્રા**'માં આપેલો કચ્છનો રસ્તો ખાસ્સો મજાનો લાલ શાહીથી દોરીને જ નક્કી કર્યો હતો.

પણ સાથે કોણ ? **સાધુઓ** અને **ગૃહસ્થો.** હા, સાધુઓની વાત આવે છે, ત્યારે **મારવાડથી સિંધની અને સિંધથી** કચ્છની મુસાફરીના '**ખાતા**'ની જમા ઉધારની રકમો અહિં સ્પષ્ટ બતાવી દેવાનું હું જરાયે હાનિકારક **નથી સમજતો.**

ખરી રીતે 'હું' એટલે હું ને મારા શિષ્ય **હિમાંશુવિજયજી**–બે. **મારવાડથી સિંધ** આવતાં મુસાફરીના મૂળ માલીક અમે બે. મને એમ લાગ્યું કે સિંધ જેવા વિકટ પ્રદેશમાં જવાનું છે, જરા સાધુઓ સાથે વધારે હોય તો સારૂં. એટલે મારા પરમ માનનીય ગુરૂભાઇ શાન્તમૂર્તિ મુનિરાજશ્રી **જયન્ત**વિજયજી અને તેમના શિષ્યશ્રી વિશાળવિજયજીને તૈયાર કર્યા. જો તેઓ તૈયાર ન થયા હોત, તો સિંધ, એ મારા માટે યુરોપ અને અમેરિકાના સગાભાઇ સમાન જ બની જાત. ચાર થયા, એટલે મારી લોભવૃત્તિ વધી; જરા વધારે સાધુઓ હોય તો ઠીક પડે. એટલે, '**कहींकी ईंट, कहीं का रोडा, भानुमतिने कुनवा जोडा.**' વાળી કહેવત મેં ચરિતાર્થ કરી. **મા**રવાડમાં વિચરતા બીજા સમુદાયના ત્રણ સાધુઓને પકડયા. લીધા સાથે. થયા સાત.

હવે અમારો કિસ્સો કેવો બન્યો, એ જરા સાંભળો. વ્યાપારીઓમાં કહેવત છે કે '**मौके किये माठ, आये गये नाठ, दम देंगे, दम दिलवायेंगे, दमका देना क्या ?**'

એવું અમારૂં થયું. મારવાડ છોડતાં રેતીના મોટા મોટા ધોરા (પહાડ) જોઇને જ એક સાધુ તો રફુચક્કર થઇ ગયો. કમનસીબે મારા વિદ્વાન્ શિષ્ય મુનિશ્રી **હિ**માંશુવિજયજી **હા**લામાં સ્વર્ગવાસી થયા, એટલે અમે પાંચ સાધુ કરાચી પહોંચેલા. પછી બેને આપી દીક્ષા, એટલે થયા સાત. નવા દીક્ષિતમાંના એક સાધુ ત્રણ મહીના રહી, પાછો 'મેલ કરવતીયા કરવત, આખર મોચીડાનો મોચીડો' બની ગયો, એટલે રહ્યા



મુનિશ્રી પર્ણાનદવિજયજી

છ. એમાંથી એકે, એક જ ચોમાસુ વિહાર કર્યો, એમણે સંઘને સંભળાવ્યું કે, 'મને તો કચ્છ ભેગો કરો.' સંઘ બિચારો શું કરે ? આવા વિકટ પ્રદેશમાં એક સાધુને માટે કે અનેક સાધુને માટે સેંકડો રૂપિયાનું ખર્ચ કરવું પડે એમ હતું, છતાં મુંગે મોંએ એમને વિદાય કર્યા ને કચ્છ પહોચાડયા. બીજું ચોમાસું પૂરૂં થતાં, અમે બાકી રહેલા પાંચે સાધુઓ કરાચી છોડવા તૈયાર થયા. નીકળ્યા પણ ખરા. પરંતુ મારી માંદગીમાંથી હું તાજો જ ઉઠેલો હોવાથી ડાકટરોએ અભિપ્રાય આપ્યો કે, 'કોઇ પણ ઉપાયે વિહાર થઇ શકે જ નહિં.' મોટા મોટા ડાકટરોએ પણ ખૂબ ભય બતાવ્યો. આખરે સંઘ એ જોખમ ખેડવા તૈયાર ન થયો. અને ખરેખર બન્યું પણ એવું જ. મારા આત્મબન્ધુ મુનિરાજશ્રી જયન્તવિજયજીને કેટલાંક અનિવાર્ય કારણોથી જલદીમાં જલદી ગુજરાત, કાઠિઆવાડ પહોંચવાની જરૂર હોવાથી, જે દિવસે એમણે પોતાના શિષ્ય સાથે વિહાર કર્યો, તેજ રાત્રે મને હાર્ટ ઉપર અટક થઇ, ને ડાકટરોની દોડા દોડ થઈ. સંઘે મુનિરાજશ્રી જયન્તવિજયજી અને તેમના શિષ્યને પૂરતા બંદોબસ્ત સાથે કચ્છ પહોંચાડયા. હવે ત્રીજું ચોમાસું પૂરૂ કર્યા પછી અમારો વારો આવ્યો. અમે ત્રણ સાધુ હતા. જો કે ત્રણમાંના એકે કચ્છમાં આવીને અમારાથી જુદો વંજો માણ્યો, એટલે અમે તો હતા ત્યાંને ત્યાં જ. બેના બે જ રહ્યા. હું ને મારા નવા શિષ્ય પૂર્ણાનંદવિજયજી.

ઠીક, આમ કરાચી છોડતા સાધુઓમાં અમે ત્રણ હતા. અને સંઘે કેટલાક સ્વયંસેવકો ઠેઠ કચ્છના પાટનગર–ભૂજ સુધી મોકલ્યા હતા.

મારવાડથી સિંધમાં આવવા વખતે, જેમ અનેક પ્રકારના ભયો અમારી સામે ઊભા કરવામાં આવતા હતા. (અને ખરેખર તે ભયો સાચા હતા) તેવી જ રીતે કચ્છ માટે પણ અનેક પ્રકારના ભયો ઉપસ્થિત થતા. તે વખતે સિંધમાં ચાલતાં કોમીવાદનાં તોફાનોને કારણે આખા

સિંધમાં ભયની લાગણી ફેલાઇ રહી હતી. અને અમારે સિંધનો દક્ષિણ તરફનો કેટલોક ભાગ પસાર કરવાનો હતો, એટલે તે.ભય, કચ્છના મોટા રણનો ભય, પાણીનો સાવ અભાવ, ઊતરવાનાં સ્થાનોનો અભાવ, આવી બધી મુશ્કેલીઓ બતાવવામાં આવતી હતી. વળી તેજ અરસામાં એક જૈન બહેન કચ્છમાંથી ફગાયી આવેલા. એમણે જ્યારે જાણ્યું, કે મહારાજ તો કચ્છમાં જાય છે, ત્યારે તો તેઓ મારી પાસે આવી બોલ્યાં. 'મહારાજ, અત્યારે તમે કચ્છમાં જાઓ છો ? ત્યાં તો હાહાકાર વર્તાય છે, લાખો ઢોરો મરી ફીટયાં છે. ઘણાં ગામોમાં પાણીનો છાંટોય નથી મળતો. દૂધ તો શું, પણ અમારા કચ્છનો ખોરાક–છાશ, એનું પાણી પણ નથી. ઘણાં ગામ તો ખાલી થઈ ગયાં છે. દુકાળે આવો કેર વર્તાવ્યો છે. આ સાલ તો ત્યાં જવું ઠીક નથી.' આમ અનેક પ્રકારના ભયો અમારી આગળ રજુ થતા. પણ મેં તો સમજી રાખ્યું હતું કે, મારવાડમાંથી સિંધમાં આવતાં જે મુશ્કેલીઓનો સામનો અમારે કરવો પડયો હતો, તેની આગળ આ મુશ્કેલીઓ કંઇ વિસાતમાં નહિં હોય. વળી અમારી પહેલાં બે ટુકડીઓ કચ્છ સુધી પહોંચી ચૂકી હતી. એટલે ખાસ કંઇ ભય જેવું ન હતું. બલ્કે જૈનસંઘમાં તો એક પ્રકારનો એવો ઉત્સાહ ફેલાયો કે વૃદ્ધ વૃદ્ધ ઉમરની અનેક બહેનો પણ આ મુસાફરીનો આનંદ લૂંટવા તૈયાર થઇ. પણ સિંધ જેવા મુલકમાં થઇને પસાર થવાનું હતું. દશ દશ પંદર પંદર કે તેથી વધારે માઇલોનો રોજ પંથ કાપવાનો હતો. કચ્છના વિશાળ રણમાં પાણીનો અભાવ હતો. સાથે લીધેલા તંબુઓ સિવાય બીજાં ઉતરવા માટેનાં સ્થાનોનો અભાવ હતો, ખુલ્લા મેદાનમાં પડાવો નાખવાના હતા, પુરૂષોને માટે પણ જ્યાં આવી મુશ્કેલીઓ હતી, ત્યાં બહેનોની સગવડો કેમ સાચવી શકાય ? આ બધી બાબતોનો વિચાર કરી બહેનોને તો આ મુસાફરીમાં ચાલવાનો નિષેધ જ કરવામાં આવ્યો. માત્ર ખડતલ શરીરના હિંમતબાજ, કષ્ટોને સહન કરી શકે એવા યુવકોને જ સાથે ચાલવાની સંઘે સંમતિ આપી. અને તેમની

સગવડ ખાતર મોટર લોરી, ચાર તંબુ, અને બીજો પણ જે બંદોબસ્ત કરવો ઘટે, તે કરી આપ્યો.

મારવાડમાંથી **સિંધમાં** આવતાં 'ગવર્નમેંટ ઓફ ઇન્ડીઆ'ના પોલીટીકલ ડીપાર્ટમેન્ટની ભલામણથી જેમ જોધપુર સ્ટેટે અમારી પાર્ટી માટે પોલીસ વિગેરેનો જોઇતો સહકાર આપ્યો હતો, તેવીજ રીતે **સિંધના** તે વખતના ગવર્નર મારા મિત્ર **ગ્રેહામસાહેબે** પણ **સિંધની** હદ પૂરી થાય ત્યાં સુધી પોલીસ, પી. ડબ્લ્યુ, ડીના બંગલાઓ, સરકારી સ્કૂલો, લોકલ બોર્ડો વિગેરે ડીપાર્ટમેન્ટોને અમારી પાર્ટીને યોગ્ય સગવડ કરી આપવા માટે હુકમો લખી મોકલ્યા.

આમ સંઘ તરફની અને સરકારી મદદ સાથે અમારી મંડળીએ કૂચ કરવાનો નિર્ધાર કર્યો.

૮ મી ડીસેમ્બર સને ૧૯૩૯, સં. ૧૯૯૬ ના કાર્તિક વદિ ૧૩ શુક્રવાર, એ અમારા પ્રસ્થાનનો દિવસ હતો. સાધુઓ પણ પોતાના પ્રસ્થાન માટે કે એવાં બીજાં કાર્યો માટે મુહૂર્ત જોવાનું વધારે પસંદ કરે છે. હું પસંદ કરૂં કે ન કરૂં, પણ રાત દિવસ સાધુઓના ઊપાસક તરીકે કરાચીના ઉપાશ્રયમાં હાજરી આપનાર ભાઈ કુલચંદ દલાલ પોતાની અદ્ભૂત જ્યોતિષ વિદ્યાનો ઉપયોગ, વગર માગે પણ, મારા જેવા માટે કર્યા વિના રહે તેમ થોડા જ હતા ? હું માનું કે ન માનું, જ્યોતિષીજીની ઇચ્છાને આધીન મારે થવું જ જોઇએ, અને તેમનો આપેલો દિવસ એ અમારા માટે 'વેદ વાક્ય' ગણાવો જ જોઇએ.

ત્રણ ત્રણ વર્ષના પરિચયથી કરાચીની સમસ્ત પ્રજાએ— જૈનોના બન્ને ફીરકાઓએજ નહિ, પારસી કે યાહુદી, આમીલ કે ભાઇબંધ, લોહાણા કે ભાટીયા, બ્રાહ્મણ કે ક્ષત્રિય,–એમ તમામ કોમ અને તમામ ધર્મોના અનુયાયીઓ, અરે, સંતો અને મહંતોએ પણ મારી

તુચ્છ સેવાના બદલામાં મને જે પ્રેમ રસથી તરબોળ કર્યો હતો, એનું હું વર્ણન લખી શકતો નથી, જ્યારે જ્યારે એ ગુણાનુરાગી, કદરદાન, સાધુ ભક્ત પ્રેમીલી પ્રજાના પ્રેમ પ્રસંગો મને યાદ આવે છે, ત્યારે ત્યારે ખરેખર જ મારા હૃદયમાં લાગણીઓનો એક સ્રોત વહી નીકળે છે.

અમારા પ્રસ્થાન પ્રસંગનાં દશ્યો, એ કરાચીની સમસ્ત પ્રજાના પ્રેમનું એક પ્રતીક હતું. આગલા વર્ષની માફક આ વખતે પણ '**પારસી સંસાર**' '**હિતેચ્છુ**' તેમજ '**સિંધ સેવક**'ના અધિપતિઓએ જુદી જુદી નોંધો લખીને પોતાની સજ્જનતાનો ને મારા પ્રત્યેની ભક્તિનો પરિચય કરાવ્યો હતો. અને '**અમન ચમન**'ના અધિપતિએ તો અમારી આ યાત્રા પ્રસંગનો એક દળદાર સચિત્ર અંક કાઢીને મારી એક મામુલી સેવાને, બલ્કે મારા કર્તવ્યના એક અલ્પાંશવાળી સાર્થકતાને એટલું બધુ ગૌરવ આપ્યુ કે, જે ગૌરવ મારા જેવા એક અદના ભિક્ષુકને માટે ન ઊઠાવી શકાય, એટલા બોજારૂપ કહી શકાય.

આગલા વર્ષમાં જ્યારે અમારી યાત્રાનું નક્કી થયેલું, ત્યારે કરાચીની સમસ્ત પ્રજાએ પારસીઓના વડા ધર્મગુરૂ ડો. ધાલા. પીએચ. ડીના પ્રમુખપણા નીચે એક 'માનપત્ર' આપી પોતાની સજ્જનતા, અને કદરદાનીનો પરિચય કરાવ્યો હતો. તેવી જ રીતે આ વખતે પણ કરાચીના મેયર ભાઇ રૂસ્તમ સીધવા એલ. એમ. એ. ના પ્રમુખપણા નીચે જબ્બર મેલાવડો કરી, જૈનસંઘે 'માનપત્ર' આપી પોતાની ભક્તિ પ્રદર્શિત કરી. આ બધું કરાચીના સંઘની અને કરાચીની સમસ્ત પ્રજાની સજ્જનતા, ભક્તિ અને મહાનુભાવતા સિવાય બીજું શું કહી શકાય?

મારી પ્રવૃત્તિના બધા પ્રસંગોમાં તેમજ મારા બન્ને વખતના વિહારના પ્રસંગોમાં જે જે મહાનુભાવોએ મને સાથ આપ્યો, મને અપનાવ્યો, મારા પ્રત્યે સજ્જનતા બતાવી, એ બધા ભાઇઓ બહેનોનો



શ્રી એદલ ન. ખરાસ ને તેમનું કુટુંબ

નામોલ્લેખ અને મને જે કાંઇ ઠીક લાગ્યું તે પ્રમાણે ' આભારદર્શન ' મેં ' **મારી સિંધ યાત્રા**'માં કર્યું છે, એટલે આ પ્રસંગે પુનઃ તે બધાઓનાં નામો લખી–પરિચય કરાવીને મારા આ યાત્રા વર્ણનના કલેવરને વધારવા નથી ચાહતો.

ઉપર કહેવામાં આવ્યું તેમ, અમારી યાત્રાનું પ્રસ્થાન કાર્તિક વદિ ૧૩ શુક્રવારના સવારે ૮ા વાગે શરૂ થયું હતું. કરાચીની હજારોની માનવ મેદનીએ અમને આપેલી વિદાયગીરીનુ માન, એ કરાચીની પ્રજાની હાર્દિક ભક્તિના પુરાવાને પુષ્ટ કરતું હતું.

ખરી રીતે કરાચીની પ્રજા તરફથી સાચી વિદાયગીરી અમને માગસર સુદિ ૧૩ રવિવારે, કરાચીના બારા **સમાન મલીરથી** મળી હતી. આ પંદર દિવસો દરમિયાન **અ**મારાં મુકામ પારસી કૅાલોની, ગુજરાતનગર, ડાલમીઆં ફેક્ટરી અને **મ**લીરમાં થયાં હતાં. પ્રસ્થાનનું મંગલાચરણ મારા પારસી શિષ્ય **ભાઈ અદલ ખરાસ**ના બંગલે થયું હતું. તેમણે અને તેમનાં સુશીલ પત્ની પીલુ બહેન વિગેરે એ, એ દિવસ પોતાના બંગલે રાખી ખૂબ ખૂબ ભક્તિ કરી હતી. આ બન્ને દિવસ સુધી આવનારા હજારો ભાઇ–બહેનોનો મિષ્ટાન્ન અને શ્રીફલ વિગેરેથી તેમણે સત્કાર કર્યો હતો. તેમના પડોશી સિંધી ગૃહસ્થ **મો**હીની બહેન અને તેમની દીકરીઓએ પણ આ સત્કારમાં ભાગ લીધો હતો. ભાઇ **ખ**રાસે ન કેવળ તે આવનારાઓને મિષ્ટાન્નાદિથી મુખ મીઠું કરાવ્યું; બલ્કે પારસી કૅાલોનીમાં અને પોતાના બંગલે પણ ' જાહેર વ્યાખ્યાનો ' તેમજ ચર્ચાના પ્રસંગો રાખી, છેવટે છેવટે કરાચીની પ્રજાને જ્ઞાનલાભ પણ અપાવ્યો.

ગુજરાત નગરમાં જે સિંધી ગૃહસ્થે મારી બીમારીમાં છ મહીના સુધી પોતાનો વિશાળ બંગલો વગર ભાડે આપીને ભક્તિ કરી હતી. તેજ સિંધી

ગૃહસ્થ શેઠ **રાધાકીશન** પારૂમલે આ પ્રસ્થાન પ્રસંગે પણ ત્રણ દિવસ રોકી સારી સેવા કરી હતી.

**મલીર** એ તો કરાંચીનું બાગ છે. હવા ખાવાનું સુંદર સ્થાન છે. કરાચીની પ્રજા **મલીર**માં જેટલું અમારૂં રોકાણ વધુ થાય, તેટલું પોતાના આનંદને માટે પણ લાભદાયક સમજે જ.

નવ દિવસ **મલીર**માં રહેવું થયું. કરાચીથી ચૌદ માઇલ હોવાં છતાં, હઝારો લોકોનો અવર જવર ચાલુ રહ્યો. અહિં બે દિવસ કરાચીની પ્રજાને અંતિમ ઉપદેશ માટે બે સભાઓ પણ રખાઇ. કરાચીના સંઘે અહિં પણ આવનારાઓનો ઉત્તમ રીતે સત્કાર કર્યો.

અમારા ત્રણ ચોમાસાની સ્મૃતિમાં, જો એક '**વ્યાખ્યાન-હોલ**' સંઘ બનાવે, તો તેમાં પાંચ હજાર રૂપિયા બાઇઓ તરફથી જાહેર થતાં, સંઘના પ્રમુખે પંદર હજાર રૂપિયા ખર્ચી એક 'વ્યાખ્યાન હોલ' બનાવવો, ને તેનું નામ 'શ્રી વિદ્યાવિજયજી વ્યાખ્યાન હોલ' રાખવામાં આવશે, એવું જાહેર કર્યું. મેં તો કહ્યું, 'હોલ ઊપર પથ્થરમાં કોતરીને મારૂં નામ રાખો, એના કરતાં મારો ઉપદેશ તમારા સૌના હૃદયમાં કોતરીને મારૂં સ્મારક રાખો, એને હું વધારે પસંદ કરૂં છું.' અસ્તુ. સંઘે પોતાની ભક્તિ બતાવવામાં કચાશ ન રાખી.

**અહિંથી** જ **સિંધ** ગવર્નમેંટની પોલીસે અમને અટકમાં લીધા. **સિંધ**ની હદ પૂરી થઈ ત્યાં સુધી, અમને ગીરફતારીમાંથી મુક્ત ન કર્યા.

માગસર સુદિ ૧૩ રવિવારે ત્રણ વાગે અમે **મલીર** છોડયું અને કરાચીને, આ વખતને માટે તો મેં છેલ્લો આશીર્વાદ આપ્યો.



: ૨ :

## કચ્છના કિનારે

*****

મલીર છોડતાં જ, રીતસર અમારૂં પ્રયાણ શરૂ થયું. અહીંથી અમારી પાર્ટીમાં અમે ત્રણ સાધુઓ, સ્વયંસેવકો, નોકરો, લારીવાળા અને સીપાઇઓ—એમ લગભગ પચીસ માણસની ટુકડી હતી. ગામે ગામ ઉપદેશ આપતા, જુદી જુદી જાતનાં દૃશ્યોનું અવલોકન કરતા, નવા નવા અનુભવો મેળવતા, માંસાહારીઓને બની શકે તેટલા અંશે માંસાહાર છોડાવતા અમે અમારી યાત્રા આગળ વધારી.

મલીર છોડયા પછી લાંધી, પીપરી, ગગરગોઠ, ડાભેજી, ધારો, ગુંજો, ઠઠા, સિંધુનો કાંઠો, સુજાવલ, દડી, મીરપુર બઠોરો, ખોરવાહ, ગોઠ મુલ્લાંહુસેન, તરાઇ, બદીન, લોહારી, કઢણુ, લાલા જો પતન, અને રહેમકી બજાર—આમ કચ્છના કિનારે અમે પોષ સુદિ ૭ બુધવારના દિવસે આવી પહોંચ્યા. અને સિંધ પોલીસની ગીરફ્તારીમાંથી છૂટી કચ્છની

પોલીસને આધીન થયા. કચ્છની પોલીસ સાત દિવસ થયાં અમારી રાહ જોઇને અહિં બેઠી હતી.

**મલીરથી** રહેમકાબઝાર સુધીના મુકામો પૈકી કઇંક ખાસ ખાસ સ્થાનોની ઘટનાઓનો ઉલ્લેખ કરવો આવશ્યક સમજું છું.

ઠઠ્ઠા, એનુ પ્રસિદ્ધ નામ નગરઠઠ્ઠા છે. ઇતિહાસ પ્રસિદ્ધ **સિંધનુ** આ પુરાણુ શહેર, બલ્કે એમ કહેવું જોઇએ કે **સિંધનું** એક વખતનુ પાટનગર અત્યારે પણ આ નગર, પોતાની પ્રાચીન જાહોજલાલીની સ્મૃતિ, ખંડેરોના રૂપમાં તાજી કરાવી રહ્યું છે. ચૌદ ચૌદ માઇલના ઘેરાવામાં અનેક 'મકબરાઓ' અને 'મરજીદો' અહિં મૌજૂદ છે. **મકલીનું** સ્થાન ઘણુ જ દર્શનીય અને રમણીય છે

ઇતિહાસ કહે છે કે, શ્રી કૃષ્ણની ૭૯ મી પેઢીએ **દેવેન્દ્ર** રાજા **થયો**, તેનો પુત્ર **નર**પત. ને **નર** તેનો પુત્ર **સામપત** થયો. આ **સામપત**નું બીજું અથવા ટૂંકું નામ **સમો** હતું. આ 'સમા'ના વંશજો **સમા** કહેવાયા, સમાની નવમી પેઢીએ **લાખીઆરભડ** થયો, કે જેણે **નગર સમૈ** વસાવ્યું. 'નગર સમૈ' એજ 'નગર ઠઠ્ઠા' અને તેનુ ટૂંકું નામ 'ઠઠ્ઠા' છે.

કહેવાય છે કે—આ ઠઠ્ઠામા એક વખતે આઠ લાખ માણસોની વસ્તી હતી. જેમાં સેંકડો લક્ષાધિપતિઓ હતા. અનેક બાગ-બગીચાઓથી આ નગર શોભતું હતું. અત્યારે પણ અહિં જુદી જુદી જાતનાં ફુલઝાડો ખૂબ થાય છે. અને કહેવાય છે કે, અત્યારે પણ અહિં એવી માલણો છે કે, જે ફૂલની ચાદરો બનાવી આપે છે.

કરાચીથી લગભગ સિત્તેર માઇલ હોવા છતાં, અને રેલનું સાધન નહિં હોવા છતાં, કરાચીથી લગભગ પાંચસો ભાઇ બહેનો ઠઠ્ઠા આવી પહોંચ્યા હતાં. અને તેજ કારણે અમારે અહિં ત્રણ દિવસ મુકામ રાખવો પડયો.

સિંધનું આ એક ગામ હોવા છતાં, ગુજરાતની ઝાંખી અહિં થાય છે. સિંધીલોકો પણ લગભગ ગુજરાતી જેવા દેખાય છે. એનું કારણ છે કે નગરઠઠ્ઠાની સાથે એક સમયે ગુજરાતનો વ્યાપારિક સંબંધ બહુ ઘનિષ્ઠ હતો. અહિં ગુજરાતી સ્કૂલ પણ છે. અને ગુજરાતી સ્કૂલના શિક્ષકોએ અમારી મંડળીનું સ્વાગત અને વ્યાખ્યાનનો પ્રબંધ કર્યો હતો.

ઠઠ્ઠા છોડયા પછી સાત માઇલે સિંધુ નદી ઊતરવાની હતી. ઠઠ્ઠા તરફના કાંઠે કોન્ટ્રાકટર થોડાંક ઝુંપડા બનાવીને ખારવાઓ સાથે રહે છે. મોટાં મોટાં જંગી વહાણો ત્યાં ઉભાં હોય છે. માલથી ભરેલી મોટી મોટી લોરીઓ પણ હોંશીયારીથી ને ઝડપથી ઉતારે છે, એ દૃશ્ય જોવા લાયક હોય છે. કરાચી સંઘના સેક્રેટરી મણિભાઈ મહેતા, ભાઇ ન્યાલચંદ ફુવાડીયા વિગેરે પણ પોતાના કુટુંબો સાથે અહીં સુધી આવ્યા હતા. કોન્ટ્રાકટર પારસી હતા. ભાઈ એદલ ખરાસ પહેલેથી આવીને તેમની સાથે બધો પરિચય ને ગોઠવણ કરી ગયા હતા. એક જંગલ ને સાધન વિનાનું સ્થાન હોવા છતાં, તેમણે અમારી મંડળીને જરા પણ તકલીફ ન આવવા દીધી. ને બધી વ્યવસ્થા કરી આપી. સવારે ખૂબ આનંદપૂર્વક એક વખત બધા માણસોને ને બીજી વખત લોરીને ઉતારી અમને વિદાય કર્યાં.

બદીનમાં અમે ૫ દિવસ રહ્યા. બદીન એક સ્ટેશનનું ગામ છે. અને સિંધથી કચ્છ તરફ આવનારાઓ માટે આ છેલ્લામાં છેલ્લું સ્ટેશન કહી શકાય. હૈદ્રાબાદ અને કરાચીથી છેલ્લામાં છેલ્લી મળવાની ઈચ્છા રાખનારાઓને માટે આજ એક સ્થાન હતું. અને તેજ કારણે બદીનમાં કરાચી અને હૈદ્રાબાદથી ઘણા ભાઈઓ બહેનો રોજ આવતાં રહ્યાં હતાં. હૈદ્રાબાદથી ખાસ કરીને તે સિંધી ભાઈબહેનો આવ્યાં હતાં. કે, જેઓ કરાચીમાં વ્યાખ્યાનનો લાભ લેવા વખતો વખત આવતાં હતાં.

સિંધના ગામડાઓમાં કચ્છના દુકાળના કારણે માલ ખરીદવાને માટે

કેટલાક કચ્છીભાઇઓ કોઈ કોઇ ગામમાં નજરે પડતા હતા. માંસાહારથી ભરેલા આવા દેશમા અમારા જેવા સાધુઓને જ્યારે તે ભાઇઓ જોતા, ત્યારે જેમ તેઓને આશ્ચર્ય અને આનંદ થતા, તેમ અમને પણ આ ગુજરાતી ભાઇઓને જોઇ એક દેશબંધુ તરીકે પ્રેમની લાગણી ઉત્પન્ન થતી.

ઉપર કહેવામાં આવ્યુ તેમ, સિંધ ગવર્નમેન્ટે અમારી પાર્ટીને માટે, જેમ પોલીસનો, તેમ પી. ડબલ્યુ. ડીના બંગલાઓનો પણ બંદોબસ્ત કર્યો હતો. અને તેનું ફરમાન પોલીસ સાથે રહેતું પણ હતું. છતાં કોઇ કોઇ બંગલાઓમાં ઉતર્યા પછી, પી. ડબ્લ્યુ. ડીનો અથવા કોઇ બીજા ડીપાર્ટમેન્ટનો ઓફીસર આવી ચડે અને તેમાનો કોઇ મીજાજી–સત્તાના મદવાળો પોતાની સત્તાનો રૂવાબ અમારી મંડળી ઉપર છાંટવા લાગે, ત્યારે અમને થોડી વાર તો ખૂબ આનંદ થાય. અને અમે બધા તેની સ્હામે જોઇ જ રહીએ. પછી તે ભાઇ જ્યારે બધી હકીકત સમજી લે, અમારો પરિચય કરે, ત્યારે તે પોતે જ બિચારો લટુ થાય, અને અમારે માટે પોતાની ભક્તિ બતાવે.

સિંધના માર્ગમાં ઘણી વખત સિંધુનાં પાણી જુદે જુદે સ્થળે ફેલાયલાં હોય છે. અને અમારામાથી કોઇને ખબર ન હોય, તે વખતે અમારી પાર્ટીની જે દુર્દશા થતી, એ પણ અમારા માટે એક વિનોદનો વિષય થઇ પડતો. પાર્ટીઓ જુદી જુદી વિખરાઇ જાય, કોઇ દશ માઇલે, તો કોઇ પંદર માઇલ ચાલીને, અને કોઇ કોઇ તો અઢાર કે વીસ માઇલનાં ચક્કરો ખાઇને પણ સાંજે બધા ભેગા થતા. નિરંતે એક બીજાના દુઃખડા રૂએ અને પાછા હસી હસીને પેટ થઈ જાય.

કોઇ પણ ગામમાં જઇએ ત્યારે બંગલો, સ્કૂલ કે છેવટે તંબુમાં મુકામ કરીએ. તે પછી ભોજનાદિ કાર્યથી નિવૃત્ત થઇને અમારા સ્વયંસેવકો ગામમાં નીકળી પડે. આગેવાનોને ખબર આપે, સાંજે લોકો ભેગા થાય. મીઠાઇઓ કે પતાસાં લાવે. કેટલાક નાણું પણ મૂકે. ' નાણું અમે

લેતા નથી ' એ જાણી આશ્ચર્ય પામે. મીઠાઇ ને પતાસાં ગરીબોને વ્હેંચવામાં આવે. ઉપદેશ થાય, કેટલાકો માંસાહાર છોડે. કેટલાકો, કે જેઓ પોતાને તે ગામના બુઝુર્ગ–પંડિત–વિદ્વાન્ ' વિદ્યાના ખાં ' તરીકે સમજતા હોય, તેઓ ચર્ચા પણ કરે. અશુદ્ધમાં અશુદ્ધ, જેનું ન હોય માથું કે ન હોય પગ, અર્ધું સિંધી, અર્ધું સંસ્કૃત, એવું ખીચડીયું સંસ્કૃત બોલીને પંડિતાઈ બતાવે. પણ જ્યારે ખૂબ સમજાવવામાં આવે, ત્યારે બિચારા પગે પડે. ' માંસાહાર કરવા લાયક નથી, ' એવું પંડિત બોલીને અમારા ઉપદેશ ઉપર ' મહોર ' લગાવે, એટલે બસ. ગામવાળા સમજે કે હવે સાચું.

બિચારા દોરા ધાગા માટે આવે, દવા દારૂ માટે આવે. અમે આશીર્વાદ સિવાય કંઈ કરતા નથી, એવું જાણે, ત્યારે ખુશી થાય. અમારી મંડળીનો અદો ( ભાઈ તલકશી ) ખૂબ દવાઓ સાથે લાવેલ, તે દવાઓ લઇને ગામમાં પહોંચી જાય, દવાઓ વગર પૈસે આપે. ભલામણો કરે. અને ગુરૂજીના મહિમા પણ ગાય. બિચારા લોકો ખુશખુશ થઈ જાય.

**' आप हाथ देखते हैं ? ' ' नहिं, मैं हाथ नहीं देखता, मुँह देखता हुं. '**

**બ**દીનના બંગલામાં એક રૂમમાં બેઠો હતો. બંગલાના કમ્પાઉન્ડમાં એક મોટર ભૂં ભૂં કરતી પેઠી. અમારી મંડળીમાંના એક ભાઇએ અંદર આવી કહ્યું: ' કોઈ આપને મળવા ઇચ્છે છે. ' ભલે. ત્રણ મહાનુભાવો આવ્યા. જોતાં માલમ પડતું હતું કે ત્રણે મુસલમાન હોવા જોઇએ.

વેષ ઉપરથી માલૂમ પડતું હતું કે, શિક્ષિત અને કંઈક હોદ્દેદારો–ઓફીસરો હશે. એમજ નીકળ્યું. હૈદ્રાબાદથી આવ્યા હતા. ત્રણે જુદા જુદા ડીપાર્ટમેન્ટના ઓફીસરો હતા. થોડીવારની વાતોમાં એક બીજાનો પરિચય થયો. કેટલીક ધર્મચર્ચા થઇ. તે પછી એકે મને

ઉપર પ્રમાણે પૂછ્યુ: **'आप हाथ देखते है'** ? મે કહ્યુ, **नहि. मैं हाथ नहिं देखता, मुँह देखता हुं,'** બિચારા વિચારમાં પડી ગયા મેં સમજાવ્યુ: 'તમને હાથ બતાવવાની શી જરૂર પડી ? જેને ખુદા ઉપર યકીન હોય, તે કોઇને હાથ બતાવે ? તમારા 'કુરાને શરીફ'માં કયારેતે હાથ બતાવવાનું ફરમાન છે ? ' બિચારા સમજી ગયા. તારીફ કરવા લાગ્યા. આજના કેટલાક 'ધૂર્ત' સાધુઓ આવા બહાના નીચે દુનિયાને કેવા ઠગે છે ?' એ પોતાની મેળે કહેવા લાગ્યા. મે કહ્યુ. 'દુનિયાના લોભી મનુષ્યો જ, એમને એવા ધૂર્ત બનાવે છે.' 'લોભિયા હોય ત્યા ધૂતારા ભૂખે ન મરે.'

લુહારીમાં એક પુરાણી મસ્જીદ છે. કહેવાય છે કે કેટલાક મુસલમાનો આને જ **મ**ક્કાશરીફ માને છે. 'જગ પ્રસિદ્ધ **મ**ક્કાશરીફ એ ખોટું છે. ખરૂં **મ**ક્કાશરીફ તો આ જ છે.' એ કારણે સિંધના મુસલમાનોમાં બે પાર્ટી પડી છે ને જ્યારે અહીં મેળો ભરાય છે, ત્યારે ખૂબ કટાકટી ચાલે છે. હવે તો ગવર્નમેન્ટે આ મેળો બંધ કર્યો છે. છતાં મેળાના ટાઇમે બન્ને પાર્ટી આવી ન પહોંચે, ને તોફાન ન કરે, તે માટે પહેલેથી બંદોબસ્ત રાખવામા આવે છે. અમે લુહારી મુકામ કર્યો, ત્યારે કંઇક મેળાના પ્રસંગ હતો, એટલે ડેરા તંબૂ તણાઇ રહ્યા હતા. જેમણે આ સ્થાનને '**મક્કાશરીફ**' તરીકે ઓળખાવવું શરૂ કર્યું છે, એમના ચમત્કારની અનેક આશ્ચર્યભરી વાતો પ્રચલિત છે.

કઠણના એક બંગલામાં અમે ઉતર્યા હતા. આખું ગામ માંસાહારી. સારૂં હતુ કે બંગલો ગામથી જરા દૂર હતો. શરીરમાં માત્ર હાડકાં અને ચામડાં ભર પોતાના કલેવરને ફેરવતો એક લંબ તોતડ સાધુ, હાથમાં કમંડલુ અને ખભે નાનકડું ઝોળીયું લઇને ત્યા ચઢી આવ્યો. બિચારાના પેટમાં વેંતનો ખાડો પડયો હતો. માંસાહારી દેશમાં આવી ચઢતાં બિચારાના પશ્ચાત્તાપનો પાર ન હતો. અમારા સ્વયંસેવકોએ તેને ભોજન કરાવ્યું. અને રાત્રે સાથે રાખ્યો. બાવાજી તો એમને વળગી પડયા.



કરાચીથી કચ્છ ગયેલ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી અને સાથેની મંડળી

વળગે નહિ તો કરે પણ શું ? એકલો આ દેશમાં રખડે, તો બિચારો પુરો જ થઈ જાય ને ! તે બાવાજી ચાલી શકે તેમ હતું નહિં. છતાં બિચારા થોડું થોડું ચાલતા, બાકીનો સમય લોરીમાં બેસતા. રસ્તામાં બાવાજીને થયો મરડો, ચાલી શકાય નહિં, વારે ઘડીએ ચાલતાં રસ્તે બિચારાને પાયખાને જવું પડે, પા પા કે અર્ધો અર્ધો કલાક તેમાં નીકળી જાય. લોરીવાળા અને સ્વયંસેવકો તંગ થઇ જાય. તંગ થાય કે ન થાય, બિચારાને ઠેકાણે પહોંચાડયા વિના છૂટકો યે કયાં હતો ? બાવાજીની સ્થિતિ ગંભીર થવા લાગી. શરીર છૂટી જાય, તેની કાંઇ દરકાર ન હતી, પણ રસ્તામાં બાવાજીનું શરીર છૂટી જાય, તો આ માર્ગ એવો હતો કે તેમને બાળવા માટે લાકડાં પણ ન મળે. અને એમને જંગલમાં જ નાખીને ચાલતા થવું પડે. પણ પ્રભુએ લાજ રાખી. બાવાજી ઠીક થઇ ગયા. ઠેઠ સિંધમાંથી ખાવડામાં લાવીને છૂટા કર્યા. ખાવડામાં છૂટા થતાં બાવાજી બિચારા બહુ બહુ આભાર માનવા લાગ્યા. આભારનું કંઇ કામ ન હતુ. જેની ગળથુથીમાં દયાવૃત્તિ ભળેલી હોય, એને આવા એક મુસાફર અને તેમાંયે એક સાધુની સેવાનો લાભ મળે, એ અહોભાગ્યજ સમજે.

ઉપર કહેવામાં આવ્યું તેમ, આવા અનેક અનુભવો સાથે અમે પોષ સુદ ૭ બુધવારે કચ્છના કિનારે–રહેમકી બજાર પહોંચ્યા, કે જ્યાં કચ્છ સ્ટેટના બે સવારો સાત દિવસથી ખાવડાથી આવીને અમારી રાહ જોતા વરસાદમાં પલળી રહ્યા હતા.



: ૩ :

## દેશ દર્શન



કચ્છના કિનારે પહોંચ્યા. હવે કચ્છમાં પ્રવેશ કરીએ, તે પહેલાં જરા ભૌગોલિક દૃષ્ટિએ કચ્છનું '**દેશ દર્શન**' કરી લઈએ.

હિન્દુસ્તાનમાં કચ્છ પણ પોતાનું ખાસ સ્થાન રાખે છે. અનેક દૃષ્ટિએ કચ્છની વિશેષતા છે. એક સમય હતો, જ્યારે કચ્છ દેશ શૂરવીરતામાં અગ્રસ્થાન રાખતો. કચ્છનો રાજકીય ઇતિહાસ પણ હિન્દુસ્તાનના ઇતિહાસમાં એક અનોખું સ્થાન ધરાવે છે. આ બધાય કરતાં પણ કચ્છની ભૂમિકા-કચ્છનો આકાર એતો પ્રાથમિક દૃષ્ટિએ તરી આવ્યા વિના નથી રહેતો.

હિન્દુસ્તાનનો નકશો દીવાલ ઊપર લટકાવો. એક ભૂગોળના વિષયમાં 'હ' જેવા વિદ્યાર્થીને પૂછો કે: 'ભાઈ હિન્દુસ્તાનના કોઈ પણ પ્રાન્તની સાથે સાવ સંબંધ નહિં રાખનાર, સૌથી બિલકુલ છૂટો પડી ગયેલો એવો દેશ કયો છે?' ત્યારે તે બે દેશ બતાવશે; એક દક્ષિણમાં 'સિંહલદ્વીપ' અને પશ્ચિમમાં 'કચ્છ.' એક તુંબડું તો બીજો કાચબો. ઊત્તર પૂર્વ અને અગ્નિખુણામાં સફાચટ રણનું મેદાન, દક્ષિણ અને નૈરૂત્ય ખુણામાં અખાત અને સમુદ્રનાં પાણી, તેમજ પશ્ચિમ અને વાયવ્ય ખુણામાં કાંઈક રણ અને કાંઈક સિંધુની શાખા—આ બધાની વચમાં કાચબાની માફક પૂર્વદિશા તરફ પોતાનું ડોકું કાઢી ડોકીયું કરી રહેલો દેશ એ **કચ્છ દેશ.**

કહેવાય છે કે, કચ્છની ભૂમિનો સંબંધ પહેલાં સિંધ સાથે હતો. પરન્તુ સવાસો વર્ષ ઊપર થયેલા ધરતીકંપના કારણે ધરતી ઊંચી નીચી થઇ ગઇ. તેથી જે કાંઈ થોડો સંબંધ સિંધ સાથે હતો તે પણ છૂટો થઈ ગયો. પરિણામે સિંધુનું પાણી આવતું હતું, તે બંધ થઈ ગયું.

ચારે તરફ પાણી અને રણ હોવાના કારણે કચ્છનો પથારો બહુ લાંબો ચોડો નથી પથરાયો. કચ્છની લંબાઈ ૧૫૦ માઈલની અને પહોળાઇ ૫૦ માઇલની. એક સ્થળે તો વળી, એ કમરમાંથી એટલો બધો સાંકડો અને નાજૂક બની ગયો છે કે, માત્ર ૧૫ માઇલમાં જ સામસામી હદ આવી જાય છે.

કચ્છ દેશનો આકાર જ એવો છે કે, જૂના સમયમાં આવી આકૃતિવાળી ભૂમિને 'કચ્છ' તરીકે ઓળખાવવામાં આવતી હતી.

અઢી હજાર વર્ષ ઊપરનું એક પ્રમાણ હું અહિં બતાવું, '**ભગવતી સૂત્ર**' એ જૈનોનું એક મહામાન્ય પુસ્તક, અગ્યાર અંગો પૈકીનું પાંચમું અંગ, કે જેમાં છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીનો ઉપદેશ ગૂંથવામાં આવ્યો છે. આ 'ભગવતી સૂત્ર'ના પહેલા શતકના આઠમા ઉદ્દેશામાં

' મૃગઘાતક ' પુરૂષના સંબંધમાં ભગવાન મહાવીરના શિષ્ય ગૌતમસ્વામી પ્રશ્ન પૂછે છેઃ ' **पुरीसेणं भंते कच्छंसि वा दहंसि वा** ' અર્થાત હરણને મારવા માટે કોઈ પુરૂષ ' કચ્છ ' માં જાય, ધરા તરફ જાય, વિગેરે.

આ પ્રમાણે અઢી હજાર વર્ષ ઉપરના મૂળ સુત્રમાં ' કચ્છ ' શબ્દ આવ્યો છે. આ શબ્દનો અર્થ ટીકાકારે આમ કર્યો છેઃ '**कच्छंसि–कच्छे. नदी–जल–परिवेष्टिते वृक्षादिमति प्रदेशे** ' અર્થાત્ નદીના પાણીથી ઘેરાએલ વૃક્ષોવાળું સ્થાન, એનું નામ **કચ્છ.**

ચારે તરફ પાણીથી ઘેરાએલ ભૂમિકાને ' કચ્છ ' કહેવામાં આવતી. બેશક, કાલક્રમે એમાં કાંઈક પરિવર્તન જરૂર થયું હશે, પરન્તુ એક સમયે આ દેશ પાણીથી ઘેરાયેલ અને ઝાડીથી વિંટાયેલ જરૂર હોવો જોઇએ.

કેટલાક લેખકોનો મત છે, કે, વિક્રમની નવમી સદી સુધી **સૌ**રાષ્ટ્ર કે ગુજરાતના એક ભાગ તરીકે આ દેશ લેખાતો હતો. અને અહિં રહેતી વસતી, એ ગુજરાત કાઠિઆવાડની હતી. અહિં વસતા લોકોને ' કચ્છી પ્રજા ' તરીકે ઓળખાવવાની શરૂઆત નવમી શતાબ્દિની આખર અને દશમી શતાબ્દિના પ્રારંભમાં થઈ છે. છતાં આ પ્રદેશ ' કચ્છ પ્રદેશ ' તરીકે તો તે પહેલાંથી જરૂર ઓળખાતો હશેજ. કારણ કે આ પ્રદેશ જેવા આકારમાં છે, અને અનુમાનતઃ પહેલાં પણ આ પ્રદેશ જેવા આકારમાં હોવાની આપણે કલ્પના કરી શકીએ છીએ, તેવો પ્રદેશ ' **કચ્છ** ' તરીકે જ ઓળખાતો હતો. અને તેનું પ્રમાણ ઉપર આપવામાં આવ્યું છે. ' કચ્છ ' એ દરિયા કિનારાનો દેશ છે. અને તેથી લગભગ ૨૦૦ માઇલનો કિનારો કચ્છને અડીને રહેલો છે. આ ૨૦૦ માઇલોમાં **લખપત**, **કોટેશ્વર**, **જખૌ**, **માંડવી**, **મુંદ્રા**, તુણા, કંડલા, અને **ખારીરોહર**, એ કચ્છનાં **બંદરો** છે. તેમાં **માંડવી બંદર** વધારે પ્રસિદ્ધ અને વ્યાપારનું પ્રધાનસ્થાન છે.

કચ્છની આબાદીવાળો વિસ્તાર લગભગ ૮૦૦૦ ચોરસ માઇલમાં કહેવાય છે. અને રણ, કે જે કચ્છ રાજ્યનીજ માલીકીનું છે, તેનો વિસ્તાર લગભગ ૯૦૦૦ ચોરસ માઇલનો છે. કચ્છમાં લગભગ ૯૫૦ ગામો છે. અને તેની કુલ વસ્તી છેલ્લી ગણતરી પ્રમાણે લગભગ ૪૯૮૦૦૦ માણસોની છે.

કચ્છ નાનકડો દેશ હોવા છતાં અનેક પહાડો અને પર્વતો, નદીઓ અને નાળાં, જંગલો ને રણોથી રળીયામણો દેખાય છે. નદીઓના બે વિભાગ પાડી શકાય: કેટલીક ઉત્તર તરફ વહીને રણમાં પડે છે, તે **ઉત્તરવાહીની** અને દક્ષિણ તરફ વહીને દરિયામાં ડૂબકી મારે છે, તે **દક્ષિણ વાહિની છે.**

કવિ દુલેરાય કારાણીએ કચ્છના પહાડો અને નદીઓનું વર્ણન કરતાં કેવું સુંદર કહ્યું છે:

વંકી કચ્છતણી ધરતી, ને વંકા ભાષાના ભણકાર,
દો-દિશવાહિની વંકી સરિતા, વંક પહાડ તણી ત્રણધાર;
સરવર જ્યાં સલિલે છલકંત,
ગરવી કચ્છ ધરા ગુણવંત. ૧
કચ્છ તણી દીવાદાંડી સમ, દૃઢ **નનામો** નગ દેખાય.
**ગંભીરો** ગજરાજ સરીખો, સાગર પટ પરથી પેખાય;
ઝરતો દૃષ્ટિ થકી દિગંત,
ગરવી કચ્છ ધરા ગુણવંત —૨
**કાળો ડુંગર** વળી **નીલવો, ધ્રબવો** ને **ધોળાની** હાર,
**કંથકોટ** ને **ભુજિયો** કિલ્લો, કચ્છતણું ગૌરવ કથનાર,
વનપશુ જ્યાં નિર્ભય વિચરંત,
ગરવી કચ્છ ધરા ગુણવંત.—૩
કૈં ભૂખી ને સૂકી નદીઓ, કૈંક વહન્તી બારે માસ,
કો મીઠી કો ભાંભળ ખારી, ધસમસતી વસતી રણવાસ;
કો પામે સાગરમાં અંત,
ગરવી કચ્છ ધરા ગુણવંત.—૪

કચ્છના પહાડો કે ધારોની ઊંચાઈ વધારેમાં વધારે ૧૪૦૦ ફીટની છે. નદીઓ વરસાદ આવે ત્યારે ઉભરાઈ આવે અને થોડીવાર થાય એટલે બે બાજૂ ઊંચા કિનારા ને વચમાં રેતાળ પટ સિવાય બીજું કંઇ ન દેખાય. કોઇ કોઇ નદીમાં ઊંડાણમાં પાણી ભરાઇ પણ રહે. પણ એનીયે અવધિ તો બહુ થોડીજ.

કચ્છના અમુક ભાગને છોડી ઝાડોનું નામ નથી. ઝાડો હોયે તોયે જંગલી બાવળ અને ખીજડાનાં. જ્યાં જૂઓ ત્યાં સુક્કી સપાટ જમીન. એક કચ્છી કવિના શબ્દોમાં કહીએ તો—

બેર, બુરી ને બાવરી
વરી કંઢા ન બ્યા કખ્ખ—

કાંટા, થુવર અને બાવળ જેવાં જંગલી ઝાડોની ઝાડીથી ઢંકાઇ રહેલો પ્રદેશ તે કચ્છ દેશ.

ડુંગરો, તે પણ સુકા પથરાળા. વનસ્પતિના અભાવનું જ કારણ છે કે કચ્છમાં વરસાદ પણ બહુજ થોડો પડે છે.

આમ લગભગ આખો દેશ શુષ્ક હોવા છતાં, હવા પાણી માટે સારો ગણાય છે. ચોક્કસ સ્થાનોને છોડી કચ્છની હવા વખણાય છે. તંદુરસ્તીને ફાયદાકારક છે.

કચ્છ દેશની રાજ્ય વ્યવસ્થા માટે એને ૧૧ તાલુકાઓમાં વિભક્ત કરવામાં આવેલો છે. તેમા ૩ થાણાંઓને મુખ્ય તાલુકાઓની અંતર્ગત ગણીને ૮ તાલુકા ગણવામાં આવે છે.

'કચ્છ' શબ્દનુ નામ ઉચ્ચારતાં સ્વાભાવિક રીતે જ કોઇ કુસ્તી-બાજ પહેલવાનની જ યાદ આવે. કારણ છે: કચ્છ—કચ્છો લંગોટ એ

પહેલવાનો પહેરે છે. આ ઊપરથી કોઇ કોઈ લેખકોએ ' કચ્છ ' નામની સિદ્ધિ કરતાં કાચ્છો--લંગોટ યાદ કર્યો છે. એટલે કે જ્યાં સ્વાભાવિક શ્રરાતન હતું, તે દેશ. કોઈ કોઇ લેખકે, ' કચ્છ 'ની આકૃતિ **કાચબા** જેવી છે. અને કાચબાનું નામ સંસ્કૃતમાં ' **કચ્છપ** ' છે, એ ઉપરથી ' કચ્છ ' નામ પડયું, એવી કલ્પના પણ કરી છે.

સંક્ષેપમાં કહીએ તો ' કચ્છ ' ને ' કાચબા ' કે લંગોટ (કાચ્છો) સાથે ઘટાવીએ, એના કરતાં ચારે તરફ પાણીથી ઘેરાયેલ દેશ એ ' કચ્છ દેશ ' એ અર્થ વધુ બંધબેસતો દેખાય છે.

ચાલો, હવે આપણે આ કહેવાતા ' કાચબા ' ( કચ્છ )ના પેટમાં પ્રવેશ કરીએ.



## : ૪ :

## રણમાં



**ક**ચ્છ અને **સિં**ધની સરહદનો જ્યાં સંયોગ મળે છે, તેનું નામ છે **રહેમકી બજાર**. પોલીસનું થાણું, કસ્ટમ ઇન્સ્પેક્ટરની ઓફીસ અને લોકલબોર્ડનું મકાન, એ ઉપરાંત એક બીજાથી જાણે અભડાઇ ન જતા હોય, એવી રીતે દૂર દૂર ઉભાં કરેલાં થોડાં ઝુંપડાંઓનું નામ **રહેમકી બજાર. નગરપારકર** થઇને ગુજરાત જનારાઓને માટે પણ આ રસ્તો છે. ખરી રીતે કચ્છનું **મોટું રણ** અહિંથીજ શરૂ થાય છે. થોડાક ગાઉ સુધી રણનો કાંઠો દેખાતો જાય. એ કાંઠાની નીચે નીચે ચીલા પડી ગયા છે. એક તરફ દૃષ્ટિ કરીએ તો રેતીના ધોરાઓનો કાંઠો, અને બીજી તરફ દૃષ્ટિ કરીએ તો વિશાળ મેદાન. સેંકડો માઇલોમાં ફેલાયેલું આ રણ. રસ્તાને છોડી, ટૂંકા રસ્તાના લોભે જરાપણ આઘા પાછા થયા એટલે મામલો ખતમ. પત્તોજ ન ખાય.

**રહેમકી** બજારમાં રસ્તા ઉપર જ એક ધર્મશાળા છે, અમે તેમાં મુકામ કરેલો. અહિંના કસ્ટમ ઇન્સ્પેકટરે અમારું સારું સ્વાગત કર્યું. તેઓ સૂરતના વતની હતા. અને અટકે ‘ પાધ્યા ’ હતા. હું ધારું છું કે ‘ ઉપાધ્યાય ’ એમાંથી પહેલો અને છેલ્લો અક્ષર કાઢી નાખીને ‘ પાધ્યા ’ બન્યા. શા માટે આ બે અક્ષરો કાઢી નાંખવામાં આવ્યા હશે ? આવું અપભ્રંશ શાથી થયું હશે ? એની શોધખોળ કરવાની આ સ્થળે જરૂર નથી. તેઓ નીમક ખાતાના ઇન્સ્પેકટર હતા.

અમારૂં સદ્ભાગ્ય તો ખરૂં જ ને કે, રણમાં પ્રવેશ કરીએ, એના આગલા જ દિવસે વરસાદ ખૂબ ઝીકયો. શરદી અને હવાનો પાર નહિ. રણમાં પડયા પછી મેઘજીભાઇએ અમારૂં જો સ્વાગત કર્યું હોત, તો પ્રભુ જાણે અમારી શી દશા થાત ? રણમાંથી પસાર થઇને એક મોટર ત્યાં આવી. તેમણે આવતાં જ સંભળાવ્યું: ‘ ભૂલેચૂકે પાંચ છ દિવસ સુધી અહિંથી નીકળશો નહિં. નહિં તો રણમાંથી મડદું તાણી કાઢનારે કોઇ નહિ મળે. આખા રણમાં પાણી ભરાઇ ગયું છે. ’ અમે બીજા દિવસે તો મુકામ રાખ્યો. બીજા દિવસે રણમાંથી જ આવતા થોડાક મુસાફરો અમને મળ્યા. એમણે કહ્યું:

‘ નારે ભાઇ, ત્યાં તો પાણીએ નથી, ને છાણીએ નથી. ખુલ્લો રસ્તો પડયો છે; તમે તમારે નીકળી જાઓને. ’ શું કરવું એ ન સૂઝયું. બે દિવસ મોડું થાય તો થાય, પણ સાહસ કરીને શું કરવું ? રણમાં જઇને પાછા આવવું અને ‘ હીરો ઘોઘે જઈ આવ્યો ’ એમ કહેવડાવવું, એના કરતાં અહીં જ બેઠા શું ખોટા ? પણ સાથે સાથે અમને [illegible] જલદી કચ્છમાં પહોંચવાની તાલાવેલી લાગી હતી. અને ખાસ કરીને ‘ રણ ’ જોવાની. નાના હતા, ત્યારે નકશામાં ‘ રણ ’ જોયેલું, ભૂગોળમાં ‘ રણ ’ વાંચેલું. પણ ‘ રણ ’ કેવું હોય એની કલ્પના હજી સુધી મનમાં ન્હોતી આવી. સ્વયંસેવકો કહેવા લાગ્યા: ‘ જે થવું હશે [illegible], ચાલો ને. यद्वा तद्वा भविष्यति ’

ઉત્સુકતા પણ એક ચીજ છે, ગમે તેવા ભયોની સામે થવામાં પણ ઉત્સુકતા હિમતને પ્રેરે છે. બસ, એક જ દિવસ વધારે મુકામ કરીને અમે રસ્તો માપવો શરૂ કર્યો.

મેં ઉપર કહ્યું તેમ, ખરી રીતે, અહિંયા જ રણ શરૂ થાય છે. એક તરફ કાંઠો જરૂર, પણ એ પણ રણનો બાપ જ. એમાં પેઠેલો પાછો નીકળે જ નહિ. રહેમકી બજાર પછી અમે **પહેલું** મુકામ ૧૧ માઇલે '**કલરી**' કર્યું, પણ 'કલરી' એ શુ ? એ કોઈ ત્યાં સમજાવનાર ન મળ્યું. ન્હોતું ગામ કે ન હતો કુવો--હવાડો. એક નાનું ઝુંપડું યે ન મળે. મેદાન. બસ બીજું કાંઈ નહિં, પણ કદાચ કોઈ વખતે અહિ ચોકી રહેતી હશે, તે વખતનું નામ રહી ગયું હોય.

આ મેદાનમાં--રણમાં પથરાયેલી રેતી ઉપરથી એ સ્પષ્ટ જણાતું કે દરિયાનું પાણી કોઇ વખતે અહિ આવતું હશે. કારણ કે શંખલા વિગેરેનો ત્યા પાર નહિં હતો. બીજું મુકામ ૧૨ માઇલ ઉપર 'વીંગડ' કર્યું. અહિ જરૂર બે ચાર ઝુંપડા હતાં. ઝુંપડાં એવાં કે એમાં રહેનારા જ રહી શકે. અમારી સાથે તો તબુના સાધન હતાં. એટલે યુવકો તંબુ નાખીને મેદાનમા અહલ્લેક જગાવતા પડયા.

આ બન્ને મુકામોમાં પાણીનુ સાધન કંઈ નહિ, સ્વયંસેવકોએ એક મુકામ માટેનું તો પાણી લોરીમા લઇ લીધેલું. પણ બીજા મુકામે 'પાણી અહિંથી ઘણુ દૂર છે. અને ત્યા લોરી જવી બહુ કઠીન છે,' એ સાંભળીને જ બિચારા સ્વયંસેવકો અને નોકરો આખો ને મોટું ફાડીને ઉભા રહ્યા. શું થશે ? કેમ કરીશું ? વિગેરે વિચારો કરવા લાગ્યા. એટલામાં આખો દિવસ સૌને આનંદ કરાવતા ચતુર્ભુજભાઈ ગાજી ઉઠયા: 'એમ મ્હોં ફાડીને બેસી રહેવાથી પાણી અહિં આવવાનું નથી. લો એક ભાલને સાથે, ને ચલાવો લોરી. લોરીને લઈને

બધા ઊપડયા. બિચારા બાર એક વાગે પાણી ભરીને આવ્યા. એ પાણી ભરવા જતાં અને આવતાં એમને જે મુશ્કેલીઓ ઉઠાવવી પડી, એનું વર્ણન શું કરી શકાય? પણ આ તકલીફ આજના માટેની નહિં હતી. આવતી કાલે તો ખાસા રણના મધ્યમાં પહોચવાનું હતું. કેટલું ચાલવું પડશે? તેનો પણ કાંઈ હિસાબ ન હતો. એટલે જમી પરવારીને બિચારા સાંજે પાછા પાણી ભરવા ગયા. અને મોડી રાત્રે આવ્યા. સવારે અમારી કૂચ શરૂ થઇ.

અત્યાર સુધી અમે પશ્ચિમમાંથી પૂર્વમાં આવતા હતા. પણ હવે અમે દક્ષિણ તરફ ઉતર્યા. હવે ગમે તે તરફ નજર કરો, બસ મેદાન, મેદાનને મેદાનજ. સેંકડો માઇલોમાં ફેલાયલું 'રણ' અને વચમાં અમે અમારો રસ્તો કાપી રહ્યા હતા.

'રણ' એ શું? એ હવે અમને જણાયું. ચૈત્ર વૈશાખમાં પવનના જોરથી દરિયાનું પાણી અને વરસાદનું પાણી ખૂબ ફેલાઇ જાય છે. પાણી સૂકાઇ ગયા પછી જમીનની સપાટી પર ખારા મીઠાના થર બાઝી જાય છે. આ 'રણ'. 'રણ' એટલે એક વખતનો ભૂમધ્ય સમુદ્ર. અને તે વખતે કહેવાય છે, કે વહાણ ચાલતાં. ધરતીકંપના લીધે સમુદ્ર દૂર થઇ ગયો. આ રણમાં દૂર દષ્ટિ ફેંકીએ, તો સફેદ ચાદર બીછાવી દીધી હોય, એવું દેખાય. એ સફેદ ચાદર તેનું નામ 'મીઠાના થર'. ઝાડ નહિ, ઝાંખરૂં નહિ, પશુ નહિ, પક્ષિ નહિ, ખાડો નહિ, ટેકરો નહિ, સીધી સપાટ જમીન. એકલો માણસ ચાલતો હોય તો છાતી જ ફાટી જાય.

હા, એક વાત, રહેમકી બજારના મુસલમાન મોટરવાળાએ એ રણમાં પાણી આવ્યાનો જે ભય અમને બતાવ્યો હતો, તે વખતે અમારી મંડળી સમજી હતી કે મીયાંભાઇએ ટાઢા પહોરની તોપ મારી લાગે છે. અને

તેમાં યે, જ્યારે બીજા દિવસે બીજા મુસાફરોએ 'પાણી, છાણી કાંઇ નથી,' એવું કહ્યું, ત્યારે તો એ મીયાંભાઇઓની વાત ટાઢા પહોર્ની હતી, એ નક્કી થયેલું. પણ ' રણ 'માં પેઠા પછી અમને જણાયું કે, તે બિચારા મુસલમાનો ખોટા ન્હોતા. ખરી રીતે બીજા દિવસના મુસાફરોએ જે કહ્યું તે ભૂલ ભરેલું હતુ, પણ એમણે અમને હિંમત આપવા કદાચ કહ્યું હશે. ખેર, એ તો બધું એમ જ ચાલે. બે ત્રણ દિવસ પહેલા જે વરસાદ પડયો હતો, તેનાથી આખું રણ ભરાઇ ગયું હતું સારે નસીબે બે દિવસ તડકો પડવાથી અને ઉટોના ટોળાને ટોળાં અહિંથી નીકળવાથી કાંઇક પગદંડી સારી થઇ ગઇ હતી. બાકી લોરીને માટે તો ન કલ્પી શકાય એટલી મુશ્કેલીઓ પડી. પેટ્રોલના પીપના પીપ ઇન્જીનના પેટમાં હજમ થઇ જતાં હતા, છતાં રૂપિયે ગજ કાપવાની પણ હા ન પાડે. ચીકણા રસ્તામાં બિચારા માણસો ધક્કા દે એટલે થોડું ચાલે, વળી ગાડું અટકે. આમ ' ધકેલ પંચા દોઢસો ' કરતાં કરતાં એક બે વાગ્યા સુધીમાં પંદર સોળ માઇલ કાઢી નાખ્યા. અમે સાધુઓ અને પગે ચાલનારા ગૃહસ્થો ક્યારના યે એક સ્થળે જઇને જાપ જપી રહ્યા હતા. લોરીનો સ્વાદ લેનારાના તો હોશ જ ઉડી ગયા હતા. પગ કામ કરતા નહિં હતા. અને પેટમાં તો સૌને અગ્નિદેવ પ્રજ્વલિત થઇ રહ્યા હતા. એટલે ગમે તેમ પણ, થોડીક જગ્યા સાફ મળી જાય તો ધામા નાખવા, એમ સૌના મનમાં વિચાર થયો.

પણ એક મુશ્કેલી બીજી હતી, કચ્છના દુકાળનું વર્ણન અમે કરાચીમાંથી જ સાંભળ્યું હતું. લોકો કહેતા હતા કે ' કચ્છનાં લાખો ઢોર મરી રીટયાં છે. ' કોઇના કહેવાથી આપણા દિલ ઉપર જે અસર થાય છે, એના કરતા નજરે જોવાથી વધુ થાય છે. કચ્છના દુકાળનું કરૂણ દૃશ્ય આ રણમાજ અમે જોઇ લીધું. કદમે કદમે ઢોરોનાં મડદાં, હાડકાં, અને માસના લોચા પડયા હતા. ચાર તંબુ નાખવાને માટે સો દોઢસો ફીટની જમીન ન્હોતી મળતી. એક ભાઇ આગળ જઇને તપાસ કરે, બીજો જરા બીજી તરફ જાય, ત્રીજો ત્રીજી તરફ જાય, પણ સૌ મડ-

દાંની જ ' મ્હોંકાણ ' લઇને આવે. ક્યાંય ગાયો પડી છે; તો ક્યાંય ઊંટ પડયાં છે, ક્યાંય બળદ છે તો ક્યાંય બકરાં પડયાં છે. દુર્ગંધનો પાર નહિ. બાગ પાટનું રણ એટલે કાગડા કે ગીધો પણ એને સાફ કરનારા નહિ હતા. ચકલીનું યે નામ નહિ. આવી કરૂણ હાલતમાં નાકે ડુચા મારીને અમે અમારો રસ્તો કાપતા રહ્યા. ૧૫–૧૬ માઇલ ગયા પછી, બીજો કોઇ ઉપાય ન ચાલ્યો, એટલે બિચારા થાકેલા ને ભૂખ્યા ડાંસ થયેલા ગૃહસ્થોએ વિનતિ કરી કે: ' મહારાજ સાહેબ, હવે તો મુકામ થાય તો સારૂં. ' અમારી ક્યાં ના હતી ? બીજા દિવસે લગભગ ૧૩ માઇલ ઉપર ' કુંવાર બેટ ' એ નામનો એક બેટ આવ્યો. ' બેટ ' એટલા માટે કહેવાય છે કે, અહિં થોડાંક બાવળનાં ઝાડવાં છે, અને એક કુવો છે. એક તલાવડી જેવો નાનો ખાડો છે, જેમાં વરસાદનું પાણી કોઈ વખતે ભરાઇ રહે છે. કચ્છ સ્ટેટની ચોકી અહિં બેસે છે. બેટની નજીક પહોંચીને ' ચોકી ચોકી ' કરતા ચાલતા હતા, પણ કેમે ' ચોકી ' આવે જ નહિ. બરાબર બેટ પહોંચ્યા પછી ૩ માઇલ ચાલ્યા, ત્યારે ઝાડીમાં એક ઝુંપડા જેવું દેખાયું, આનું નામ ' ચોકી. '

પેલા પાણીના ખાબોચીયા પાસે તંબુ તાણીને અમારી પાર્ટીએ મુકામ કર્યો. આજે રસ્તામાં કીચ્ચડ એટલો બધો આવ્યો કે ગઇ કાલ કરતાં પણ ઘણી મુશ્કેલી નડી. લગભગ સૌને એ નિશ્ચય થયો હતો કેઃ ' **લોરીમાતા** ' અહિં જ પૂરાં થશે. પણ ડ્રાઈવર એવો હોશિયાર કે તેણે ખૂબીથી લોરી ને ગૃહસ્થોને ઠેકાણે પહોંચાડયા. બાકી પગે ચાલનારા ગૃહસ્થો તો લોરીમાં બેસવાના આ વખતના ' સુખ '( ! ) થી દૂર રહી, દૂર દૂરથી જ તમાસો જોતા હતા. છતાં તેઓને પગે ચાલવા છતાં, લોરી માતાની પગચંપી તો જરૂર કરવી પડતી.

' બેટ ' પહોંચ્યા પછી, હવે સૌને એમ થતું હતું કે આવતી કાલે સવારે ખૂબ હસતા હસતા ખૂશી થતા ' ખાવડા ' પહોચીશું. સાડાદસ

માઈલની માત્ર મજલ હતી. પણ બેટથી ખાવડાના રસ્તાએ તો ખૂબ ભારે કરી. પાંચેક માઈલ કાપતાં કાપતાં તો સૌના હોશકોશ ઊડી ગયા. 'રણ 'માં કીચડ હતો, તો અહિં ' રેતી ' હતી. તે કેવી ? ખાસા પગ પેસી જાય ને શ્વાસ ચડી જાય તેવી. વચમાં એક-વડ આવ્યો સુંદર વડ, ઘટાટોપ, સૈકડો માણસો નીચે બેસી શકે. બધાઓનું મન થયું કે અહિં જ મુકામ કરીએ. આવતી કાલે ' ખાવડા ' જઈશું. થોડી વાર બેઠા. ત્યાં તો બધાએ પોતાના પગોને ખંજવાળતા ઊભા થયા. પણ છે શું ? જૂએ તો મોટા મોટા જૂઆ. કેટલાયે દિવસના બિચારા ભૂખ્યા થયેલા, ટીડોની માફક સૌનાં લોહી ચૂસવા તૂટી પડયા. સૂઝી સૂઝીને ઢીમણાં થઈ ગયાં. ચાલો ભાઈ, અહિં આખો દહાડો ને રાત કેમ કઢાય ? ઉપડયા, અમે સાધુઓ અને સાથે ચાલનારાઓએ તો સીધા ખાવડાના એક વિષ્ણુ મંદિરમાં જઇને ધામા નાખ્યા. અહિંના લોહાણા ગૃહસ્થ અને લક્ષ્મીચંદજી નામના એક જૈન ગૃહસ્થ બિચારા બેચાર દિવસથી ગાડ જોઇને બેઠા હતા. અમારા પહોંચ્યા પછી કલાક થયો, બે કલાક થયા, ત્રણ થયા, એમ વખત ચાલતો થયો, પણ પેલી લોરી અને તેની સાથેના માણસો ન દેખાયા. પોલીસના માણસો તપાસ કરવા ગયાં. ખબર પડી કે દોઢ માઇલ ઉપર નદીની રેતીમાં '**थें डगें, पर मैं न डगु,** એમ કરીને ' **चीपक चीपक स्वाहा,** મોટર લોરી થઈ ગઇ હતી. લંગોટા મારી મારીને બિચારા માણસો ધક્કા લગાવે, પણ એક હાથ આગળ વધવું હરામ હતું. આખરે ખાવડાના થાણદારે વીસેક માણસો મોકલ્યા. સામાન, ઉંટો અને માણસોદ્વારા ગામમાં પહોંચાડયો. અને ધીરે ધીરે આ પ્રોસેશન સાથે લોરીદેવીનો ગામ પ્રવેશ થયો. ચાલો સુખે સમાધે પહોંચ્યા તો ખરા.

ખાવડાથી અમે ભીંડીઆરો આવ્યા. રણમાં ઢોરોના નાશનું દ્રશ્ય જોયું, અને ભીંડીઆરામાં દુકાળના લીધે ગામ ખાલી થયેલું જોયું. ૬૦૦ ઘરની વસ્તીમાં માત્ર ૬૦ ઝુંપડાં બચ્યાં હતાં કે, જેમાં એકેક બબ્બે માણસો

દેખાતાં હતાં. અહિંનાં ઝૂપડાં કેટલાં સુંદર ? ભલભલાં બંગલાઓને ટક્કર મારે. ત્રણે ઋતુને માટે અનુકૂળતા વાળાં આ ઝૂંપડાં જોઇને ગામડાના લોકો પણ પોતાના નિર્વાહ માટે કેવી સુંદર સગવડ બનાવે છે, એનો ખ્યાલ આવ્યો. ભૂજથી બે શ્રાવકો અહિં અમારી ખબર કાઢવા આવ્યા. સુમરાસર અને બજરંગભુવનમાં પણ કેટલાક શ્રાવકો અને ખાસ કરીને કચ્છ રાજ્યના ખાનગી ઓફીસર હીરાચંદ ભાઇ સંઘવી અને તેમના પુત્ર ભાઇ ભવાનજીભાઇએ આવીને ભક્તિ અને વિનય પ્રદર્શિત કર્યાં.

આમ ખાવડાથી ભીંડીઆરા, સુમરાસર અને બજરંગભુવન થઇને પોષ વદ ૪ રવિવારના દિવસે ભૂજના જૈનો અને સમસ્ત પ્રજાએ કરેલા ભાવભીના સ્વાગતપૂર્વક અમે કચ્છના પાટનગરમાં પ્રવેશ કર્યો.



## : ૫ :

# પાટનગર

*****

કુચ્છનું પાટનગર એટલે **ભૂજ.** ભૂજના સંબંધમાં 'સ્વતંત્ર પ્રકરણ' લખવાનાં અનેક કારણો છે. ભૂજ, એ કચ્છ રાજ્યનું **પાટનગર** છે. કચ્છનાં કિલ્લેબંધી મુખ્ય ચાર શહેરો પૈકીનું આ એક શહેર છે. અને તેની ઉત્પત્તિના ઇતિહાસમાં પણ ખાસ વિશેષતા રહેલી છે. અને તે ઉપરાંત કચ્છના નિવાસ દરમ્યાન મને એક આખું ચતુર્માસ ભૂજમાં વ્યતીત કરવાનો અવસર મળ્યો હતો. આ કારણોથી ભૂજના સંબંધમાં કંઇક વિશેષ ઉલ્લેખ કરૂં, તો તે પક્ષપાતના દોષથી દૂષિત તો નહિંજ **થાય.**

કચ્છના કિલ્લેબંધી ચાર શહેરો **ભૂજ, માંડવી, મુંદ્રા,** અને **અંજાર.** **અંજાર, ભૂજ,** અને **માંડવીની** ઉત્પત્તિ સત્તરમી શતાબ્દિના પ્રારંભમાં થઇ છે. એમ ઇતિહાસ કહે છે. સંવત્ ૧૬૦૨ માં **અંજાર,** ૧૬૦૫ માં **ભૂજ** અને ૧૬૩૬ માં **માંડવી** વસાવાયું. જની ઉત્પત્તિના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે. ખેંગારજી ૧ લાને કચ્છની રાજ ખટપટોના લીધે

**ગુજરાત** અને ખાસ કરીને **અમદાવાદ**ની આસપાસ રખડવું પડેલું. તે વખતે તેમણે સુલતાન **મહમદ** બેગડાને મૃત્યુની મૂર્તિ સમા એક સિંહના સપાટામાંથી બચાવી લીધો હતો. અને **માણેક મેરજી** નામના એક જૈન યતિએ આપેલા ' સાંગ ' હથીઆરથી આ યુવાનીમાં પ્રવેશ કરતા બાળકે સિંહનો સંહાર કર્યો હતો. **મહમદ** બેગડો તેમના ઉપર પ્રસન્ન **થયો**. ' **રાઓ** 'ની પદવી આપી. અને બીજી ઘણી મદદ આપવાથી રાઓશ્રી ખેંગારજીએ કચ્છમાં પોતાનું આધિપત્ય સ્થાપ્યું હતું. તેમણે ' **લાખી**-આર વીયરા'માં રાજધાની સ્થાપી હતી. પણ કચ્છનું ભ્રમણ કરતાં કચ્છના આ મધ્ય ભાગને તેમણે પસંદ કર્યું અને ૧૬૦૫માં 'ભૂજનગર' વસાવ્યું.

આ નગરના ' નામ કરણ 'ના સંબંધમાં કેટલાક લેખકોનો થોડોક મતભેદ છે. કોઇ લેખક કહે છે કે: ' રાઓ ખેંગારજીના પુત્ર **ભોજ**રાજજી ગાયોની વારે ચડી કામ આવ્યા હતા, તેથી તેમનું નામ અમર કરવાને માટે આ નગરનું નામ ' **ભૂજ** ' રાખ્યું. જ્યારે કોઇ લેખક એમ પણ કહે છે કે, કચ્છના મધ્ય ભાગમાં પહાડી ભૂમિમાંથી ભ્રમણ કરતાં તેઓ એક પર્વત પાસે આવી ચઢયા. આ પર્વતમાં એક ' ભૂજંગ ' ( સાપ ) રહેતો હતો અને તેથી આ પર્વત ' ભૂજંગ પર્વત ' ના નામે ઓળખાતો. જેને કેટલાકો 'ભૂજીઓ' ડુંગર પણ કહેતા. કચ્છના મધ્યભાગમાં આ સ્થાન હોવાથી રાઓશ્રી ખેંગારજીને લાગ્યું કે, અહિં એક કિલ્લો બંધાય તો સારૂં છે. આ દરમિયાન એક સસલાને કૂતરાની સામે ઘૂરકતો જોયો. એટલે એમને કલ્પના થઇ કે, આ સ્થાનમાં કંઇક વીરતાનાં પરમાણું છે. તાત્કાળ તેમણે સંવત્ ૧૬૦૫ના માગસર સુદિ ૬ ના દિવસે સ્થાપના કરી અને તેનું નામ ' ભૂજંગનગર ' રાખી, તેને પોતાની રાજધાની બનાવી. ક્રમશઃ ' ભૂજંગનગર ' ' ભૂજનગર ' તરીકે ઓળખાવા લાગ્યું. જૂની રાજધાની 'લાખીયાર વીયરા' ચારણોને દાનમાં આપ્યું.

આમ '**ભૂજ**' ની ઉત્પત્તિના સંબંધમાં નહિં, પણ ખરી રીતે '**નામના**' સંબંધમાં જુદા જુદા મતો છે. ગમે તેમ હોય, પણ **અમદાવાદથી** કચ્છમાં આવ્યા પછી **અમદાવાદ** જેવાં નગર પોતાના દેશમાં વસાવવાની પ્રેરણા તેઓ લઈ આવ્યા હતા. અને તેજ કારણે ઉપર કહેવામાં આવ્યુ તેમ, **અંજાર**, **ભૂજ**, અને **માંડવી** પોતાના હાથે વસાવ્યાં અને તેમાં ભૂજને રાજધાનીના **પાટનગર** તરીકે પસંદ કર્યું, એ વાત તો નક્કી છે.

ભૂજ, જેમ કચ્છ રાજ્યનું પાટનગર છે, તેમ કચ્છના મુખ્ય આઠ તાલુકાઓ પૈકી એક તાલુકો પણ છે.

પાંચ દરવાજાઓ વાળા કિલ્લાથી સુશોભિત ભૂજનગરની વસ્તી લગભગ ૨૨૦૦૦ માણસની ગણાય છે. ૧ લા ખેંગારજી પછી થયેલા આ ગાદીના ગાદીપતિઓએ કાંઈકને કાંઈક સુધારા વધારા તેમજ પોત પોતાને મનગમતા મહેલો, મકાનો વિગેરે અહિં બનાવ્યા છે. એજ કારણ છે કે શહેરની મધ્યનો દરબારગઢ, જુદા જુદા મહારાઓશ્રીએ બંધાવેલા અનેક મહેલોથી શોભી રહ્યો છે. તેની પાસે જ અત્યારની વિલાયતી બાંધણીથી બંધાવેલો, પરંતુ મજબૂત મહેલ છે કે, જે 'પ્રાગમહેલ'ના નામે ઓળખાય છે. રાઓશ્રી લખપતજીનો 'આયના મહેલ' પણ દર્શકોના ચિત્તને આલ્હાદ ઉપજાવે તેવો છે. આ સિવાય અનેક દર્શનીય મકાનો શહેરની શોભાને વધારી રહ્યા છે.

ભૂજના અમુક સ્થાનને બાદ કરીએ તો, રસ્તા જૂની ઢબના સાંકડા છે. કોઇ પણ મહોલ્લામાં પેસીએ, એટલે આપણને એક જૂના જમાનાના નગરનું ભાન કરાવે. દરવાજાઓ '**નાકા**'ના નામથી ઓળખાય છે. 'વાણીઆવાડ'નું નાકું. 'પાટવાડી'નું નાકું, 'ભીડવાલુ' નાકું, 'સરપટ'નું નાકું, 'મહાદેવનું' નાકુ વિગેરે.

ભૂજની વસ્તીનો મુખ્ય ભાગ હિન્દુઓનો છે. રાજ્ય હિન્દુ છે. રાજકુટુમ્બની ધાર્મિક શ્રદ્ધા વખાણવા લાયક છે. અને તેથીજ, આ નગર અનેક હિન્દુ મંદિરોના ઘંટનાદોથી ગાજતું હરવખતે સંભળાય છે. **સ્વા**મીનારાયણનું મંદિર, **દ્વા**રકાનાથનું મંદિર, **સત્ય**નારાયણનું મંદિર, અને જરા બહાર નીકળીને જોઇએ તો **રૂદ્ર**માતાનું મંદિર, **સુર**લભીટ્ટ મહાદેવનું મંદિર, એમ અનેક મંદિરો રાજા અને પ્રજાની ધર્મશ્રદ્ધાને પુરવાર કરતાં અહિં મૌજૂદ છે. જૈનોના વાણીઆવાડમાં એક જ મહોલ્લામાં ત્રણ જૈન મંદિરો, છ ઉપાશ્રયો વિગેરે છે. જે **માણેક** મેરજી યતિજીએ ખેંગારજી ૧ લાને મદદ કરી હતી, તેમના વારસદારોની પોષાળો અહિ મૌજૂદ છે. આ પોષાળમાં પ્રાચીન પુસ્તકોના ભંડારો પણ છે. વળી શહેરથી બહાર **ખ**રતરગચ્છીય દાદાવાડી વિગેરે સ્થાનો મૌજૂદ છે.

રાજા ભલે હિન્દુ હો કે મુસલમાન, પણ તેની સમાન બુદ્ધિ દરેક ધર્મ ઉપર હોવી જોઇએ. એ રાજધર્મના સિદ્ધાંતની સાક્ષી આપનારૂં પ્રમાણ પણ અહિં મળે છે. અને તે એ કે, મુસલમાન ધર્મની અનેક મસ્જીદો અને દરગાહો તેમજ તેમનાં બીજાં ધર્મસ્થાનો પણ અહિં સારી સંખ્યામાં છે. જેમાનાં કેટલાક સ્થાનો તો ખાસ જોવા લાયક છે. **ભીં**ડવાડી મસ્જીદ, **મ**હમદ પન્નાની મસ્જીદ, **જ**માદાર ફતેહમામદનો કુબો, ટેકરી પર **પી**રાન પીરની દરગાહ વિગેરે.

**ભૂજ** પાટનગર છે, એટલે આખા રાજ્યની ગજકીય વ્યવસ્થાનું કેન્દ્રસ્થાન આ છે. અને તેટલા માટે ઇન્સાફની કોર્ટો, તેમજ શહેરની તંદુરસ્તી સાથે સંબંધ રાખનારી મ્યુનિસિપાલિટી, દવાખાનાં, ધર્મશાળાઓ, કેળવણીની સ્કૂલો વિગેરે સમુચિત સાધનોથી ભરપૂર આ રાજધાનીનું શહેર છે. **ભૂજથી માંડવી, ભૂજથી માનકુઆ, ભૂજથી અંજાર**, એમ જુદા જુદા રસ્તાઓ ઉપર પાકી સડકો પણ છે.

કચ્છ રાજ્યે પોતાનું સ્વતંત્ર નાણું ચલાવવાની પણ સગવડતા મેળવી છે. અને તે નાણું 'કોરી' નામથી પ્રસિદ્ધ છે. મહાદેવના નાકા પાસે આવેલી ઉંચી ઉંચી વિશાળ દીવાલો વાળી ટંકશાળ પણ ભૂજનાં દર્શનીય સ્થાનોમાંની એક છે.

શહેરના મધ્યભાગ કરતાં બહારની રોનક વધારે આલ્હાદ ઉપજાવે છે. કોઈ પણ નાકાથી બહાર નીકળી જાઓ. વિશાળ તળાવો દૃષ્ટિગોચર થશે, મંદિરોના ઘંટાનાદો કર્ણગોચર થશે, ઉંચી ઉંચી ટેકરીઓ પોતા તરફ આગળ વધવાનું નિમંત્રણ કરશે. નાનકડો પણ સદરનો બજાર, સ્વચ્છતામાં શ્રેષ્ઠ દેખાશે. અને પારસી ભાઇઓની અગીયારીમાંથી નિકળતી ચંદનની સુવાસ આપણને થોડીવાર ત્યાંજ થોભાવી દેશે. મહાદેવના નાકા બહાર આલ્ફ્રેડ હાઇસ્કૂલનું મકાન, એંગલો વર્નાક્યુલર સ્કૂલ, ફર્ગ્યુસન મ્યુઝીયમ અને લાયબ્રેરીની ભવ્ય ઇમારતો ઉંચી ગરદન કરાવીને થોડીવાર થોભાવશે. એટલું જ નહિ પરન્તુ તે તે વિષયના શોખીનોને 'લાવને જરા જોઇ લઉં' એમ મનને લોભાવશે.

શહેરમાં સરકારી સ્કૂલો ઉપરાન્ત જુદા જુદા ગૃહસ્થો તરફથી ચાલતી અનેક કન્યાશાળાઓ અને છોકરાઓ માટેની સ્કૂલો પણ છે. જેમાં શેઠ ડોસાભાઇની 'ઇન્દ્રાબાઇ કન્યાશાળા,' લોહાણા જ્ઞાતિની કન્યાશાળા, રાજગોર કન્યાશાળા વિગેરે મુખ્ય છે.

હું પહેલાં લખી ચૂક્યો છું કે, શહેર જૂની ઢબથી વસાયેલું છે. ઘણા ખરા રસ્તાઓ સાંકડા છે. અને તેમાંયે ખાસ કરીને મહોલ્લાઓના માર્ગો વધારે સાંકડા છે. શહેરની સફાઇ માટે મ્યુનિસીપાલિટીની પણ વ્યવસ્થા છે. છતાં કેટલાક મહોલ્લાઓમાંની અસ્વચ્છતા-ગંદકી પાટનગરને ન શોભે તેવી છે. આમાં મને તો એમ લાગ્યું છે કે, 'ભાઇમાં ભલીવાર ન હોય, તો બાઇ શું કરે ?' એવું બને છે-બન્યુ છે. મેં અનુભવ્યું છે

કે, તેનો મુખ્ય દોષ પ્રજાની અજ્ઞાનતાનો છે. પોતાના ઘરને કે પોતાના મહોલ્લાઓને સ્વચ્છ કેમ રાખવા? ગંદકીથી કેમ બચાવવા? એનો ખ્યાલ રાખવો, એ પ્રજાનું પોતાનું બલ્કે પ્રત્યેક વ્યકિતનું કામ છે. એકજ ઉદાહરણ આપું. વાણીઆઓની વસ્તીનો મહોલ્લો કે, જેમાં ત્રણ જૈન મંદિરો ને છ ઉપાશ્રયો છે. મહોલ્લો પણ એટલો મોટો નથી કે જે ન સંભાળી શકાય. છતાં સવારના પહોરમાં ત્યાંથી નીકળનારો માણસ નીકળતાં શરમાય. એના પગ બગડયા વિના ન જ રહે. કારણ એ છે કે, ગુરૂઓના મુખથી રાતદિવસ સ્વચ્છતાનો ઉપદેશ સાંભળનારી અને ગંદકીમાં જીવોની હિંસાનું પાપ લાગે છે, એવું જાણનાર વણિક કોમની બહેનો, સવારના પહોરમાં ગલ્લીની બન્ને બાજુએ લાઇનબંધ પાયખાને બેસે. અને ત્યાંસુધી કે પુરૂષોનો અવર જવર બરાબર ચાલુ થયો હોય તો પણ. પૂછવાથી ખબર પડી કે, સાધન તો છે, પણ એક એવો રવૈયોજ પડી ગયો છે. મંદિરો અને ઉપાશ્રયો જેવાં ધર્મસ્થાનકો તેમજ સાધુઓ અને સાધ્વીઓ જેવાં ત્યાગી ગુરૂઓનો જ્યાં નિવાસ રહેતો હોય, તેમનું જ્યાં અવર જવર બરાબર ચાલુ રહેતું હોય, એવા પવિત્ર સ્થાનોમાં પણ આવા પ્રકારની દશા હોય, એ કેવી શરમની વાત છે? અને બચાવની દલીલમાં માત્ર 'રિવાજ'. આવીજ રીતનો રિવાજ ભૂજના બીજા મહોલ્લાઓમાં અને માડવીમાં પણ હોવાનું જાણ્યુ છે. મારે કહેવાની મતલબ એ છે, કે સમજદાર અને ધર્મનું શિક્ષણ મેળવનાર લોકોની પણ આ દશા છે. આમાં મ્યુનિસીપાલિટી કિંવા રાજ્યનો શું દોષ કહી શકાય? આવી ઘણી બાબતો છે કે, જેમાં પ્રજા પોતાની જ અજ્ઞાનતાથી લગભગ દુઃખ ઉઠાવે છે અને પછી દોષ રાજ્યનો કે રાજ્યાધિકારીઓનો કાઢવામાં આવે છે.

ભૂજમાં જે કેટલીક સંસ્થાઓ છે. તેમાંની એક સંસ્થાનો ઉલ્લેખ તો હું જરૂર કરીશ. તેનું નામ છેઃ **પી. પી. આર. એફ.** ગરીબોને સહાયતા આપવા માટે, ભૂખ્યાઓને અન્ન આપવા માટે, બેકારોને ધંધે

વળગાવવા માટે, દેશના હાથપરિશ્રમના હુન્નર ઉદ્યોગોને વિકસાવવા માટેની આ સંસ્થા ખરેખર ભૂજને જ માટે નહિ, પણ આખા કચ્છને માટે આશીર્વાદ સમાન છે.

રાજા અને પ્રજાના સહકારથી આ સંસ્થા ચાલી રહી છે. સેંકડો ભૂખ્યાઓને રોજ ભોજન આપવામાં આવે છે. ખાદી વણાટનું કામ આ સંસ્થા દ્વારા થાય છે. સમયે સમયે પ્રદર્શનો ભરી જનતાને તેનું મહત્વ સમજાવવામાં આવે છે. સંસ્થાની આટલી બધી ઉન્નતશીલતાનો યશ તેના આત્મા બનીને કામ કરી રહેતા એક અંગ્રેજ સજ્જનને ઘટે છે કે, જેમનું નામ **મી. સ્મીથ** છે. આખાયે રાજકુટુમ્બની તેમના ઉપર સંપૂર્ણ મહેરબાની છે. કારણ એ છે કે, કોઇ પણ સ્વાર્થ વિના કેવળ માનવ સમાજની સેવા કરવાનું લક્ષ આ ભલા અંગ્રેજે રાખ્યુ છે. આ સંસ્થાના આસીસ્ટંટ સેક્રેટરી પણ તેવા જ ઉત્સાહી, નક્કર કામ કરનાર નિર્લોભી અને સેવાભાવી છે. કે; તેમનું નામ **માસ્તર રાયસિંહજી કાનજી રાઠોડ** છે. આવી પરોપકારી સંસ્થા ઉપર મહારાજ કુમાર સાહેબ ( હવે તો વર્ત્ત-માન મહારાઓ) **શ્રી વિજયરાજજી સાહેબની** પણ અપૂર્વ કૃપા છે. કારણ કે તેમનું હૃદય ગરીબો માટે અત્યંત દયાળુ છે.

ભૂજની ઉત્પત્તિમાં જે ' ભૂજિયા ડુંગર' નું નામ પ્રારંભમાં લેવાયું છે, તે આ ભૂજની પૂર્વમાં એકાદ માઇલ ઉપર, લગભગ ૫૦૦ ફૂટ ઊંચો એક ડુંગર, આજે પણ ' ભૂજિયા 'ના નામે ઓળખાય છે. તેના ઉપર જે કિલ્લો છે, તે રાઓશ્રી ૧ લા દેશળજીએ બંધાવ્યો હતો, દરવર્ષે–શ્રાવણ સુદી ૫ ને રોજ રાજ્યની એક મોટી સવારી નીકળે છે, અને મહારાઓશ્રી પણ ત્યા પધારે છે. આ ' ભૂજિયા 'ની અત્યારની નિસ્તે-જતા જોઇને એક કવિ એને પૂછે છેઃ—



મુનિશ્રી વિદ્યાવિજયજીના સેક્રેટરી તરીકે કચ્છમાં કામ કરનાર, અને પી. પી. આર. એફના એસીસ્ટંટ સેક્રેટરી સેવાભાવી માસ્તર રાયસિંહજી કાનજી રાઠોડ.

ભૂજીયા કિલ્લા ભૂજજા, કાછેજા શણગાર!
ઉભો એયે આકાસમેં, સૂરેજા સરદાર!
જોગીડા, તોં તેં ઉગા, જુગેં-જુગેં જા ઝાડ,
કચ્છ જો કીર્તિ-થંભ તું, તોં તેં મિડે મધાર,
અચ જોધા જુડધાર,
અજ ઝાંખો ભાંઇયેં કીં ભલા?

ભૂજીયો જવાબ આપે છેઃ—

ઝાંખો ભાઇયાં ન લ ભલા, જૉર ઝણુકાં કિં?
ચિત્તડેમેં ચુણકેં વિઠા, ધીંગાણેં જા ડીં;
કુડંધ, વા હિન કોઠમેં, સૂરા કેસર સીં,
અજ રડેંતિયું રિઢડિયું, ને બકરિયું બુઆડીં.
ઉભો જ્યારિયા ઈ,
રણ કોડિલા કિત્ત વેઆ?
—શ્રી કારાણીનું કાવ્યકુંજ.



: ૬ :

# પાટનગરમાં પ્રવૃત્તિ



કરાચી છોડયું, ત્યારે મારી શી ભાવના હતી ? ડાક્ટરો અને સ્નેહી-ઓએ શી ભલામણો કરી હતી ? એ વાત પ્રારંભના એક પ્રકરણમાં કહી ચૂકયો છું. કચ્છના કોઈ નાનકડા ગામડામાં એકાદ વર્ષ નિવૃત્તિ લઈને તબીયત સુધારવી–આરામ લેવો. પણ મેં તેજ પ્રકરણમાં કહ્યું છે તેમ, પુરૂષાર્થ કરતાં ભાગ્ય બે કદમ આગળ ચાલે છે.

ભૂજમાં આવ્યા પહેલાંજ, જાણે કોઇ દેશમાં બીજા દેશનું વિચિત્ર જાનવર આવી પહોંચ્યું હોય, અને લોકોની કુતુહલવૃત્તિ જાગ્રત થાય, તેવીજ કુતુહલવૃત્તિ અમારા આવ્યા પહેલાંજ ભૂજમાં બલ્કે આખા કચ્છમાં જાગ્રત થઇ હતી. કચ્છની પ્રજામાં મારા જેવા એક અદના ભિક્ષુક માટે આટલી કુતુહલવૃત્તિ જાગ્રત થઇ હશે, અથવા થશે, એની મને કલ્પના સરખીયે ન્હોતી. શાની કલ્પના થાય ? મારા માટે તદ્દન નવો દેશ, ન

કોઇ જાન ન પહેચાન. છતાં મારા નસીબમાં શાન્તિ કે આરામ લેવાનું નિર્માણ ન થયું હોય, તે કેમ લઇ શકાય ?

ભૂજમાં પ્રવેશ કરવાના આગલા દિવસે જ એક મહાનુભાવ દ્વારા મને ખબર મળ્યા કે, ' વડોદરાના ભૂતપૂર્વ નાયબ દીવાન, વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, અનુભવ વૃદ્ધ, શ્રીમાન્ રા. બ. ગોવિંદભાઇ હાથીભાઈ દેશાઈ સાહેબે કચ્છના મહારાજ કુમાર સાહેબ અને બીજા કેટલાક મોટા અધિકારીઓ ઉપર પત્રો લખી મારો પરિચય કરાવ્યો છે. ' આ સાંભળતાં જ મારૂં હૃદય શરમથી સંકોચાઇ ગયું. મારો પરિચય ! મારા જેવા એક અદનામાં અદના ભિક્ષુકનો પરિચય ! તેઓશ્રીની સજ્જનતાનું જ એ પરિણામ હતું કે, ભૂજમાં આવતાં જ મારે પ્રવૃત્તિના જોતરામાં જોડાઇ જવું પડયું. વગર પ્રયત્ને-વગર કોશીશે, મારી હંમેશાંની પ્રવૃત્તિ અહીં પણ ચાલુ થઇ ગઇ. અને ઘાણીનો બળદ પાછો ઘાણીના જોતરે જોડાયો.

ભૂજમાં આવતાંજ એક બીજો પણ સુંદર પ્રસંગ મને સાંપડયો. હું નાનો હતો અને કાશીમાં ' શ્રી યશોવિજય પાઠશાળા ' માં સંસ્કૃત અભ્યાસ કરતો, ત્યાં અમારા ગુરૂજીની સાથે ' શ્રી મોહનવિજયજી ' નામના એક મુનિરાજ રહેતા. એ વાતને લગભગ ૩૬ વર્ષનાં વહાણાં વાઈ ગયાં હતાં. ભૂજમાં પ્રવેશતાંજ આ એક જૂના વયોવૃદ્ધ, મુનિરાજ-શ્રીના દર્શનનો લાભ મળ્યો. એ યુવાવસ્થાની, એ કાશીની પાઠશાળાની, એ વિદ્યાર્થી અવસ્થાની બધી સ્મૃતિઓ તાજી થઇ. ભૂજમાં ચાલીસ દિવસ અમે તેમની સાથેજ ગાળ્યાં.

એ તો હવે જાહેર કરવા જેવું નથી રહ્યું કે, કોઈ પણ ગામની સ્થિરતા દરમિયાન મારી મુખ્ય પ્રવૃત્તિ શી હોય છે ?

જાહેર ભાષણ, સંસ્થાઓનું નિરીક્ષણ, જૂનાં સ્થાનોનું અવલોકન, રાજા અને પ્રજાના સંબંધની સાંકળનું જોડાણ કેમ થાય એવા પ્રયત્નો,

જ્ઞાનચર્ચા અને તે સિવાય મળતા સમયમા કાંઈ પણ વાચન અને લેખનકાર્ય.

ભૂજની ૪૦ દિવસની સ્થિરતામાં પણ મારો આજ ક્રમ ચાલુ રહ્યો. હું ઉપર કહી ગયો છું તેમ, મારા માટે તદ્દન નવું ક્ષેત્ર હોવા છતાં, જાણે કે હું ઘણા જૂના વખતનો અહિંની પ્રજાનો પરિચિત ન હોઉં, એવુંજ મને દેખાયું. વધારેમાં વધારે **ભૂજની** જનતા મારા ઉપદેશનો લાભ કેમ લે, એવો પ્રયત્ન પ્રબંધ કર્તાઓ તરફથી થતો જ રહ્યો. અમારા જૈન સાધુઓને માટે પ્રવચનનોનું સ્થાન 'ઉપાશ્રય' ગણાય. પણ લોકોને ખબર હતી કે, હું ઉપાશ્રયનો ઉંદરડો નથી. ચાર દિવાલોની વચમાં ગોંધાઈ રહેનારો સાધુ નથી. જૈન ધર્મના નિયમ પ્રમાણે વેષથી અને આચારથી જૈન સાધુ હોવા છતાં, હું જગતનો ભિક્ષુક છું, એમ હુ પોતાને માનું છું. ધાર્મિક વાડાબંધીઓએ આજે હિંદુસ્તાનના દરેક ધર્મવાળાઓને કેટલા કલુષિત અને નીચે પાડી નાખ્યા છે, એનો જેને અભ્યાસ હશે, તેઓ એ વાતને કબૂલ કર્યા વિના નહિ રહે કે, આજે કોઇ પણ ધર્મના ઉપદેશકોએ, ધર્મગુરૂઓએ, પોત પોતાની નાવમા બેસવા છતાં પણ, બીજાની નાવોને ડૂબાડવાનો કિંવા ધુતકારવાનો પ્રયત્ન તો ન જ કરવો જોઇએ. પોતપોતાનું સંભાળવા ઉપરાત, જે જે વિષયોમાં એક બીજાથી મળતા હોઇએ, તે તે વિષયોમાં એક બીજાથી હાથ મેળવીને, એક દિલ થઇને કામ કરવાની જરૂર છે. અને તેમાં યે સાધુ, કે જેણે ત્યાગ સ્વીકાર્યો છે, સંયમ આદર્યો છે, તેને માટે તો **'वसुधैव कुटुम्बकम्'** એ ભાવનાને હૃદયમા સ્થાપન કરી, સમસ્ત જગતના કલ્યાણને માટે ઉપયોગી થાય, એવી જ ઉપદેશ પ્રણાલી રાખવાની જરૂર છે.

મને ખરેખર સંતોષ થાય છે કે, **ભૂજના** કાર્યકર્તાઓએ મારી આ ભાવનાને સાથ આપી, હું જેમ વધારેમાં વધારે જનતાની સેવા

કરી શકું, એવો પ્રબંધ કરી, મારા આત્માને સંતોષ થાય, એવો જ પ્રયત્ન કર્યો. અર્થાત્ મારા માટે ઉપદેશ આપવાનું સ્થાન કોઈ ઉપાશ્રય નહિ, પણ એક પ્રસિદ્ધ મધ્યસ્થ અને જાહેર સ્થાન રાખ્યું કે જે **'નાતના વંડા'**ના નામે જાણીતું છે. મારાં વ્યાખ્યાનો અને બીજી પ્રવૃત્તિઓમાં પ્રબંધ કર્તા તરીકે નગરશેઠ **સાકરચંદ** પાનાચંદ, ભાઇ **જાદવજી** પાનાચંદ, ભાઈ **દેવચંદ** કાનજી, ભાઇ **છગનલાલ** ઉત્તમચંદ, અને જૈન સેવા સમાજના સભ્યોએ ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો હતો. તેઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

૪૦ દિવસની સ્થિતિ દરમ્યાન, કોઇ અપવાદને બાદ કરી, નિરંતર વ્યાખ્યાન માળા ચાલુ રહી. રોજ હજારોની સંખ્યામાં ભાઇઓ અને બહેનોએ લાભ લીધો. જૈન કે જૈનેતર, એવો કોઇ પણ ભેદભાવ ન તો સ્થાનની દૃષ્ટિએ જોવાયો, અને ન તો ધર્મની દૃષ્ટિએ જોવાયો. નિરંતર વ્યાખ્યાનમાળા અને દિવસે દિવસે વધતી જતી શ્રોતાઓની સંખ્યા, એજ બતાવી આપતું હતું કે પ્રબંધ કર્તાઓની કેટલી સારી વ્યવસ્થા છે. અને જનતા સાંભળવાને કેટલી ઉત્સુક છે. વધારે ખુશી થવા જેવું તો એ થયું કે, કચ્છમાં વિચરતા સ્થાનકવાસી સંપ્રદાયના વિદ્વાન મુનિરાજશ્રી **દેવચંદ્રજી** સ્વામી પોતાના સહચારી સાધુઓ સાથે **ભૂજ** પધાર્યા. અને જૈનસંપ્રદાયની દૃષ્ટિએ-મૂર્તિપૂજક અને સ્થાનકવાસી બન્ને સંપ્રદાયના સાધુઓના એક જ આસન ઉપરથી વ્યાખ્યાનો થવાં લાગ્યાં.

જૂના વિચારના જે જૈનો પોતપોતાના સંપ્રદાયના વાડામાં ગોંધાઇ રહેવામાંજ ધર્મ સમજતા હશે તેઓને આ દૃશ્ય જરૂર આશ્ચર્યકારક અને બોધ લેવા લાયક નિવડયું હશે. કદાચ રૂઢીના-મતાગ્રહના આવરણોથી જેમનાં હૃદયો વધારે આચ્છાદિત થઈ ગયાં હશે, એઓને આ ઉદારતા નહિં પણ ગમી હોય. અસ્તુ.

આમ જાહેર વ્યાખ્યાનો ઉપરાંત પ્રતિદિન ૩ થી ૫ વાગ્યા સુધીનો સમય 'જ્ઞાનચર્ચા' માટે રાખેલો, જેમાં કોઈપણ ધર્મના અનુયાયીઓ આવતા અને જ્ઞાનચર્ચા કરતા. રાત્રિના સમયે યુવકો આવતા અને સામાજિક, ધાર્મિક તેમજ નૈતિક વિષયમાં શંકાઓ કરીને સમાધાનો મેળવતા.

મેં ઉપર કહ્યું તેમ વડોદરાના ભૂતપૂર્વ નાયબ દીવાન શ્રી ગોવિન્દભાઈ સાહેબની પ્રેરણાથી અહિંના ઘણા રાજ્યાધિકારીઓએ પણ મારા પ્રત્યે સદ્‌ભાવ અને ભક્તિ બતાવવામાં બાકી ન રાખી. દીવાન સાહેબ ટી. ડી. રાણા સાહેબ, રેવન્યુ કમીશ્નર શ્રી પંડ્યા સાહેબ, પોલીસ કમીશ્નર કોઠાવાળા સાહેબ, જ્યુડીશ્યલ જજ શ્રી યશશચંદ્રજી સાહેબ, ચીફ મેડીકલ ઓફીસર ડો. જાદવજીભાઇ અને એકૌન્ટેન્ટ જનરલ શ્રી મોતીભાઇ સાહેબ વિગેરેએ પણ મારી પ્રવૃત્તિમાં ખૂબ સાથ આપ્યો. અને લોકોનો ઉત્સાહ વધાર્યો.

અહિની અનેક સંસ્થાઓએ પણ મને ભૂજની જનતાની સેવા કરવાની તક આપી. જેમાં ભૂજની 'સાહિત્ય સભા' પણ એક છે. આ 'સાહિત્ય સભા'એ ૧૧ ફેબ્રુવારી ૧૯૪૦ના દિવસે રા. રા. દીવાન સાહેબના પ્રમુખપણા નીચે 'હાઈસ્કૂલ'ના મકાનમાં 'ઈશ્વરવાદ' જેવા એક અગત્યના વિષય ઉપર મારૂં વ્યાખ્યાન કરાવી જનતાને લાભ અપાવ્યો.

ભૂજની મારી ૪૦ દિવસની સ્થિરતા દરમિયાન બનેલી કેટલીક બીજી ઘટનાઓનો પણ ઉલ્લેખ કરી લઉં.

હવે પછી વાંચકો જોઈ શકશે તેમ, મારૂં સંવત્ ૧૯૯૬નું ચતુર્માસ ભૂજમાં થયું હતુ. પણ આ ચતુર્માસના નિર્ણયનો યશ તો કચ્છના પરોપકાર પરાયણ, સહૃદય મહારાજ કુમાર સાહેબ–(વર્તમાન મહારાઓ) **શ્રીવિજયરાજજી** ( માધુભા સાહેબ ) ને ફાળે જાય છે.

મેં કલ્પના પણ નહિં કરી હતી કે, ભૂજમાં હું રાજકુટુમ્બની કોઈપણ વ્યક્તિના પરિચયમાં આવીશ. અને ચતુર્માસના નિર્ણયની તો કલ્પનાયે શા માટે કરી શકું ?

ભૂજમાં આવ્યાને માત્ર એક જ દિવસ થયો હતો. બીજા દિવસે જ કચ્છ રાજ્યના ખાનગી ખાતાના ઓફીસર શ્રીયુત હીરાચંદભાઈ સંઘવી દ્વારા શ્રી મહારાજ કુમાર સાહેબે મુલાકાત માટેનું નિમંત્રણ મોકલ્યું, અને તે નિમંત્રણને માન આપી ૩૧ મી જાન્યુવારીએ 'એજન્સી બંગલા'માં આ શાન્ત પ્રકૃતિના ધર્મ જિજ્ઞાસુ, ઉદારચરિત મહારાજ કુમાર સાહેબે મને મુલાકાતનું માન આપ્યું. લગભગ એક કલાક 'જ્ઞાનચર્ચા' થઈ. આજ પ્રસંગે મહારાજ કુમાર સાહેબે આગામી ચતુર્માસ ભૂજમાં જ કરવા માટે સાગ્રહ વિનતિ કરી. અને તે સંબંધી તે વખતે હાજર શ્રીયુત હીરાચંદભાઈ સંઘવી અને તેમના ચિરંજીવી ભવાનજીભાઇને પણ પણ અનુરોધ કર્યો.

ભૂજની આ સ્થિતિ દરમિયાન મુનિરાજશ્રી મોહનવિજયજીના સમાગમનો એક બીજો પણ લાભ મેં ઉઠાવ્યો. અને તે મારા શિષ્ય શ્રી પૂર્ણાનંદવિજયજી, કે જેને કરાચીમાં દીક્ષા આપવામાં આવી હતી, તેમને વડી દીક્ષા આપવાનો.

જૈનોમાં દીક્ષાની ક્રિયા બે વખત થાય છે. પ્રારંભમાં જ એક ગૃહસ્થ દીક્ષા લે, તેને 'નાની દીક્ષા' કહેવામાં આવે છે. અને તે પછી અનુકુલ સમયે એને સાધુ ક્રિયામાં અનુભવી બનાવી એક મહિનાની ચોક્કસ તપશ્ચર્યા કરાવીને તેનાં તે મહાવ્રતોને ફરીથી ઉચ્ચારવામાં આવે છે, જેને 'વડી દીક્ષા' કહેવામાં આવે છે. મુનિરાજ શ્રી મોહનવિજયજી અને મારા નિમંત્રણને માન આપી આવેલા પન્યાસ મુક્તિવિજયજીની ઉપસ્થિતિનો

લાભ લઇ મહા વદિ ૧૩, તા. ૬ ઠી માર્ચ ૧૯૪૦ના દિવસે જૈન સંઘે કરેલી સારી ધામધૂમ પૂર્વક ઉપર્યુક્ત સાધુને વડી દીક્ષા આપવામાં આવી.

કરાચીથી, બીમારીમાંથી ઉઠીને તાજું તાજું જ કચ્છ તરફ પ્રયાણ કર્યું હતું, એટલે કરાચીના ભાવિક ને શ્રદ્ધાળુ ગૃહસ્થોને મારા શરીરની ચિંતા રહે, એ સ્વાભાવિક હતુ. તેજ કારણ હતું કે ભૂજ પહોંચતાં જ મારા પ્રિય શિષ્ય પારસી ગ્રહસ્થ ભાઇ એદલ ખરાસ એરોપ્લેનથી આવીને આ શરીરની ખબર કાઢી ગયા. અને તેવી રીતે બીજા પણ કેટલાંક જૈન ગૃહસ્થો કચ્છમાં આવીને દેવગુરૂની યાત્રા કરી ગયા.

ભૂજને છોડું એવામાં જ ભૂજની પ્રસિદ્ધ ૩ વ્યાયામશાળાઓના યુવકોને પણ થયું કે આપણે પણ કંઇક આપણી કળા બતાવીએ. ભૂજ છોડવાના આગલા દિવસે જયા મારાં જાહેર ભાષણો થતા હતાં, ત્યાં ત્રણે વ્યાયામશાળાઓએ સંયુક્ત બળથી હજારો માણસોની મેદની સમક્ષ વ્યાયામના અદ્‌ભૂત પ્રયોગો કરી બતાવ્યા. મને લાગ્યું કે જનતા લગભગ હમેશાં બનતુ આવ્યુ છે તેમ, ' વાહ વાહ ' કરીને ચાલતી થશે, પણ તેમ ન થયુ. મારી થોડીક અપીલને માન આપી ત્રણે વ્યાયામશાળાઓને એક સારામાં સારી રકમ તે વખતના ઉપસ્થિત દર્શકોએ ભેટ કરી.

૭ મી માર્ચ ૧૯૪૦ના દિવસે ભૂજમા ૪૦ દિવસ પુરાં કરી લગભગ ૧૫૦ ભાઈ બહેનોના સંઘ સાથે અમે ભદ્રેશ્વર તરફ પ્રયાણ કર્યું. મુનિરાજ શ્રી મોહનવિજયજી પણ પોતાના શિષ્ય સાથે આ સંઘમાં સાથે પધાર્યા.



: ૭ :

# પ્રાચીન રાજપરિચય



કચ્છના પાટનગરમાં પ્રવેશ કર્યા પછી કચ્છની વર્તમાન પરિસ્થિતનું અવલોકન કરીએ, તે પહેલાં કચ્છના પ્રાચીન રાજકીય ઇતિહાસનું કંઇક અવલોકન કરી લઇએ.

અત્યારના ઇતિહાસકારો જેને ઇતિહાસકાળ કહે છે, એનાથી પણ બહુ આગળનો સમય કચ્છના રાજકીય ઇતિહાસ તરીકે બતાવવામાં આવે છે. કચ્છના રાજાઓમાં ' સમા'રાજ્યને સૌથી પહેલું ગણવામાં આવે છે, પણ ' સમા 'ઓની ઉત્પત્તિથી પહેલાંની વંશાવળી પણ કંઇ નાની સુની નથી. એનો ઇતિહાસ ' આદિનારાયણ 'થી ગણવામાં આવે છે. તેની ચોથી પેઢીએ ' ચંદ્ર ' રાજા થયો, કે જેનાથી ' ચંદ્રવંશ ' ચાલ્યો આવે છે. અત્યારના ' જાડેજાઓ ' ચંદ્રવંશી કહેવાય છે. 'આદિનારાયણ'થી ૫૪ મી પેઢીએ શ્રીકૃષ્ણને બતાવવામાં આવે છે. હિંદુઓની માન્યતા

પ્રમાણે ' શ્રી કૃષ્ણ 'ને પાંચ હજાર વર્ષ થયાં છે, જ્યારે જૈનોની માન્યતા પ્રમાણે ચોરાશી હજાર વર્ષ થયાં છે. શ્રીકૃષ્ણથી ૭૯ મી પેઢીએ ' દેવેન્દ્ર ' રાજા થયો. દેવેન્દ્રનો નરપત અને નરપતનો ' સામપત ', કે જેનું બીજું અથવા ટૂંકુ નામ ' સમો ' હતું, તે થયો, આ ' સમા 'ના વંશજો 'સમા' કહેવાયા. સિંધના નગરઠઠ્ઠાને વસાવનાર લાખીઆર ભડ સમાની ૯મી પેઢીએ થયો છે. સિંધમાં ' સમા ' રાજ્ય સ્થાપન કરનાર આ લાખીયાર ભડનો થયો ' લાખો ધુરારો '. અને લાખા ધુરારાના પુત્ર ' મોડે ' કચ્છમા પોતાનુ રાજ્ય સ્થાપ્યુ. આનો જ એક બીજો સાવકો ભાઇ મનાઈ પણ કચ્છમાં એક બીજો વિભાગ લઈ બેઠો. આમ બન્ને ભાઈઓએ ધીરે ધીરે કચ્છ ઉપર પોતાની સત્તા જમાવી. આ ' મોડ ' પછી જામ સાડ, જામ ફૂલ, જામ લાખો ફુલાણી અને તેનો ભાઈ ઘાઓ* અને ઘાઆનો જામ પૂંઅરો–એ પણ કચ્છમાં થયા.

બીજી તરફ સિંધમાં ' મોડ 'નો ભાઇ ઉન્નડ હતો. તેના વંશમાં જામ જાડો થયો, કે જેના વંશજો ' જાડેજા ' કહેવાયા. આ જાડાના પુત્ર લાખા જાડેજાએ સંવત્ ૧૨૦૩માં સિંધથી આવીને કચ્છ કબજે કર્યું. લાખા જાડેજાથી અત્યાર સુધી કચ્છની ગાદી ઉપર ' જાડેજા'ઓનું રાજ્ય ચાલ્યું આવે છે. લાખા જાડેજાથી ૧૦ મી પેઢીએ ૧ લા રાઓશ્રી ખેંગારજી થયા, જેમણે બંધારણપૂર્વક કચ્છનું રાજ્ય વ્યવસ્થિત કર્યું. સંવત્ ૧૫૯૬. તે પછી અત્યારના વિદ્યમાન મહારાઓશ્રી ખેંગારજી સાહેબ ૧૫ મી પેઢીએ આવ્યા છે.

---

નોટ *ઘાઓ નામ કેમ પડયું ? એ સંબંધી રોમાંચક કથા આ પ્રમાણે કહેવાય છે.

' લાખા ફુલાણીનો પિતા જામફુલ ગેડીનાં ધરણ વાઘેલાની કુંવરીને

કચ્છની ગાદી ઉપર જે 'જાડેજા' રાજાઓ ઉતરી આવ્યા છે, તેઓ 'સમા વંશ'ના છે, અને તે **સિંધમાંથી** આવેલા છે. પરન્તુ તેમની ઉત્પત્તિ બહુ જૂના કાળની છે.

---

પરણ્યો હતો. **ધરણ** વાઘેલો બળવાન હતો. તેથી તેની પુત્રી જ્યારે જામફુલની સાથે ચોપટ રમવા બેસતી, ત્યારે પાસા નાખતી વખતે બોલતી 'ઢળ પાસા જેમ ધરણના ઢળ્યા.' આ શબ્દો જામફુલને હમેશાં ખૂંચતા તેણે **ધરણ** વાઘેલાને મારી પોતાની રાણીનું અભિમાન ઉતારવાનો નિશ્ચય કર્યો. **ધરણ** વાઘેલો શિવભક્ત હતો. તે હમેશાં વાગડના 'સીકરા મહાદેવ'ની પૂજા કરવા આવતો. એનો ઘોડો એવો ઝડપી હતો કે તે કયારે પણ દુશ્મનના હાથમાં આવતો નહિ. એને સપડાવવા માટે જામ ફુલે એક વાર રસ્તામાં ઓઠાણે આવેલી ઘોડીઓ ઉભી રાખી. આ ઘોડીઓને જોઇને **ધરણ** વાઘેલાનો ઘોડો મસ્તીમા આવી ગયો ને આગળ ચાલતો અટકી ગયો. આનો લાભ લઇ જામફુલે **ધરણ** વાઘેલાને માર્યો. તેના આખા શરીરની ચામડી ઉતરાવીને પોતાની વાઘેલા રાણીની ચોપટ રમવા વખતની બેઠક નીચે મુકી દીધી. રમત શરૂ થઈ. રાણી તો પોતાની હમેશની રીત મુજબ બોલી. 'ઢળ પાસા જેમ ધરણના ઢળ્યા' આ સાંભળી ફુલ જામ બોલ્યો. '**ધરણના** પાસા કેવા ઢળ્યા છે. તે જરા ઉભાં થાઓ તો બતાવું' આમ કહી તેણે રાણીના આસન નીચેથી **ધરણ** વાઘેલાની આખી ચામડી ચહેરા સહિત કાઢી બતાવી. રાણીએ પિતાના ચહેરાને ઓળખી લીધો. રાણીએ કહ્યું. 'મારા પિતાને માર્યો તે ભલે, પણ એના શરીર ઉપર મને બેસાડી, તો હવે હું જીવનાર નથી.' રાણી ગર્ભવતી હતી. દિવસો લગભગ પૂરા થવા આવ્યા હતા. રાણીએ પેટમાં ઘા મારી ગર્ભ કાઢી પતિને આપ્યો. પોતે મરણને શરણ થઇ. આથી આ કુંવરનું નામ 'ઘાઓ' પાડવામાં આવ્યું.

**આદિ** નારાયણની ૫૪ મી પેઢીએ થયેલા શ્રીકૃષ્ણ, તેમના પુત્ર **'સામ્ભ'**નાં લગ્ન **મીસર** દેશ ( હાલના આફ્રીકાના પૂર્વ કિનારા પરનું ઈજીપ્ત )ના રાજા **બાણાસુર**ના પ્રધાન **કૌભાંડ**, કે જે **બાણાસુર** પછી **મીસર**ની ગાદી ઉપર આવેલ, તેની પુત્રી સાથે થયાં હતાં, **સામ્ભ**ના પુત્ર **ઉષ્ણક**ને **કૌભાંડ** પછી **મીસર**નુ રાજ્ય મલ્યું. અને એ **ઉષ્ણક**ની ૭૯ પેઢીએ **દેવેન્દ્ર** થયો.

આ **દેવેન્દ્ર**ના ચાર પુત્રો હતા. **અસપત**, ગજપત, **નરપત** અને **ભૂપત**. તેમાંનો **અસપત** તો **મીસર**મા જ રહ્યો.. ને બાકીના ત્રણ ઈરાનમાં **થઈ અફગાનીસ્તાન** આવ્યા. **અફગાનીસ્તાન**માં આ લોકોએ ' ગીઝની શહેર ' વસાવ્યુ. **ફીરોજશાહ**ને ભગાડી **નરપત** ગાદીએ બેઠો. ગજપત અને **ભૂપત** હિંદુસ્તાનમાં આવ્યા. કહેવાય છે કે ગજપતના વંશજો જેઓ **' ચુડાસમા '** કહેવાતા, તેમણે **સૌરાષ્ટ્ર**માં અને **ભૂપત**ના વંશજો, કે જેઓ **'ભટ્ટી'** કહેવાતા, તેઓએ મારવાડમા **જેસલ**મેરનું રાજ્ય સ્થાપ્યું.

**નરપત**, કે જે **અફગાનીસ્તાન**માં **ગીઝની**નો રાજા થયો હતો, તેનો પુત્ર **સામ**પત અથવા ' સમો ' થયો, કે જેનાથી ' સમાવંશ ' કહેવાય છે. **ફીરોજશાહ**ના દીકરાએ તેને હરાવી દીધો. એટલે **અફગાનીસ્તાન**થી ભાગીને તે **સિંધ** આવ્યો. **સિંધ**માં તેણે અને તેના વંશજોએ પોતાનું રાજ્ય સ્થાપવા કોશિશ તો કરી, પણ ન ફાવ્યા. આખરે ઉપર કહેવામાં આવ્યું છે તેમ તેની ૯ મી પેઢીએ થયેલા ' **લાખીયાર ભડે** ' **' સમા '**ના નામથી **' નગર સમૈ '** કે ' નગરઠઠ્ઠા ' વસાવ્યું. અને ' સમારાજ્ય ' સ્થાપ્યું. તેના પુત્ર **લાખા** ધુરારાના પુત્ર **મોડે** કચ્છમાં આવીને રાજ્ય સ્થાપ્યું.

આ બધા ઉપરથી જોઈ શકાય છે કે, કચ્છની ગાદીના પૂર્વ પુરૂષો મૂળ ' મીસર ' દેશથી આ તરફ ઉતરી આવ્યા હતા.

ન કેવળ કચ્છજ, પરન્તુ જેના વંશજો અત્યારે કચ્છનું રાજ્ય કરી રહ્યા છે, એનાજ વંશજો **મોરબી, જામનગર, ધ્રોળ, સરધાર, રાજકોટ,** ગોંડળ અને **ઓખામંડળમાં** પણ રાજગાદીઓ ભોગવી રહ્યા છે.

જે **લાખા** જાડેજાએ સં. ૧૨૦૩ માં કચ્છ જીત્યું, તેનો પુત્ર **રાયધણ** થયો. આ રાયધણના ચાર પુત્રો પૈકી જામ **ઓઠાની** પરંપરા કચ્છની ગાદી ઉપર થઈ. જામ ઓઠાની તેરમી પેઢીએ થયેલ જામ **રાયધણજીના** અગ્યાર પુત્રો પૈકી, મહારાઓ **શ્રી પ્રાગમલજી** કચ્છની ગાદી ઉપર થયા. આ **પ્રાગમલજીથી** કચ્છના રાજાઓ 'મહારાઓ' કહેવાય છે. રાયધણજીના પુત્ર રવાજીના કુંવર પુત્ર કાયોજીએ **મોરબીની** ગાદી સ્થાપી. જે પરંપરા અત્યાર સુધી **મોરબીની** ગાદીએ ચાલી આવે છે.

જામ **રાયધણજીના** બીજા પુત્ર જામ ગજણના બે પુત્રો પૈકી એક જામ **હાલાની** પરંપરાના જામ **રાવળે નવાનગરનું** રાજ્ય સ્થાપ્યું, ને બીજા પુત્ર **હરધોળે ધ્રોળમાં** જમાવ્યું. જામ **રાવળની** પરંપરા અત્યાર સુધી **જામનગરની** ગાદી ઉપર ચાલી આવે છે.

જામ **રાવળની** ત્રીજી પેઢી ઉપર થયેલ **અજોજીના** એક પુત્ર જામ **વિભોજીએ સરધારની** ગાદી સ્થાપી. આ **વિભોજીના** પુત્ર **મહેરામણજીના** પુત્ર **કુંભાજીએ ગોંડલની** ગાદી સ્થાપી, કે જેની પરંપરા અત્યાર સુધી **ગોંડલની** ગાદી ઉપર ચાલી આવે છે.

આ **મહેરામણજીના** એક પુત્ર **સાહેબજી.** તેમનાથી ચોથી પેઢીએ થયેલ **રણમલજીએ રાજકોટની** ગાદી સ્થાપી, કે જે પરંપરા અત્યાર સુધી **રાજકોટની** ગાદી ઉપર ચાલી આવે છે.

એક વાત રહી ગઇ. ઉપર જે રાયધણજીના પુત્ર નામ ગજણનું નામ આપ્યું છે, તેનો પુત્ર ' **જેહો** ' ને જેહાના પુત્ર હમીરજીએ **ઓખામંડ**ળમાં ગાદી સ્થાપી હતી.

ઉપર બતાવવામાં આવ્યુ છે તેમ, કચ્છ, **મોરબી**, **જામનગર**, **ધ્રોળ**, **સરધાર**, **રાજકોટ**, ગોંડલ અને **ઓખામંડળ**ની ગાદીઓનો મૂળ પુરૂષ ખરી રીતે **લાખો ધુરારો** છે, કે જે **સિંધ**નો રાજા હતો.

અર્થાત્—જે **લાખા** ધુરારાનુ નામ આપણે ઉપર લઇ ગયા છીએ, તેજ **લાખા** ધુરારાના વંશજોએ આમ છુટી છુટી ગાદીઓ સ્થાપી છે, અને તે રાજ્યો અત્યાર સુધી ચાલી રહ્યાં છે.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે કચ્છની રાજકીય મહત્તા અતિજૂની છે. એટલે લગભગ વિક્રમની દશમી શતાબ્દિના પ્રારંભથી તો એની રાજકીય સ્થાપના ને મહત્તા બરાબર દેખાઇ આવે છે.

ઇતિહાસ કહે છે કે, ઇ. ન. ૧૦૬૫ થી ૧૨૦૩ સુધી કચ્છમાં **'ચાવડા'** વંશના ૧૪ રાજાઓએ રાજ્ય કર્યું હતું. પરંતુ **લાખા** જાડેજાએ **સિંધ**માંથી આવીને **પૂં**જજી પાસેથી કચ્છનુ રાજ્ય પાછુ કબજે કર્યું. અને કચ્છમા ફરીથી ' સમા ' ઓનુ સામ્રાજ્ય સ્થાપ્યુ.

આમ હોવા છતાં પણ ખરી રીતે વિક્રમની સોળમા શતાબ્દિના મધ્ય કાળ સુધી, કચ્છમાં અંધાધુંધી અને નિર્નાયક્તા જેવું હતુ. એક પ્રધાન રાજ્યાધિપતિના શાસન નીચે કચ્છ નહિં હતું.

સંવત ૧૫૬૬ માં રાઓશ્રી **૧ લા ખેંગારજી** ગાદી ઉપર આવ્યા. એમણે કચ્છ રાજ્યને વ્યવસ્થિત કર્યું અને ૧૬૦૨ માં **અંજાર**, ૧૬૦૫ માં **ભૂજ** અને ૧૬૩૬ મા **માંડવી** વસાવીને કચ્છની આબાદી તેમજ રૌનક વધારી.

કચ્છના પ્રાચીન રાજકીય ઇતિહાસમાં રાવશ્રી ૧ લા **ખેંગારજીનું** જીવન વધારે અગ્રસ્થાન ભોગવતું દેખાય છે. ઇતિહાસકારો તો કહે છે કે, કચ્છનો ખરો રાજકીય ઇતિહાસજ રાવ ખેંગારજી ૧ લાથી શરૂ થાય છે. રાજ્ય ખટપટના કારણે, તેમને પોતાના ભાઇની સાથે બાલ્યાવસ્થામાં પોતાનો જાન બચાવવા કચ્છમાંથી નાસી છૂટવું પડયું હતું. **જૈનયતિ** ( ગોરજી ) **માણેક મેરજીનો** એમને જ્યારથી પરિચય થાય છે, ત્યારથીજ એમનો ભાગ્ય સૂર્ય ઉદયાચળ તરફ વધે છે. યતિ **માણેક** મેરજીએ આપેલી સાંગથી, **મહમદ** બેગડાને સિંહના મુખમાંથી બચાવી, સિંહને મારે છે. **મહમદ** બેગડો પ્રસન્ન થાય છે. ' રાઓ ' ની પદવી આપે છે. ઘણી મદદ કરે છે, ને તે મદદથી તેમણે કચ્છમાં આવી પોતાની સત્તા જમાવી હતી, અને પહેલાં ' લાખીયાર વીયરા 'માં, ને પછી ' ભૂજ 'માં પોતાની રાજધાની સ્થાપી હતી. જે યતિ **માણેક** મેરજીની ખરી મદદથી તેઓ આટલી હદે આવ્યા હતા, તેમને ' ઉપાધ્યાય ' પદ આપ્યુ. સારી જાગીર આપી, એક ખાસ્સું રહેવાનું મકાન આપ્યું. એમ કરીને તેમણે એમની કદર કરી. વળી **માણેક** મેરજીની આપેલી જે સાંગથી તેમણે સિંહનો સંહાર કર્યો હતો, તે સાંગ દરબારમાં રાખવામાં આવી હતી. તે અત્યારે પણ કહેવાય છે કે મૌજૂદ છે. અને યતિજીના વારસદારો અત્યારે પણ ધૂપપૂજા કરે છે. ઇતિહાસકારો એમ પણ કહે છે કે, ઉક્ત યતિ **માણેક** મેરજીએ ભર સભાની અંદર રાવ શ્રી ખેંગારજીને કચ્છના ' કાર્તિકેય ' ની પદવી આપી હતી.

**સિંધના** શાહજાદા **ગાઝીખાંએ** પણ, તેમને મદદ કરી હતી. **સિંધનો** કેટલોક ભાગ તેમને મળ્યો હતો. ખેંગારજી ૧ લા, ખરેખરજ ભાગ્યશાલીને પ્રતાપી પુરૂષ થઇ ગયા, એમ લેખી શકાય. કારણ કે ૭૬ વર્ષ સુધી રાજ્ય કરવાનું અને પુરાં ૯૦ વર્ષ સુધી જીવવાનું સદ્ભાગ્ય આજ રાજવીને પ્રાપ્ત થયું હતું. ખરેખર રાઓશ્રી ખેંગારજીએ ' આભ ફાટે ત્યાં થીગડું કયાં દેવું ' એ કહેવતને ખોટી ઠેરવી. મતલબ કે તે વખતની કચ્છની સ્થિતિ **આભ ફાટયા** જેવી હતી, છતાં તેમણે ' હિમ્મતે મર્દા, તો મદદે ખુદા 'નું

સૂત્ર જીવનમાં ઉતારીને કચ્છના રાજ્યને વ્યવસ્થિત કર્યું–દૃઢ કર્યું. આજનું કચ્છ રાજ્ય, એમણે નાખેલા પાકા પાયાનું પરિણામ છે, એમ કહી શકાય.

કચ્છના બંધારણ પૂર્વકના રાજ્યનો કાળ લગભગ ૪૦૦ વર્ષનો કહી શકાય. આ ૪૦૦ વર્ષમાં વર્તમાન મહારાઓશ્રી સીખમે ૧૫ રાજાઓએ રાજ્ય કર્યું છે–તેમનાં નામ આ છેઃ ભારમલજી, ભોજરાજજી, ખેંગારજી ૨ જા, તમાચીજી, રાયધણજી, પ્રાગમલજી, ગોડજી, દેશળજી, લખપતજી, ગોડજી ૨ જા, રાયધણજી ૨ જા, ભારમલજી ૨ જા, દેશળજી ૨ જા, અને પ્રાગમલજી ૨ જા.

ઉપરના કચ્છાધિપતિઓના સમયમાં, જેમ અનેક સારા બનાવો બન્યા છે, તેમ કમનશીબ બનાવો પણ ઓછા નથી બન્યા, એમ ઇતિહાસ કહે છે. આપસમાં વેરવિરોધો અને તે વૈરોની વસુલાતો લેવા માટે બનેલાં કાવત્રાં ખુના ખરાબીઓ–એ બધું સત્તાનો મદ અથવા સત્તાની અભિલાષાઓ શું શું કરાવે છે, એનાં ઉદાહરણો પૂરાં પાડે છે.

'કચ્છની લોક કથાઓ'ના લેખક એક સ્થળે લખે છે—

'કચ્છની પ્રજા ગમે તેવા સુખોમા મહાલતી હશે, ગમે તેવા અશ આરામ ભોગવતી હશે, પણ જો તેને ૧૮ મી શતાબ્દિની યાદ આપશો, તો અવશ્ય તેનું રૂંવાડું હાલી નીકળશે. વીરવિક્રમની એ સદીએ કચ્છની ખરેખર કસોટી કરી હતી. રાજ્ય શકટ ખરેખર ચક્કરમાં પડયું હતું. 'મારે તેની તલવાર' એવો એ જમાનો હતો. લોકો ઋદ્ધિ સિદ્ધિને જમીનમાં દાટી દેતા. પ્રાય કોઇનું સાંભળતું ન હતું. આ વખતે કચ્છનો રાજા જ નહતો. રૈયતનુ ભાગ્ય જ રૂઠયું હતું.'

લેખકે છેવટે લખ્યું છે. 'રૈયત ગરીબ ગાય માફક રહેંસાવા લાગી. જ્યાં જૂઓ ત્યાં ક્રૂરતા અને ઝનૂનનું સામ્રાજ્ય છવાતું હતું. નિરાશાના ગાઢ થર હેઠળ તે વખતે કચ્છ ઢંકાઇ ગયું હતું.' પૃષ્ઠ ૨૬. ૨૭.

લેખકે જે સમયનું આ વર્ણન કર્યું છે, તે મહારાઓશ્રી **રાયધણજી** ૨ જાના સમયનું છે. ન કેવળ મહારાઓશ્રી **રાયધણજીના સમયમાં જ**, બલ્કે કચ્છના રાજવીઓનો પાછલો ઇતિહાસ તપાસતાં ખાના ખરાબીઓ અને કાવત્રાં ખોરીના કિસ્સા અનેક વખત બન્યાના પ્રમાણો મળે છે, પરંતુ હમેશાં ઢાલની બે બાજૂઓ હોય છે. જેમ અંધાધુંધી, સત્તામોહ, વ્યસનો અને એવાં અનેક કારણોથી કેટલાક રાજાઓના સમયમાં આવી અનેક અનિષ્ટ વસ્તુઓ બનવા પામી છે, તેમ કેટલાક રાજાઓના સમયમાં સુંદર ઘટનાઓના ઉલ્લેખો પણ મળે છે. મતલબ કે કેટલાક નરેશોએ પોતાના રાજત્વ કાલમાં એવાં સારાં સારાં કાર્યો પણ કરી બતાવ્યાં છે, કે જેનાં ફળ અત્યાર સુધીના નરેશો અને પ્રજા લઇ રહી છે. કેટલાકોએ પોતાના પ્રભાવથી બીજાનું આકર્ષણ કરી પોતાની કીર્તિલતાને ફેલાવવા સાથે કચ્છની ગાદીનું મુખ ઉજ્જવલ કર્યું છે.

અત્યારે કચ્છમાં કોરીનો સિક્કો સ્વતંત્ર રીતે પાડવાનો અને ચલાવવાનો જે હક્ક કચ્છના નરેશ ભોગવી રહ્યા છે, એની શરૂઆત રાઓશ્રી **ભારમલજીએ** બાદશાહ **જહાંગીર** પાસેથી હક્ક મેળવીને કરી હતી. રાઓશ્રી **પ્રાગમલજીએ** 'મહારાઓ'નું પદ ધારણ કર્યું હતું. કચ્છ અત્યારે પણ કારીગરોનું એક સુંદર સ્થાન ઓળખાય છે. કહેવાય છે કે તે મહારાઓશ્રી **લખપતજીને** આભારી છે. કારણ કે, તેમણે સારા સારા કારીગરોને બોલાવી ઉત્તેજન આપી હુન્નરબાજ બનાવ્યા હતા. કચ્છના મહારાજાઓ 'મીરઝાં' અને 'મહારાજાધિરાજ' કહેવાય છે, તે ગૌરવ મહારાઓશ્રી **લખપતજીને** આભારી છે. કારણ કે 'મીરઝાં'ની પદવી બાદશાહ **આલમગીરે** અને 'મહારાજાધિરાજ'ની પદવી

કાબુલના અમીરે મહારાઓ શ્રી લખપતજીને આપી હતી. મહારાઓ શ્રી દેશળજી બીજાના વખતમાં સંવત ૧૯૦૭માં કેળવણીનો પાયો ગુજરાતી સ્કૂલોની શરૂઆત કરીને નંખાયો હતો. પ્રજાના લાભને માટે ઇસ્પીતાલની સ્થાપના પણ તેમના વખતમાં થઇ હતી. તે પછી મહારાઓશ્રી **પ્રાગમલજી** ૨ જાએ આ કેળવણીના ક્ષેત્રને જરા વિસ્તૃત કર્યું હતું. એમણે કેળવણીખાતું ધોરણસર સ્થાપ્યું અને મુખ્ય મુખ્ય ગામોમાં ૫૦ લગભગ પ્રાથમિક શાળાઓ સ્થાપી.

આમ કચ્છની રાજગાદીનો આ પ્રાચીન ઐતિહાસિક પરિચય છે.



## : ૮ :

## ‘ વડા બાવા ’



‘ પ્રાચીન રાજ પરિચય ’ના પ્રકરણમાં અનેક રાજાઓનાં નામોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પણ કચ્છની ગાદીને દૃઢ કરનાર, કચ્છના રાજ્યતંત્રને વ્યવસ્થિત કરનાર તરીકેનો યશ રાઓશ્રી ખેંગારજી ૧ લાને ફાળે જાય છે, એમ બતાવવામાં આવ્યું છે. અને તેજ કારણે રાઓશ્રી ખેંગારજીનો પરિચય કંઇક વિસ્તારથી આપ્યો છે. તેજ નામરાશિના, તેટલું જ લાંબુ આયુષ્ય ભોગવનાર, અને તેજ પ્રમાણે કચ્છની રાજગાદીને શોભાવનારા મહારાજા તે, રાઓશ્રી ખેંગારજી ૩ જા.

‘ પ્રાચીન રાજ પરિચય ’માં આપેલા જાડેજા રાજપૂત ચંદ્રવંશી શાખાના, યદુવંશીય ક્ષત્રિય તે કચ્છના મહારાઓશ્રી ખેંગારજી ૩ જા. અનેક ખીતાબોથી અલંકૃત થયેલા, હિંદુસ્તાનના રાજાઓમાં પોતાના વ્યક્તિત્વની, પોતાની બુદ્ધિમત્તાની અપૂર્વ છાપ પાડનાર અને બ્રીટીશ

ગવર્નમેન્ટ તરફથી પણ અનેક સન્માનોને મેળવનાર કચ્છના રાજવી તે મહારાઓ શ્રી ખેંગારજી કે સી. કે જેઓ એકેક એક કચ્છી સંતાનના મુખમાં 'વડા બાવા' તરીકે પૂજ્ય બુધ્ધિથી બોલાતા હમણાંજ સ્વર્ગવાસી થયા છે.

હિંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં પાશ્ચાત્ય સંસ્કૃતિએ પોતાનો જોશીલો પ્રવાહ ન ફેલાવ્યો હોય અથવા ઓછો ફેલાવ્યો હોય, આવાં રાજ્યોમાં કચ્છ અગ્ર સ્થાન ભોગવે છે, એમ કહી શકાય. અને તેનું માન કચ્છના મહારાઓશ્રી ખેંગારજી બાવાને ઘટે છે.

મહારાઓશ્રી ખેંગારનો જન્મ સં. ૧૯૨૩માં થયો હતો. નવ વર્ષની ઉમરે એટલે સં ૧૯૩૨માં તેમને રાજ્યગાદીનું તિલક થયું. અને રાજ્યની સંપૂર્ણ સત્તા સં ૧૯૪૧ના શ્રાવણ વદિ ૫ ના દિવસે એટલે ૧૮ વર્ષની ઉમરે મળી હતી. પોતાને મળેલી રાજ્યસત્તાથી અત્યાર સુધીના પોતાના રાજત્વકાળમાં આ મહારાઓશ્રીએ પોતાના રાજ્યને અનેક રીતે વિકસાવ્યું છે. એમ તટસ્થ વૃત્તિથી જોનારને જણાયા વિના નહિ રહે. પોતાની રાજ્ય-વ્યવસ્થાને પધ્ધતિ સર કરવાને માટે પોલીસ, ન્યાય અને કષ્ટમખાતાં તાલુકે તાલુકે ગોઠવ્યાં છે. કેળવણીના પ્રચાર માટે ખાસ ખાસ ગામોમાં પ્રાથમિક શાળાઓ અને કન્યાશાળાઓ સ્થાપી છે. બીજા મોટા રાજ્યોની માફક 'કચ્છ ગેઝેટ' નામનું સરકારી પત્ર પણ કાઢવામાં આવે છે. સાંભળવા પ્રમાણે તેઓ રેલ્વે લાઇનોમાં વધારે માનતા નહિ હોવા છતાં, પોતાના રાજ્યના અમુક ભાગમાં રેલ્વે લાઇન બંધાવીને પ્રજાને કેટલીક સગવડ કરી આપી છે. કેટલાક માર્ગોમાં પાકી સડકો પણ બંધાવી છે. એક આબાદી ખાતું ખોલી તાલુકાનાં ગામોમાં કુવાઓ અને તળાવો ખોદાવીને કેટલીક અનુકૂળતાઓ કરી છે. કચ્છના અખાતમાં વિલાયતની મોટી સ્ટીમરોની અવર જવર થઇ શકે, એટલાની ખાતર 'કંડલા બંદરે' 'હાર્બર વર્કસ' મોટા ખર્ચે બાંધવામાં આવ્યું છે.

કચ્છના આ સ્વર્ગીય રાજવી જૂના વિચારના—પ્રાચીન પ્રણાલિકામાં વધારે માનનારા હોવા છતાં અને કચ્છ દેશ બીજા દેશોથી છૂટો પડી ગયેલો હોવા છતાં, કચ્છના આ રાજવીએ બની શકે તેટલા અંશે, વર્તમાન સમયનાં સાધનોને સ્થાન આપ્યું છે. એજ કારણ છે કે, કચ્છના કોઈ કોઈ ગામોમાં હવે 'જીનપ્રેસો' થયા છે. ખેતીનાં કામો માટેનાં 'ઓઇલ એન્જીનો' અને 'ફ્લોરમીલો' પણ થઇ રહી છે. સાંભળવા પ્રમાણે અંજારમાં 'કાપડ મીલ' પણ ચાલુ થઈ હતી. (કહેવાય છે કે, હમણાં તે બંધ પડી છે.) કચ્છના મોટા મોટા સ્થાનોમાં મોટર સરવીસોની સગવડ પણ થઇ છે. વીજળીનો ચમકારો પણ પાટનગરથી શરૂ થયો છે.

વર્તમાન સમયના કેટલાક અનિચ્છનીય આંદોલનો, કે જે લગભગ બધાં યે દેશી રાજ્યોમાં પ્રવેશ્યાં છે. અને કેટલાક નિરર્થક કોલાહલોથી રાજા પ્રજાની વચમાં વૈમનસ્ય ઉભાં થાય છે, તેવું કચ્છમાં નથી થયું, એનું કારણ કચ્છના મહારાઓશ્રીની ઉદાર દૃષ્ટિનું પરિણામ હશે, એમ સમજી શકાય છે.

હું જોઇ શકું છું કે, કચ્છી પ્રજાની ભક્તિ અને વફાદારી મહારાઓશ્રી પ્રત્યે અદ્દભુત છે. અને તેનું કારણ મહારાઓશ્રીના પ્રજાવાત્સલ્ય સિવાય બીજુ શું કહી શકાય? ખામીઓ જોવાની દૃષ્ટિએ મનુષ્યો ખામીઓ જૂએ, તો પ્રત્યેક મનુષ્યમાંથી અસંખ્ય ખામીઓ નીકળી શકે છે. કારણ કે માનવ જાતિ અપૂર્ણ છે, જ્યાં અપૂર્ણતા છે, ત્યાં લાખો ખામીઓ હોય, તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. પણ ખરી રીતે કોઇ પણ જવાબદારી ઉપર ઉભેલા માનવીના હૃદયને અને સંયોગોને તપાસવાની જરૂર છે. સંયોગો ને હૃદયનો અભ્યાસ કર્યા પછી, નિરીક્ષકે જોવું જોઇએ કે, આ સ્થિતિમાં હું હોઉં તો ! આજે માત્ર એકજ દૃષ્ટિથી જોવાતા અને એક બીજાના હૃદયો અને સંયોગોને નહિં તપાસવાના પરિણામે જ ઘણે ભાગે વૈમનસ્ય ઉભાં થાય છે.

મને સાંભળવા મલ્યું છે કે, સન ૧૯૨૫ માં મહાત્મા ગાંધીજી પણ કચ્છમાં પધાર્યા હતા. રાષ્ટ્રીય પ્રવૃત્તિના આ એક મહા આત્માને પણ મહારાઓશ્રીએ બહુજ આદર પૂર્વક સત્કાર્યા હતા, લાંબી મુલાકાતમાં વિચારોની લેણદેણ કરી હતી. અને મેં સાંભળ્યું છે તે જો સાચું હોય તો, કચ્છ રાજ્યની પરિસ્થિતિનો જે ખ્યાલ મહારાઓશ્રીએ મહાત્માજીને આપ્યો હતો, તેની ઘણી સુંદર અસર મહાત્માજી ઉપર થઇ હતી.

હું પહેલાં જ કહી ચૂકયો છું કે, એમનું વ્યક્તિત્વ અદ્દ્ભુત હતું. મને પોતાને પણ તેમનો અંગત પરિચય અને કંઇક ચર્ચા કરવાનો પ્રસંગ મળ્યો હતો. અને તે ઉપરથી કહી શકું છું. કે તેઓ દિલના ઉદાર અને પ્રજાપ્રેમી રાજવી હતા. મેં તો જોયું છે કે, તેમના અમુક વિચારોની સાથે નહિ મળતા થનારાઓને અથવા બીજા શબ્દોમાં કહું તો કોઇ દૃષ્ટિએ તેમના વિરોધીઓને પણ એમની વાણીની મધુરતા, એમનું વિવેકીપણું, શાંત સ્વભાવ, ધૈર્યવૃત્તિ અને દરેક વિષય ઉપર ઉંડો તેમજ માર્મિક અભ્યાસ કરવાની ખાસીયતવાળા તેઓ હતા, એમ તો કહેવું જ પડે છે. પ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત ડુંગરશીભાઇ સંપટ, પોતાના 'વેપાર તંત્ર' નામના પુસ્તકમાં લખે છેઃ—

'કચ્છમાં કોઇ પણ વ્યક્તિ ભલે અમલદાર અથવા પ્રજાજન હોય, તે કરતાં તેઓશ્રી કચ્છના દરેક વિષયો સંબંધી વ્યાપક અને સૂક્ષ્મજ્ઞાન ધરાવે છે. એઓશ્રીની બુદ્ધિ તીક્ષ્ણ છે. દરેક વિષય જાતે અવલોકવાની તેમને ટેવ છે. એમને પોતાની મોટી પદવીની અસ્મિતાનું પૂરૂં ભાન છે. 'હું મારી પ્રજાનો રાજા છું, અને મારાં દરેક કાર્ય રાજા જેવાં જ હોવાં જોઇએ' એવું એમને અભિમાન છે.'

કચ્છી પ્રજાનું જીવન ખૂબ સાદું છે. એ સંબંધી હું આગળ લખીશ. બહારના આડંબરોએ જેટલો પ્રવેશ બીજા દેશોમાં કર્યો છે, તેટલો પ્રવેશ

કચ્છની પ્રજામાં નથી જોવાતો. થોડામાં થોડી આવશ્યકતાઓથી પોતાનો જીવન નિર્વાહ ચલાવવો, એ વાત કચ્છી પ્રજામાં વધારે જોવાય છે. પ્રજાની આવી ભાવનાનો યશ રાજાને મળી શકે. પ્રજાનું જીવન કેમ સાદામાં સાદું રહે, મિતવ્યયિતાવાળું રહે, એ દૂરદેશીપણું જો રાજામાં હોય, તો પ્રજા તે પ્રમાણે કેળવી શકે. કચ્છની એક કોરી એ બહારના મનુષ્યોને માટે જાણે એક રૂપિયો, બહારના લોકો એક રૂપિઆમાં જેટલો નિર્વાહ કરે છે તેટલો નિર્વાહ એક કચ્છી એક કોરીમાં કરે છે. કોરી એટલે લગભગ ૩ આના.

કચ્છના મહારાઓશ્રીએ બહારથી આવતી વસ્તુઓ ઉપર ટેકસો નાખી, જેમ તે વસ્તુઓનું શુભાગમન ઓછું થવા દીધું છે, તેમ પોતાના દેશમાં ઉત્પન્ન થતું અનાજ વિગેરે બહાર નહિં જવા દઇને તેનું સસ્તાપણું જાળવી રાખ્યું છે. પરિણામે કચ્છની પ્રજા સાદાઇથી પોતાનું જીવન ગુજારે છે. દોષદૃષ્ટિએ જોનારાઓ કદાચ આ વસ્તુને ઉલટી રીતે સમજાવી શકે, પણ માનવ જીવનની સાદાઇની દૃષ્ટિએ આ એક ગુણ છે, લાભ કર્તા છે, એમ સમજવું કઠિન તો નથીજ.

તેમના કેટલાક વ્યક્તિગત ગુણો પણ ધ્યાનમાં લેવા જેવા છે. શરણે આવનાર અપરાધીને પણ તેઓ ક્ષમા આપી શકતા હતા. ખોટી ટીકાઓ અને નિંદાઓ કરવાના સ્વભાવવાળા તરફ ગંભીરતા પૂર્વક ' કાંડી કાંડીજે ભારસેં જુરી પોંધી ' આ કહેવતના બળે ઉપેક્ષા રાખી શકતા હતા. જો કે કોઇ પણ વસ્તુની ' **અતિ** ' એ ઘણી વખતે હાનિકર્તા થાય છે, તેમ એક રાજા તરીકે તેમના આવા ગુણોની અતિરેકતા કદાચ હાનિકર્તા થઇ હશે, છતાં જીવનમાં પડી ગયેલી ખાસીયત, એને કોણ મીટાવી શકે છે.

ઇચ્છાથી કે અનિચ્છાથી, કેટલીક નવા જમાનાની વસ્તુઓને તેમણે પોતાના રાજ્યમાં સ્થાન આપ્યું છે. છતાં તેઓ જુનવાણીમાં વધારે

માનનારા હતા, એમ તો ખરૂં જ. પાછલા કાળથી ચાલ્યા આવતા રીત-રિવાજોને વળગી રહેવામાં તેઓ વધારે મહત્વ સમજતા.

કોઇ કોઇ મહાનુભાવો કહે છે કે, એમની ચકોર બુદ્ધિમાં સંશયનો ભાગ હતો. છતાં એવા મહાનુભાવોને એમ પણ કહેવું પડ્યુ છે કે, એમની પાસે 'સત્યવકતા' ને માટે માન હતુ. એઓશ્રીની ખાતરી કરી આપનારની માંગણી મંજૂર થતી.

બેશક, એ એવા પણ રાજવી ન્હોતા કે જેઓ 'મીયાંને ચાંદે ચાંદ' કરે વિરોધી હોય કે અનુકૂળ હોય, ગમે તેવાની સાથે સવાલ જવાબ કરવા વખતે સામા માણસને ખૂબ કસોટી ઉપર કસી નાખતા. છેવટે સામો માણસ જો નબળો હોય, ખોટો હોય, એની દલીલો પોલી હોય, તો જરૂર દેખાઇ આવતી. તેમની મુલાકાતોએ ગયેલા ડેપ્યુટેશનોના રિપોર્ટો વાંચો, તેમની અનુકૂલતાના હોય કે પ્રતિકૂલતાના, પણ તેમની સાથેની ચર્ચાઓમા ગમે તેવા વિરોધીને પણ તેમના મુત્સદ્દીપણાની, તેમના બહુશ્રુતપણાની, તેમના વિવેક અને સૌજન્યની ઉંડી છાપ આવનારાઓ ઉપર પડયા વિના ન્હોતી રહી.

બેશક, તેઓ પણ એક માનવી હતા. પાંચ લાખની પ્રજાના વિધાતા હતા. અને વિચારોમાં ને કાર્ય પ્રણાલિમાં બીજાઓના મતભેદો હશે અને હોય, એ સ્વાભાવિક છે, છતાં એકંદર રીતે તપાસતાં તેમનામાં અનેક આદર્શ ગુણો હતા. કચ્છની પ્રજાની આબાદી માટે તેઓએ, પોતાના મત પ્રમાણે કોશિશ જરૂર કરી હતી, તેઓ ખરેખર ચતુર રાજવી હતા. હમણાં જ તેઓ પોતાના બહોળા કુટુંબને અને લાખોની સંખ્યાવાળી પ્રજાને રોતી બનાવી સંસારથી વિદાય થયા છે તેમના આત્માને શાશ્વત શાન્તિ મળો, એજ અભિલાષા ! !



: ૯ :

## વર્તમાન નરેશ

કચ્છના મહારાઓશ્રી ખેંગારજી ૩ જાને બે કુમારો છેઃ એકનું નામ છે **વિજયરાજજી સાહેબ** ઉર્ફે **માધુભા** સાહેબ. બીજા કુમાર સાહેબનું નામ છે મહારાજ કુમાર સાહેબ શ્રી **ગોડજી** ઉર્ફે **મનુભા** સાહેબ.

ભૂજમાં પ્રવેશ કર્યા પછી, ત્રીજા જ દિવસે જેઓએ મને મુલાકાતનું માન આપ્યું હતું, તેઓ શ્રી વિજયરાજજી સાહેબ છે. મારા જેવા બિલકુલ અપરિચિત સાધુને એકાએક નિમંત્રણ આપીને ઉપદેશ સાંભળવાની વૃત્તિ જાગ્રત થાય, એમાં શું કારણ હોવું જોઇએ? એ એક વિચારવા જેવો પ્રશ્ન છે.

ઘણા માણસો, કોઇ મોટા રહીસ પોતાને નિમંત્રણ આપે, મુલાકાતનું માન આપે, એમાં પોતાનું મહત્ત્વ સમજે છે. અને દુનિયાની આગળ

એમ બતાવે છે કે, 'જૂઓ, હું કેવો માણસ છું કે મને મોટા મોટા માણસો પણ બોલાવે છે.' હું કહું છું કે મિથ્યાડંબરિઓના વિચારોની આ એક ઉલટી ચકરી છે. એક માણસ બીજા માણસને માન આપે, એમાં મહત્વ કોનું? માન આપનારનું કે માન લેનારનું? મારૂં તો માનવું છે કે બીજાનું સન્માન કરનાર, ખરેખર પોતાની સજ્જનતા, સહૃદયતા અને નમ્રતા બતાવે છે. માન મેળવનારને શું છે?

જે દિવસે મને શ્રીયુત હીરાચંદભાઇ સંઘવી દ્વારા કચ્છના આ ભાવિ ભૂપતિએ (વર્ત્તમાન નરેશે) નિમંત્રણ મોકલ્યું, તેજ દિવસે મને વિચાર થયો કે ખરેખર માધુભા સાહેબનું હૃદય શુદ્ધ, પવિત્ર, ભલમાનસાઇથી ભરેલું, ધર્મની શ્રદ્ધાવાળું અને સાધુઓ પ્રત્યેની ભક્તિવાળું હોવું જોઇએ. નહિ તો, મારા જેવા અજાણ્યા ભિક્ષુકને મહેલમા બોલાવીને ઉપદેશ સાંભળવાની ઇચ્છા જ કેમ થાય?

પ્રવૃત્તિ, એ નિવૃત્તિની દ્યોતક છે. પ્રવૃત્તિ ઉપરથી જ માણસની વૃત્તિ સમજી શકાય છે. મનુષ્યના હૃદયના વિચારો જાણવાનું સાધન મનુષ્યની પ્રવૃત્તિ જ છે. રાત દિવસ શૃંગાર અને બિભત્સતાથી ભરેલાં પુસ્તકોના પાનાઓમાં માથું ઘાલી રહેનારા યુવકોની મનોવૃત્તિ શી છે? એનું અનુમાન કરવું જરાય કઠિન નથી.

ઘડીએ ઘડીએ શૃંગારના નખરામાં રાચી માચી રહેનારી કોઇ યુવતીની મનોવૃત્તિ શી છે? એ સ્હેજે સમજી શકાય છે. શ્રીમંતાઇના મદમાં મદમસ્ત બનેલો કોઇ શ્રીમંત, પોતાના ભવનમાં નગ્ન સ્ત્રીઓના અને એવાં બિભત્સ ચિત્રો જ્યાં ત્યાંથી ભેગાં કરીને દીવાલોમાં લટકાવતો હોય, ત્યારે સમજવું જરાય કઠિન નથી કે એ માણસની વૃત્તિઓ કઇ તરફ દોડી રહી છે. સાધુઓની શોધ કરતા કોઇ ગૃહસ્થને જોઇએ તો, જરૂર આપણે સમજી શકીએ કે એના હૃદયમાં જરૂર વૈરાગ્ય અને સત્સંગની ઇચ્છાના અંકુરા જાગતા છે.

શ્રી વિજયરાજજી સાહેબે મારા જેવા ભિક્ષુકને જે નિમંત્રણ આપ્યું, ઉપદેશ સાંભળવાની ઇચ્છા પ્રકટ કરી, સેંકડો કાર્યોની જવાબદારી શિર પર હોવા છતાં, પૂરા એક કલાક સુધી ખૂબ ધીરજથી રસ પૂર્વક પ્રશ્નોત્તરો કરીને જ્ઞાનચર્ચા કરી, અને વધુમાં ચોમાસાની સ્થિરતા ભૂજમાં કરવા માટે આગ્રહ કર્યો, એ બધું સ્પષ્ટ બતાવી આપે છે કે શ્રી બાપુભા સાહેબનું હૃદય ખરેખર ધાર્મિક વિચારોથી, દયાળુવૃત્તિથી, ઉંચી ભાવનાથી ઓતપ્રોત થયેલું છે.

આ પછી તો ચતુર્માસની સ્થિરતા દરમિયાન અનેક વાર મળવાનું થયું. એ બધી મુલાકાતો અને પરિચય ઉપરથી હું જોઇ શકયો છું કે કચ્છના આ નવા નરેશ ઉદાર દિલના અને મહાનુભાવ છે. તેમની શાન્ત વૃત્તિ, સ્થિર બુદ્ધિ, પાકટ વિચારો અને એક રાજવી તરીકે પોતાના શા ધર્મ હોવા જોઇએ ? તે વસ્તુનો ખ્યાલ ખરેખર તેમના દિલમાં વસેલો છે. વધારે પરિચય કરનાર જોઈ શકે છે કે તેમણે માનસશાસ્ત્રનો ખૂબ અભ્યાસ કર્યો છે. ઘણી વખત આપણે સમજીએ છીએ કે, રાજાઓને કે રાજકુમારોને માત્ર ગણ્યા ગાંઠયા પોતાની તહેનાતમાં રહેનારા માણસોનો જ પરિચય કરવાનો મળે છે, અને તેથી તેમનું હૃદય ઘણું સાંકડું થઇ જાય છે. અથવા 'કાનના કાચા' તરીકે લોકો સમજે છે. વર્તમાન મહારાઓ સાહેબનુ માનસ આથી ઉલટું છે. કોઇ નહિ કલ્પી શકે, એવી અગમ્ય મનુષ્ય પ્રકૃતિઓનો તેમને ખ્યાલ છે. કુદરતની બક્ષીસથી કહો, બહોળા વાચનથી કહો, કિંવા મનુષ્યના પરિચયથી કહો; પણ તેઓની બુદ્ધિ એટલી તીક્ષ્ણ છે કે, સામાન્ય રીતે જ્યાં ઘણાઓના વિચારો ન પહોંચી શકે, ત્યાં તેમના વિચારો પહોંચે છે. અમારી મુલાકાતો પ્રસંગે, જે જે વાતો થઇ, જે જે ચર્ચાઓ થઇ, એ બધી અમારા ચાર કાન વચ્ચે જ હતી. એટલે તે વસ્તુઓને પ્રકટ કરવાનું આ સ્થાન નહિ હોવા છતાં પણ, મને.એમની બુદ્ધિવિચક્ષણતા, દિલના ઉંડાણમાંથી નીકળતા ભાવો વિગેરે માટે ખરેખર માન ઉત્પન્ન થયું છે.

લોકો કહે છે કે, રાજાઓ ઘણે ભાગે માણસોને ઓળખી શકતા નથી. બીજાઓના દોરવાયા દોરવાય છે. પણ ખરી વાત એથી ઉલટી છે. રાજાઓ પણ માણસ છે. લાખો મનુષ્યોના માલિક થવાની પુણ્યપ્રકૃતિ ભેગી કરીને તેઓ અવતરેલા છે, કોઇ અપવાદને બાદ કરીએ તો, ઘણે ભાગે તેઓ સમજે છે જરૂર, જાણે છે જરૂર, અને કરવા ધારે છે પણ જરૂર, છતાં સંયોગો તેમને મજબૂર કરે છે. શ્રી માધુભા સાહેબ ઘણી ઘણી ભાવનાઓ ભાવતા હશે, પણ તેઓ અત્યારે 'નવા નરેશ' છે, એટલે તે ભાવનાઓને 'ભાવી' ની તીજોરીમાંજ રાખતા હશે, અને તેમ કરવું, એજ અત્યારનું તો કર્તવ્ય કહી શકાય.

રાજાઓનો રાજધર્મ એ 'પ્રજાવાત્સલ્ય' છે. એ પ્રજાવાત્સલ્યની જે માત્રા હું આ 'નવા નરેશ'ના હૃદયમાં જોઇ શક્યો છું, એ કચ્છની પ્રજાના સદ્ભાગ્ય સમાન હું સમજું છું. રાજાઓમાં રાજ ધર્મની સાથે આત્મિક ધર્મ–આધ્યાત્મિક ધર્મની માત્રા બહુ ઓછી જોવાય છે. પણ કચ્છના આ નવા નરેશમાં આ માત્રા સારા પ્રમાણમાં જોઇ શકાય છે. અને તે, તેઓશ્રીના પૂજ્ય માતુશ્રીના નાખેલા સંસ્કારોનો પ્રતાપ છે, એમ કહેવાય છે. તેઓશ્રીનાં માતુશ્રીની ધાર્મિક વૃત્તિ પરિચિત કે અપરિચિત-તમામ પ્રજામાં વખણાય છે. 'પૂર્વજન્મમાં ખૂબ ખૂબ તપસ્ચર્યાઓ કરી હશે, ખૂબ ખૂબ દાનપુણ્ય કર્યાં હશે, લોક કલ્યાણ કર્યું હશે, ત્યારે ઇશ્વર કૃપાથી આ સ્થાન પ્રાપ્ત થયું છે. એટલે ઇશ્વરને અને આત્માને ન ભૂલવો, પોતાના કર્તવ્યને ન ચૂકવું, એજ એક મનુષ્ય તરીકેનો ધર્મ છે' એવા માતાજીના સંસ્કારો આ 'નવા નરેશ'ના રૂંવાડે રૂંવાડે પ્રવેશ્યા હોય, એવું મને લાગ્યું છે. અન્યથા આવા એક રાજવીને 'પૂર્વજન્મ' અને 'પૂર્વજન્મ'નું તત્ત્વજ્ઞાન મેળવવાની જિજ્ઞાસાજ કેમ થઇ શકે? અમારી એક દિવસની બેઠકમાં આ પ્રશ્ન શ્રી માધુભા સાહેબે પૂછયો હતો, અને તેના ઉપર જે ચર્ચા થઇ હતી, અને તેમાંથી એમના હૃદયના ઉંડાણ-

માંથી જે સુર સંભળાતા હતા, એ સુરોનો ધ્વનિ હજુ પણ મારા કાનો સાથે અથડાઈ રહ્યો હોય, એમ જણાય છે.

શ્રી **માધુભા** સાહેબ 'સાહિત્ય'ના પણ સારા શોખી હોય, એમ જણાયું છે. હું પહેલાંજ કહી ચૂકયો છું, કે 'પ્રવૃત્તિ' એ 'નિવૃત્તિ'ની દ્યોતક છે. માણસ શું ઇચ્છે છે, એ એની પ્રવૃત્તિ ઉપરથી જણાઇ આવે છે. એક વખતે આવીજ 'સાહિત્ય ચર્ચા' નીકળતાં તેઓશ્રીએ કેટલાંક પુસ્તકોનું સૂચિપત્ર મારી પાસે માગ્યું. હું તેમને પૂછું, તે પહેલાં તો પોતેજ સૂચવ્યું કેઃ '**તત્ત્વજ્ઞાનનાં** પુસ્તકોનું સૂચિ મને મોકલજો' સત્તાની શય્યાઓ ઉપર સૂનાર, મોજશોખનાં અનેક સાધનોની સંપન્નતા ધરાવનાર, કચ્છના આ ભૂપતિ 'તત્ત્વજ્ઞાન'નાં પુસ્તકોની માગણી કરે, એ શું બતાવી આપે છે ? તે ભાગ્યે જ કહેવાની જરૂર છે. આજના જડવાદના જમાનામાં અને જડતાનાં પ્રલોભનોમાં રહેનાર એક રાજવી તત્ત્વજ્ઞાન જેવા શુષ્ક વિષય શોધે, એના ઉપર વિચાર અને મનન કરે, અધિકારના માન મરતબાઓને દૂર કરી, અનેક રોકાણોને અલગ કરી, તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને શોધતા ફરે, તેમની સાથે જ્ઞાનગોષ્ટિઓ કરે, શાન્ત અને ગંભીર વદને તે વસ્તુઓને હૃદયના ઉંડાણમાં ઉતારે, એની ધાર્મિકવૃત્તિ કેવી હોવી જોઇએ, એ સમજવું પણ કંઇ કઠિન નથી.

શ્રી **માધુભા** સાહેબમાં એક બીજી વાત પણ મેં જોઇ, અને તે 'સ્પષ્ટ વક્તા' તરીકેની. હિંદુસ્તાનીઓમાં અને ઘણે ભાગે મોટા પુરૂષોમાં બહુધા એવી ખાસિયત જોવામાં આવે છે કે, કોઇ પણ વસ્તુ સ્પષ્ટતાથી ન ઉચ્ચારે. થઇ શકતું હોય કે ન થઇ શકતું હોય, કરવું હોય કે ન કરવું હોય, સાફ ઉત્તર બહુ થોડાજ આપે. કેટલાકો પોતાના મહત્ત્વની ખાતર એવા ઉત્તરો આપે છે, એનુંજ કારણ છે કે, આજે લગભગ હિંદુસ્તાનીઓમાં એક બીજા પ્રત્યે અવિશ્વાસની લાગણીઓ વધારે જોવામાં આવે છે. શ્રી **માધુભા** સાહેબમાં જ્યાં સુધી હું સમજી શકયો

છું, આ વસ્તુનો અભાવ છે. તેઓ '**હા**' કે '**ના**' જરૂર ઉત્તર આપશે, વિચારીને આપશે. પણ આપશે એકજ ઉત્તર.

ઘણી વખત તો 'કહેવા કરતાં કરવું સારૂં' એવી વૃત્તિ વધારે જોવાય છે. એક વસ્તુની માગણી કરવામાં આવી હોય કે ના આવી હોય, જો એમના જાણવામાં આવી હોય, અને શકય હોય તો તે ચુપચાપ કરી નાખશે. આ એમની વિવેક બુધ્ધિનું પરિણામ છે. એમ હું સમજી શકું છું.

પાકટ ઉમરે પહોંચેલા, પાકટ અનુભવોથી સ્થિર થયેલા, પાકટ બુધ્ધિના, પ્રતાપી ચ્હેરાવાળા, દયાળુ હૃદયના, ધાર્મિક વૃત્તિના, પ્રજાવાત્સલ્યથી ભરેલા કચ્છ દેશના આ '**નવા નરેશ**' કચ્છના ભાગ્યવિધાતા થઇને કચ્છની પ્રજાનું કલ્યાણ કરે, એજ અંતરની અભિલાષા.



: ૧૦ :

## ભદ્રાવતી



રહે છે ઘુવડ ગુલ્શનમાં,
હતો જ્યાં વાસ બુલ્બુલનો;
મયૂરો જ્યાં હતા ત્યાં,
કાગડાઓ રાગ ગાયે છે.

કચ્છ એક મહા પુરાતન દેશ છે, એ વાત સમજાવવા જેવી નથી રહી. પ્રાચીન કાળના આ કચ્છ દેશમાં એવી અનેક નગરીઓ હોવાનું સંભવિત છે કે, જેની જાહોજલાલી દેશ દેશાન્તરોમાં ફેલાયલી હશે. અને તેમાંયે, કચ્છ દેશ હમેશાંથી દરિયા કિનારે આવેલો દેશ હોવાથી, એ દરિયા કાંઠાનાં શહેરો 'મહાબંદરો' તરીકે—વ્યાપારનાં કેન્દ્રસ્થાનો તરીકે પ્રસિદ્ધ હોય, એ પણ સ્વાભાવિક છે.

ભૂજથી લગભગ ૧૨૫ માણસોના સંઘ સાથે ૮ મી માર્ચ ૧૯૪૦ના દિવસે પ્રયાણ કર્યાની વાત છઠ્ઠા પ્રકરણની

અંતમાં હું બતાવી ચૂકયો છું. કુકમા, હાજાપર, ચંદીઆ, અને ભૂવડ થઇ ૧૨ મી માર્ચે અમે **ભદ્રેશ્વર** પહોંચ્યા. આ **ભદ્રેશ્વર**, તે પ્રાચીન જમાનાની **ભદ્રાવતી નગરી**, બીજા શબ્દોમાં કહીએ તો ચૌદમી શતાબ્દીના પ્રારંભમા થયેલા મહાદાની **જગડુશાહ**ની જે ભદ્રાવતીનું વર્ણન જૈન ગ્રંથોમાં આવે છે, તે આજ **ભદ્રાવતી**. જે નગરીની ભાગોળમાં જ દરિયો ઉછાળા મારી રહ્યો હશે, જ્યાં હજારો વહાણોની આવ-જાવથી અને લોકોના કોળાહળોથી કાન પડયું સંભળાતું નહિ હશે, મોટાં મોટાં શિખરબંધ આકાશથી સ્પર્શ કરી રહેલાં મંદિરોના ઘંટાનાદો ગાજી રહ્યા હશે, મોટી મોટી અટ્ટાલિકાઓથી સુશોભિત અસંખ્ય મહેલો પોતાની સુંદરતા બતાવવા સ્પર્ધા કરી રહ્યા હશે, અનેક રાજમાર્ગોથી જે નગરીના બજારો દીપી રહ્યા હશે, અને જ્યા અનેક પ્રકારના બાગ બગીચાઓ જુદી જુદી જાતના પુષ્પોની સૌરભો માઇલો સુધી ફેલાવતા હશે, તે ભદ્રાવતી નગરી આજે

> રહે છે ફકત ગુલ્શનમા
> હંના ન્યા વાસ બુલ્બુલનો;
> મયૂરા જયા હતા ત્યા,
> કાગડાઓ રાગ ગાયે છે.

આ કથનની સત્યતા સાબીત કરી રહી છે. પરિવર્તનશીલ સંસારમાં એમ થતું જ આવ્યું છે.

**ભદ્રાવતી** નગરીનો ઇતિહાસ બહુ જૂનો બતાવવામાં આવે છે, કહેવાય છે કે **મહાભારત**માં વર્ણવેલી યૌવનાશ્વ રાજાની નગરી તે આજ **ભદ્રાવતી**. અને **પાંડવો**એ અશ્વમેધનો ઘોડો પણ અહિંજ બાંધ્યો હતો.

ઉપરની વાતતો બહુ પૌરાણિક છે. જેને આપણે ઇતિહાસ કાળ કહીએ, એ સમયના પ્રમાણ લઇએ તો પણ, **ભદ્રાવતી** એક પ્રાચીન નગરી હતી,

એ સિધ્ધ થાય છે. ભદ્રાવતીનો ઇતિહાસ અત્યારના ભદ્રેશ્વરના જૈનમંદિર ની સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવે છે. વિક્રમ સંવતથી ૪૪૮ વર્ષ પૂર્વે, એટલે આજથી ૨૪૪૬વર્ષ ઉપર આ નગરીના દેવચંદ્ર નામના એક જૈન ધનાઢયે એક નિશાળ 'જૈન મંદિર' બનાવેલું, એવું એક તામ્રપત્ર ઉપરથી જણાયું છે. આ તામ્રપત્રમાંના ઉલ્લેખ પ્રમાણે વિક્રમ સં. ૨૩માં આ મંદિર બન્યું. આ તામ્રપત્ર ભૂજના કોઇ યતિ પાસે હોવાનું કહેવાય છે. અને તેની નકલ ભદ્રેશ્વરના મંદિરમાં સાચવી રાખેલ છે. વિક્રમ સં. ૮ થી ૧૦ સુધી ભદ્રાવતી નગરી '**પઢીઆર**' રાજપુતના હાથમાં હતી. એમ શ્રીયુત **લાલજી** મૂલજી જોશી પોતાના 'કચ્છની લોકકથા' નામના પુસ્તકમાં લખે છે.

જૂની 'ભદ્રાવતી 'નાં જે અવશેષો અહિં દષ્ટિગોચર થાય છે, તેમાં જગડુશાહે બંધાવેલી જુડીઆ વાવ, **માણેશ્વર** ચોખંડા મહાદેવનુ મંદિર, **પૂલસર** તળાવ, **આશાપુરા** માતાનું મંદિર, **લાલશાબાજ** પીરનો કુઓ, સોળ થાભલાની મસ્જીદો, **પંજર** પીરની સમાધિ, અને **ખીમલી** મસ્જીદ—આમ હિંદુ મુસલમાનની સંસ્કૃતિનાં અને પ્રાચીન સ્થાનોનાં અવશેષો અહિં મૌજૂદ છે. તેમાંના કેટલાક ઉપર અને કેટલાક પાળીઆઓ ઉપર શિલાલેખો પણ છે. દાખલા તરીકે, **આશાપુરા** માતાના મંદિરના એક થાંભલા ઉપર સં. ૧૧૫૮ નો લેખ છે. અને કેટલાક પાળીઆઓ ઉપર સં. ૧૩૧૯ ના લેખો છે. **ચોખંડા** મહાદેવના મંદિરની ડહેલીના એક ઓટલાના ચણેલા પત્થરમાં સંવત્ ૧૧૯૫ નો **સિદ્ધરાજ જયસિંહ**ના સમયનો લેખ છે. કહેવાય છે કે આ પત્થર દુધિઆ વાળા મંદિરમાંથી લાવીને બેસાડવામાં આવ્યો છે. રા. સા. મગનલાલ ખખ્ખરે પોતાના એક લેખમાં આ શિલાલેખોનો ઉલ્લેખ કર્યો છે.

૨૪૪૬ વર્ષ ઉપર દેવચંદ્ર નામના ગૃહસ્થે બનાવેલા **મહાવીર** સ્વામીના જે મંદિરનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે, તે મંદિરનો જીર્ણો-

દ્ધાર કુમારપાળ રાજાએ પણ કરાવ્યાનો ઉલ્લેખ મળે છે. તે પછી, જે જગડુશાહનું નામ ઉપર લેવાયું છે, તે જગડુશાહે અઢળક દ્રવ્ય ખરચ્યાનાં પ્રમાણો પણ ઇતિહાસ પ્રસિધ્ધ છે. ' વીરધવળ પ્રબંધ'માં જે ' વેલાકુલ બંદર'નું નામ આવે છે, તે આ જ ' **ભદ્રાવતી** ' હતું, એણુ પણ ઇતિહાસકારો માને છે.

આ પ્રસંગે આપણે મહાદાની જગડુશાહની દાનવૃત્તિ જરા જોઇએ, તે ઉપરથી માલૂમ પડશે, કે, તે વખતની જાહોજલાલી કેવી હોવી જોઇએ.

હિંદુસ્તાનમાં પડેલો પનરોત્તરો ( ૧૩૧૫ ) નો દુકાળ ઇતિહાસ પ્રસિધ્ધ છે. જગડુશાહનું ચરિત્ર કહે છે કે, તે વખતે ' ભદ્રાવતી ' વાઘેલાઓને તાબે હતી. જગડુશાહે તેમની પાસેથી પોતાના કબજે લીધી, અને આ દુષ્કાળમાં એટલું બધું દાન કર્યું કે, આખા દેશને દુષ્કાળની અસર ન થવા દીધી. બલ્કે કવિઓ કલ્પના કરે છે કે, દુકાળને પણ ખૂબ ખબર પાડી દીધી. અને એને કહેવું પડયું કે,

' જગડુ જીવતો મેલ
પનરોતેર પડું નહિ '

જગડુશાહના દાનનું અનુમાન આપણે એટલા ઉપરથી કરી શકીશું કે, એમની જુદા જુદા દેશોમા અનેક દાનશાળાઓ ચાલતી હતી: રેવાકાંઠા સોરઠ અને ગુજરાતમાં ૩૩; મારવાડ, ઘાટ અને કચ્છમાં ૩૦; મેવાડ, માળવા અને ઢાલમાં ૪૦, અને ઉત્તરવિભાગમાં ૧૨, એમ એમની સત્રશાલાઓ (દાનશાળા) હતી. વળી તેમણે ૮૦૦૦ મુડા વીસલદેવને, ૧૨૦૦૦ મુડા સિંધના હમીરને, ૨૧૦૦૦ મુડા દિલ્હીના સુલતાનને, ૧૮૦૦૦ મુડા માળવાના રાજાને, અને ૩૨૦૦૦ મુડા મેવાડના રાજાને, અનાજના આપ્યા હતા. વળી આજ અરસામાં મંદિરનો જીર્ણોદ્ધાર કરીને પણ હજારો જીવને રોજી આપી સુખી કર્યા હતા.

વર્તમાન કચ્છી કવિ શ્રી કારાણીએ, પોતાના ' કાવ્ય કુંજ 'માં આ દાનવીર જગડુશાહની સ્તુતિ કરતાં કથ્યું છે:

' જગડુ જનમ્યો જગતમેં. પૃથ્વી પાલનહાર,
ફુલડેંજા મિયડા વઠા, સ્વર્ગ મથાનું સાર,
કચ્છ જો કીર્તિ થંભ થ્યો, જગડુ જસ ભંડાર,
સીલવતી ને ગુણવતી, જસોમતી ધરનાર,
દા તા રી અ વ તા ર,
કરમી જાગ્યો કચ્છમેં ' ' ૨

' કરમી જાગ્યો કચ્છમેં, ગુણિયલ ગરીબ નવાજ,
સૂરજ શ્રાવક કોમ જો, શ્રીમાળી શિરતાજ,
ધર્માત્મા ધિલમેં રખે, દયા ધરમને દાઝ,
વડા વણજ વેપારને, સરસા કરે સુકાજ.
જંગી જેંજા.જહાજ.
ધોંવેશા ધરિઆ મથે. ' ૩

' જગડુશાહજી જહાનમેં, જામઇ જયજયકાર,
ધિલ્લી, ઉજ્જન, સિંધ બ્યા, કાસીને કંધાર,
મુલક મુલક જા મહિપતિ, જેંજા જાચણુ હાર,
ધબે ડિનેં તે ધાઇજા, મુડા કંઈક હજાર.
જ ગ ડુ જ ગ—દા તા ર,
ધન જનની જણુકાર કે. ''—૧૧

જે નગરીમાં આવા દાનવીરો મૌજૂદ હશે, તે નગરીની જાહોજલાલી કેવી હશે, એની કલ્પના કરવી જરાપણ કઠિન નથી.

ભદ્રાવતી એ બંદર હતું. વ્યાપારનું મોટું મથક હતું. એ વાત ઇતિહાસકારોએ સ્થિર કરી છે. શ્રીયુત સાક્ષરવર્ય ડુંગરશી ધર્મશી સંપટ, પોતાના ' કચ્છનું વેપાર તંત્ર ' એ નામના પુસ્તકમાં લખે છે:—

'કચ્છની પ્રાચીન **ભદ્રાવતી** એક સરસ બંદર હતું. અને ત્યાંનો વેપાર અને ત્યાંનું વહાણવટું અતિ વિકાસને પામ્યાં હતાં. તેરમા સૈકામાં **એ ભદ્રાવતીમાં જગડુશાહ** નામે મોટો વેપારી થઇ ગયો છે, એ બહુ ધનવાન હતો. તેની અનેક પેઢીઓ દૂર દેશાવરોમાં હતી. તેનાં વહાણો જગતના બંદરોમાં કિમતી માલ લઇ આવ જા કરતાં હતાં. એમણે **ભદ્રેશ્વર**માં મોટું જૈન પ્રાસાદ બાંધ્યુ છે, જે અદ્યાપિ પર્યન્ત જૈનભાઇ-ઓનું યાત્રાનું સ્થળ ગણાય છે.'

'કચ્છમાં સં. ૧૩૧૫ ની સાલમાં ભારે અનાવૃષ્ટિ થઈ. લોકો અને જાનવરો ભયંકર દુષ્કાળના પંજામાં સપડાયા હતા, તે વખતે **જગડુશાહે** પોતાના ધનના ભંડારો ખોલી મનુષ્યોને અન્ન વસ્ત્રો અને જાનવરોને ચારો પૂરો પાડયો હતો, એણે લાખો રૂપિયા ધર્માદા માટે ખરચ્યા હતા' પૃ. ૬–૭

આ બધા ઉપરથી એ નક્કી થાય છે કે, આ **ભદ્રાવતી** એક વખતે જબ્બર નગરી હતી, અને દેશ દેશાન્તરોની સાથે વ્યાપારનો સંબંધ ધરાવતું એક મોટું બંદર હતું. અને તે ચૌદમી શતાબ્દી સુધી તો જાહોજલાલીવાળું શહેર હતું.

પણ, તે પછી તેનો પડતો કાળ આવ્યો હોય એમ જણાય છે. **ભદ્રાવતી** શાથી ભાંગી ? એ સંબંધી ખાસ કંઇ પ્રમાણ મળતું નથી.

આ સંબંધમાં શ્રી **લાલજી** મૂલજીભાઇ જોશી પોતા '**કચ્છની લોકકથા**' નામના **પુસ્તકમાં એક સ્થળે ' ભદ્રાવતી ' ઉપર નોટ લખતાં લખે છે કે:-**

'વિ. સં. ૮ થી ૧૦ સુધી તે **પઢીયાર** નામક, એક શૂરવીર રાજ-પુત કોમના હાથમા હતું. તે પછી વાઘેલાઓના **હાથમાં** આવ્યું, તે પછી **સમા જામ** જાડેજાઓના હાથમા ગયું.

' એ રીતે આપણે જોશું તો, વિક્રમ રાજાની તેરમી શતાબ્દિની છેલ્લી પચ્ચીસીમાં ભદ્રેશ્વર જાડેજા રાજપૂતોના હાથમાં આવ્યું હતું; પરન્તુ ' પઢીયાર ' રજપૂતોની હકુમત જતાં શહેરની ઉન્નતિ, સમૃધ્ધિ પણ ઘટવા લાગ્યાં. ધરતીકંપથી થયેલ ફેરફારો અને ઉપરા ઉપરી પડેલ દુષ્કાળોના કારણે તથા રાજ્યના પરિવર્તનના લીધે આ સમૃદ્ધિશાળી શહેર દિન - પ્રતિદિન પતન તરફ ઘસડાવા લાગ્યું. ' પૃ. ૫૪–૫૫.

પણ ખરી રીતે ચૌદમી શતાબ્દિ સુધી તો આ નગરી પૂર જાહોજલાલીમાં હતી. બેશક વિદ્વાન લેખક કહે છે તેમ, ધરતીકંપો અને દુષ્કાળ ઉપર દુષ્કાળો પડવાના કારણે અને હમેશાં બનતું આવ્યું છે તેમ—ચઢતી પડતીના નિયમે ચૌદમી શતાબ્દિથી આ નગરીનું પતન શરૂ થયું, એ વાત તો ખરી જ.

જો કે આવી ઇતિહાસ પ્રસિદ્ધ ' ભદ્રાવતી ' નગરી અત્યારે ખંડેરો અને તૂટયાં ફૂટયાં અવશેષોના આકારમાં જ દેખાય છે. પરન્તુ આ જૂની ' ભદ્રાવતી 'નાં ખંડેરોની નજીક જ એક ' ભદ્રેશ્વર ' નામનું ગામ છે. કચ્છના મુંદ્રા તાલુકાનું આ ગામ ગણાય છે. લગભગ આ ગામમાં ત્રણથી સાડા ત્રણ હજાર માણસની વસ્તી છે. ઠકરાતનું આ ગામ છે. આ ગામ નવું વસાયેલું છે. આ ગામની ઉત્પત્તિના સંબંધમાં રાવસાહેબ મગનલાલભાઈ ખખ્ખરનો મત છે કેઃ—

' જામ રાવળનું થાણું જૂના ભદ્રેશ્વરમાં હતું, તેને ગુંદીયાળીવાળા રાયધણજીના ભાઇ મેરામણજીએ ઉઠાડીને સર કર્યું. તેના દિકરા ડુંગરજીએ તેને તોડીને નવું ' ભદ્રેશ્વર ' બંધાવ્યું, એ વાતને આજે ૪૦૦ વર્ષ થયાં છે.'

આ ' ભદ્રેશ્વર 'થી પૂર્વમાં લગભગ અડધા માઇલ દૂર અનેક શિખરોથી સુશોભિત જૈન મંદિર, અનેક ધર્મશાળાઓ વિગેરે એક મોટું

ધામ છે. આને '**વસહી**' કહેવામાં આવે છે. આ મંદિર તેજ છે કે જેનો **ઉલ્લેખ** ઉપર કરવામાં આવ્યો છે. જે ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણ પછી ૨૩ વર્ષે એટલે આજથી લગભગ ૨૪૪૫ વર્ષ ઉપર આજ ભદ્રાવતીના દેવચંદ્ર નામના ગૃહસ્થે બંધાવ્યું હતું. તે પછી આ મંદિરમાં અનેક જીર્ણોદ્ધાર થયા છે. આ મંદિરના સંબંધમાં વિશેષ હકીકત 'તીર્થો' ના પ્રકરણમાં આવશે.

ભદ્રાવતી ભાંગી, પણ ભદ્રાવતીનાં અવશેષો, ભદ્રાવતીની ભવ્યતાનો હજુ પણ પરિચય કરાવી રહ્યાં છે. રાજ્ય આ સ્થાનની શોધખોળ કરાવે તો ઘણી વસ્તુઓ મળી શકે.



: ૧૧ :

## કંઠી



ભૂજમાં આગામિ ચતુર્માસ કરવાનું નક્કી થયું હતું, એટલે હવે કચ્છના જુદા જુદા વિભાગોમાં ભ્રમણ કરવા સિવાય છૂટકો ક્યાં હતો? ' ભદ્રેશ્વર 'ની રમણીયતાએ, મંદિરની આકર્ષણતાએ, શાંતિના વાતાવરણે, વધારે સ્થિરતા કરવા માટે ચિત્તને લલચાવ્યું. ફાગણ સુદિ ૩-૪-૫ના મેળા ઉપર તો ખૂબ ધમાલ રહી. દુષ્કાળના કારણે સાધનોના અભાવને લીધે મેળામાં લોકો ઓછા આવશે, એમ ઘણાઓની કલ્પના હતી. પરન્તુ અણધાર્યું માણસ મેળા ઉપર ઉતરી આવ્યું. અને મેળાની રૌનક ખૂબ વધી ગઈ. મેદાનના એક મનોહર મંડપમાં વ્યાખ્યાનો થતાં. આખા કચ્છમાં ફરીને, કચ્છના જૈનોનો જે પરિચય હું ન કરી શકત, એ પરિચય એકજ સ્થાનમાં એકજ સમયમાં કરી લેવાનો સમય મને સાંપડ્યો. શ્રીમંતો અને ગરીબો બધાય ત્યાં આવેલા. વિદ્વત્તાની દૃષ્ટિએ, શ્રીમંતાઇની દૃષ્ટિએ, વકતૃત્વની દૃષ્ટિએ, કાર્યકર્તાની દૃષ્ટિએ,

ધાર્મિકતાની દૃષ્ટિએ, સુધારકતાની દૃષ્ટિએ અને સ્થિતિચુસ્તતાની દૃષ્ટિએ, જે જે વ્યક્તિઓ કચ્છમાં મશહૂર ગણાતી હશે, તે બધાઓનો ટૂંકો ટૂંકો પણ પરિચય કરવાનો પ્રસંગ અહિં પ્રાપ્ત થયો. અને એ બધા પરિચયોમાંથી ઘણું ઘણું જાણવાનું અને જોવાનું મળ્યું. કચ્છની જનતાને પણ, કરાચીથી વિહાર કરીને આવેલા આ અદના ભિક્ષુકને જોવાની જે તમન્ના હતી, તે એકજ સ્થાનમાં પૂરી થઇ.

ત્રણ દિવસ મેળામાં આવેલી જનતાને પ્રભુભક્તિનો, ગુરૂભક્તિનો અને ઉપદેશ વાણીનો ખાસ્સો લાભ મળ્યો. કચ્છમાં અમારા જેવા બીજા દેશોથી વિચરી આવતા સાધુઓને ' પરદેશી સાધુ ' તરીકે લોકો સંબોધે છે. મારા જેવા ' પરદેશી સાધુ ' ને કચ્છની પ્રજાના ' દેશી સાધુઓ 'ના દર્શનનો પણ લાભ સારો મળ્યો. પણ સાથે સાથે સાધુઓના દિલોની સંકુચિત્તતાનાં દર્શન પણ સારાં થયાં. આ પ્રસંગે જુદા જુદા ગચ્છના સાધુઓ ને સાધ્વીઓ સારી સંખ્યામાં આવ્યાં હતા. પ્રબંધ કર્તાઓ માને સભામાં પધારવાનું નિમંત્રણ આપતા. પણ કેટલાક સાધુ તો, જાણે કે મારે ત્યાંજ માંડવો ન મંડાયો હોય, એટલે હું જઇને વિનતિ કરૂં તો જ પધારે. અસ્તુ, છેવટે મારા જેવા એક નાનકડા સાધુની વિનતિથી પણ એકાદ વખત સભામાં પધારવાની કૃપા સૌએ કરી. પણ મારા જેવા ' પરદેશી સાધુ 'ને શી ખબર કે અહિંના ' દેશી ' તરીકે ઓળખાતા સાધુઓમાં પણ ઉંચી નીચી જાત હશે? એટલે પહેલા જ દિવસે વચમાં બેસવા માટે બે ગચ્છના આગેવાન સાધુઓનું રીસામણા મનામણાંનું જે ફારસ ભજવાયું, એ જોઇને મને ખૂબ જ આશ્ચર્ય થયું.

મેળો સમાપ્ત થયા પછી, લગભગ પંદર દિવસ ભદ્રેશ્વરમાં જ અમે સ્થિરતા કરી. કેટલી શાન્તિ? કેટલો આનંદ? સાંજના વખતે મંદિરના કમ્પાઉન્ડના કોઇ ભાગમાં ઉભા રહીને ગગન ચુમ્બી શિખરો ઉપર ઉડતી

ધર્મો તરફ ધ્યાન આપીએ તો અપૂર્વ આનંદ આવે. સવારની પૂજાપાઠની પ્રવૃત્તિ બંધ થયા પછી, શાન્તિના સમયે મંદિરની અંદર એકાન્તમાં જઇને બેસી જઇએ, એ શાન્ત, ગંભીર અને વૈરાગ્યમય વાતાવરણથી અકલ્પનીય આત્માનો આનંદ સ્ફુરાયમાન થાય. કેવળ ભક્તિ અને જ્ઞાન ચર્ચાને માટે જ કેટલાક ગૃહસ્થો પણ અમારી સ્થિરતા પ્રસંગે ભદ્રેશ્વરમાં રહેલા, બપોરના સમયે કોઇ આધ્યાત્મિક કિંવા તાત્વિક વિષય ઉપર જ્ઞાનચર્ચામાં બેસી જતા, ત્યારે કેટલો સમય નીકળી ગયો, એનું પણ ભાન ન રહેતું. જે ગૃહસ્થો, આ જ્ઞાનચર્ચામાં લાભ લેતા હતા, તેઓમાં **રાયણવાળા** શ્રીયુત **પુનશીભાઇ**, કે જેઓ શ્રીમદ્ **રાજચંદ્ર**ના ભક્ત છે, તેઓ પણ પોતાનાં ધર્મપત્ની સાથે હતા. આ સિવાય પણ કેટલાક ગૃહસ્થો અને બહેનો હતાં.

આમ શાન્તિપૂર્વક કેટલાક દિવસો આ પવિત્ર તીર્થસ્થાનમાં ગાળી અમે ફાગણ વદિ ૨ ના દિવસે ભદ્રેશ્વર છોડયું.

એક બીજી વાત પણ કહી લઉં. કચ્છમાં હું પહેલે પહેલો આવ્યો હતો. કચ્છના અધિકારીઓ અને મહારાજ કુમાર સાહેબની સજ્જનતાનો પરિચય થયો હતો. 'મહાવીર જયંતી'નો દિવસ સામેજ દેખાતો હતો. ભદ્રેશ્વરના શાન્ત વાતાવરણમાં મને વિચાર થયો કે, 'જો કચ્છ નરેશ 'મહાવીર જયંતી'નો દિવસ 'જાહેર તહેવાર' તરીકે મંજૂર કરે, તો કચ્છની પ્રજામાં, ખાસ કરીને કચ્છના એક લાખ જૈનોમાં તો અપૂર્વ આનંદ ફેલાય. ગામે ગામ જયંતી ઉજવાય, પ્રભુ મહાવીરના ગુણગાન થાય, અને જાહેર તહેવારના કારણે અધિકારીઓ પણ છૂટથી લાભ લઇ શકે.' મેં એક પત્રદ્વારા કચ્છ મહારાઓશ્રીનું અને દીવાન સાહેબનું ધ્યાન ખેંચીને માગણી કરી. **ભદ્રેશ્વર** હું છોડું તે પહેલાં તો મારી આ માગણીનો સ્વીકાર કર્યાનો શુભ સંદેશ કચ્છના ધર્મપ્રેમી દીવાનશ્રી **રાણા** સાહેબ તરફથી મને મળ્યો. જૈનોની ખુશાલીનો પાર ન રહ્યો. કેટલાય ગામોના લોકો

એ ઇચ્છવા લાગ્યા કે હું તેમના ગામ જાઉં અને 'મહાવીર જયંતી' બહુ સારી ધૂમધામથી ત્યાં ઉજવાય. પરન્તુ બધે સ્થળે કેમ પહોંચી શકાય? આખરે **માંડવી**ના સંઘ તરફથી દાનવીર શેઠ **નાગજી** પુરૂષોતમ, શેઠ **પો**પટલાલ લક્ષ્મીચંદ વિગેરેએ વિનતિ કરતાં, મારે 'મહાવીર જયંતી' પ્રસંગે **માં**ડવી રહેવું, એવો નિર્ણય કર્યો. **માંડવીના** યુવકોએ આ સંબંધી જાહેર પત્રિકાઓ બહાર પાડી, કચ્છના તમામ ગામોમાં ખુશખબર પહોંચાડયા. પરિણામે ભાગ્યે જ કોઇ ગામ હશે કે જ્યાં 'મહાવીર જયંતી' નહિ ઉજવાઈ હોય.

કંઠીમાં અમારો પ્રવાસ શરૂ થયો. કંઠી, એટલે કચ્છનું નંદનવંદન, કંઠી એટલે ઉત્સાહનો મહાસાગર, સમય બારીક હોવા છતાં, કંઠીની શ્રીમંતાઇ હજુ પણ ઝળકી રહી છે. કંઠીના દરેક ગામમાં ધર્મભાવના જાગ્રત છે. **ભદ્રે**શ્વર છોડયા પછી અનુક્રમે લૂણી, ગોયરસમા, **બા**રોઇ, **મું**દ્રા, **ભૂ**જપુર, **દે**શલપુર, **મો**ટીખાખર, **ના**નીખાખર, **બી**દડા, **કો**ડાય, અને **માં**ડવી, અને તે પછી **ના**ગલપુર, **ન**વાવાસ, **રા**યણ, **કો**ડાય, **ત**લવાણા, **મો**ટાઆસંબીઆ, દંહીસરા અને **સુ**ખપુર–આટલા ગામોમાં ભ્રમણ કરીને જેઠ સુદ ૩ તા. ૫ મી જૂનના દિવસે 'અખિલ કચ્છ વિદ્યાર્થી પરિષદ્'ના પ્રમુખ તરીકેની સેવા બજાવવા હું **ભૂ**જ પહોંચ્યો.

'કંઠી': શબ્દ આપણને બતાવે છે કે, તે સમુદ્રના કિનારાનો એક પ્રાન્ત છે. કચ્છના જુદા જુદા પ્રાન્તોમાં ભાગ્યે જ કોઇ કલ્પદ્રુપ ઝાડ દેખાશે. જ્યાં જૂઓ ત્યાં મેદાને મેદાન. અને કદાચ ઝાડ હોય તો જંગલી બાવળ કે ખીજડાનાં. કંઠીને હું નંદનવન એટલા માટે કહું છું કે, કચ્છ જેવી શુષ્ક ભૂમિમાં પણ કંઠી સુંદર ઝાડોની ઘટાઓથી સુશોભિત પ્રાન્ત છે. ગામે ગામ વાડીઓ અને બગીચા છે. ખાસ કરીને **ભૂ**જપુર, **દે**શલપુર, અને **બી**દડાના બગીચાઓમાં ઉત્પન્ન થતા આંબા આખા કચ્છમાં વખણાય છે.

આખો પ્રદેશ લીલોછમ દેખાય છે. લોકોની રહેન, સહેન, ખાનપાન, અને વેષ વિગેરે કચ્છના બીજા પ્રાન્તો કરતાં તરી આવે છે.

અમારી પ્રવૃત્તિ માટે તો શું કહેવું જોઇએ ? ગામ ગામમાં અદ્ભૂત ઉત્સાહ દેખાયો. એક મિનીટ પણ ફૂરસદમાં બેસવા દે, તેવા આ દેશના જૈનો અને જૈનેતરો નહિ હતા. દરેક ગામમાં જવાનું થાય, એટલે પાખીઓ પડે, આસપાસના ગામોમાંથી સેંકડો ભાઇઓ બહેનો વ્યાખ્યાનો સાંભળવા દોડી આવે. જુદા જુદા ગામોથી આવનારા તમામ લોકોને માટે અતિથિ સત્કાર થાય. કોઇ પણ ગામમાં એક, બે કે ત્રણ ત્રણ દિવસથી વધારે રહી શકાય તેમ નહિ હોવાથી, વ્યાખ્યાનો માટે પહેલેથી જ બધી તૈયારીઓ થાય. સુશોભિત મંડપો બને. એમાં પણ એક બીજાની ત્તણે સ્પર્ધાઓ ન થઇ રહી હોય, એવું જ દેખાય. વ્યાખ્યાનમાં હજારો ભાઇઓ બહેનોની ભીડ હોવા છતાં, એટલી બધી શાંતિ અનુભવાય કે, તમામને આશ્ચર્ય થાય. ઘણી વખત લોકોમા એ ચર્ચા થાય કે, શું કારણ છે કે આટલી બધી ભીડ હોવા છતાં આટલી બધી શાંતિ રહે છે? વ્યાખ્યાનોમાં અશાંતિ થવાના કોલાહલ થવાનાં ત્રણ કારણો છેઃ ૧ વક્તાનું મોઢું ન દેખાતું હોય તો, ૨ વક્તાની ભાષા અને વિષય ન સમજાતો હોય તો, અને ૩ વક્તાનો અવાજ ઠેઠ સુધી ન પહોંચી શકતો હોય તો. જો આ ત્રણમાંની કોઇ પણ હરકત ન હોય, તો કદી પણ સભામાં અશાંત ન થાય, એવો મારો અનુભવ છે.

કંઠીમાં લગભગ દરેક ગામમાં પાઠશાળાઓ છે. કન્યાશાળાઓ છે. પાંજરાપોળો છે. અને એવી બીજી પણ કેટલીક ખાસ ખાસ સંસ્થાઓ છે. આ સંસ્થાઓનું નિરીક્ષણ કરવું, એના તરફથી થતા મેળાવડાઓમાં ભાગ લેવો, વ્યાખ્યાનો આપવાં, અને ચર્ચા માટે આવનારા જૈન અને જૈનેતરોની સાથે જ્ઞાન ચર્ચા કરવી, એ મારી પ્રવૃત્તિનાં મુખ્ય અંગો હતાં.

કંઠીમાં એક વાતની વિશેષતા જોઇ. જે ગામોમાં થઇને હું પસાર થયો છું તે ગામોના ઉપાશ્રયોમાં બધે સ્થળે લગભગ એક જ જાતનાં, સાધુઓને વ્યાખ્યાન માટે બેસવાનાં સિંહાસન બન્યાં છે. એક ખૂબ ઉચું વ્યાસપીઠ અને તેની બન્ને બાજુએ ગોળ પગથીઆંની સીડીઓ. કોઇ કોઇ સ્થળે સિંહાસન, ઉપાશ્રયના પ્રમાણમાં એટલું મોટું લાગે કે, જાણે માથું નાનું ને પાઘડી મોટી; છતાં ફેશન તો બધાની એક જ.

એક બે અપવાદોને બાદ કરીએ તો, લગભગ બધાં ગામોમાં જૈન સંઘની વ્યવસ્થાઓ સારી જોવાઇ. બેશક, કોઇ કોઇ સ્થળે એવો પણ અનુભવ થયો કે 'લોકશાસન'ની હિમાયત કરનારાઓ. પણ 'રાજ-શાસન'ની માફક એક હથ્થુ સત્તા ભોગવી રહ્યા છે. છતાં ટૂંકા ટૂંકા પરિચયોથી સંઘની વ્યવસ્થા તો લગભગ બધે સુંદર દેખાઇ. બેશક એક હથ્થુ સત્તા વખાણવા લાયક નથી. પણ જ્યાં સૌ પોતાને નાયક તરીકે ઓળખાવે છે, અથવા જ્યાં કોઈ નાયક જ નથી હોતો, ત્યાં હરેક કાર્યમા અવ્યવસ્થાઓ ઉભી થાય છે, એ વાત પણ સાચી છે. એટલે કોઈ પણ સમાજમાં, નાયકની-આગેવાનની-કાર્યકર્તાઓની તો જરૂર છે જ. પણ તે કાર્યકર્તાઓએ પોતાનું વિશાળ દિલ રાખી પોતાને 'સમાજના સેવક' સમજી કાર્ય કરવું જોઇએ, અને સમાજે પોતાના વડીલોને, કાર્યકર્તાઓને એક 'વડીલ' તરીકે પૂરતું માન આપવું જોઈએ. બન્નેમાં જો આવી ભાવનાઓ રહે, તો તે સમાજ ઘણો જ આગળ વધી શકે, અને બીજાઓને માટે એક આદર્શ બની શકે.

**ભદ્રેશ્વર** છોડયું, ત્યારે અમારો વિચાર હતો કે એકદમ ૧૩-૧૪, માઇલ **મુંદ્રા** પહોંચીએ, તે કરતાં **લુણી**માં મુકામ કરવો, અને **લુણી**ની પ્રજાને પણ કંઇક ઉપદેશ આપવો. મંદિર પૂછતાં પૂછતાં અમે મંદિરે ગયા. પૂજારી પૂજા કરી રહ્યો હતો. 'ભાઈ ઉપાશ્રય કયાં છે?' 'ઉભા રહો. હું પૂજા કરી લઉં, પછી સાથે આવું.' ભગવાન જાણે પૂજા કયારે

ફરી રહેશે ? મંદિર પૂછતાં પૂછતાં મંદિર પહોંચ્યા, તો ઉપાશ્રયે પૂછતાં પૂછતાં ઉપાશ્રય નહિ પહોંચીએ ? પહોંચ્યા ઉપાશ્રયે. પણ ત્યાં તો ખંભાતી તાળું હતું. થોડી વાર બેઠા, એટલે પૂજારી આવ્યો, અને ઉપાશ્રય અમારે આધીન કર્યો, બસ, ન દેખાય કોઇ ભાઈ કે બાઈ. કેટલીવાર ધોખ્યા, ત્યારે એક યુવક ત્યાંથી નીકળ્યો. મોઢા આગળ લૂગડુ રાખી એણે કહ્યું:– 'ઓ હો મહારાજ સાહેબ, તમે અહિં પધાર્યા !' બિચારો ભદ્રેશ્વરમાં વ્યાખ્યાનો સાંભળી ગયો હશે, એટલે આટલો વિવેક કરવાનું સુઝયું. ગોચરી પાણી પણ લઇ ગયો. મેં કહ્યું:—' કેમ ભાઈ, અહિં કોઇ મને સાંભળશે ખરૂં ? કોઇ ભાઇ કેમ દેખાતા નથી ?' એણે જવાબ આપ્યો. 'ઘણા લોકો કાંણ મ્હોંકાણમાં પડયા છે.' અમારી સાથેના એક મહાનુભાવ બડબડયા: 'કોઈ કોઈ ગામમાં 'લગનગાળો' ચાલે છે, તેમ હમણાં આ તરફ 'મરણગાળો' ચાલતો લાગે છે.' ખેર, બારથી ત્રણ વાગ્યા સુધીનું મારૂં મૌન પૂરૂં થયું, એટલે અમે રસ્તો માપવો શરૂ કર્યો. પાંચ વાગે **મુંદ્રા** પહોંચ્યા. અકસ્માત્ અને બેટાઇમે અજાણ્યા અજાણ્યા અમે **મુંદ્રામાં** જતા હોવા છતાં, કોણ જાણે શાથી ત્યાંના લોકોને ખબર પડી કે, બિચારા બબ્બે માઇલ સુધી ભાઇઓ બહેનો સામે આવ્યાં હતાં.

દુષ્કાળનો સમય હતો. ગામેગામ ઉદાર સખી ગૃહસ્થો તરફથી મહાજનો તરફથી સસ્તા અનાજની દુકાનો ચાલી રહી હતી. આ દૃશ્ય આ કંઠીના જૈનોની દયાળુતા અને ઉદારતાને પ્રકટ કરતું હતું.

**કંઠીનાં** ગામો ઘણે ભાગે ઉજળાં, સફાઈદાર અને શોભાવાળાં દેખાયાં. તેમાં **નાની ખાખર** એ તો કંઠીમાં જ નહિં, આખા કચ્છમાં 'ગ્રામ્ય-રચના'ના એક નમૂના સમાન દેખાયું. અહિંના શેઠ **લધ્ધાભાઈ** પ્રજ્ઞાચક્ષુ છે; પરન્તુ જૈન તત્ત્વજ્ઞાનના ઘણાં જ ઉંડા અભ્યાસી છે. તેમના પુત્ર

**પ્રેમજીભાઇ** અને બીજાઓ 'ગ્રામ્યરચના' ના ખૂબ શોખીન છે. જૈનધર્મની દૃષ્ટિએ પાણીના કુવા, હવાડા, ધોવાના હોજો, ધર્મશાળા વિગેરે સ્થાનો એવા ઉપયોગ પૂર્વક બનાવ્યા છે કે, કયાંય જરા પણ ગંદકી કે જીવોત્પત્તિ નજ થાય. સાંસારિક દૃષ્ટિએ બનેલી આ સુંદરતાઓમાં. સેંકડો વિદ્યાર્થીઓને જ્ઞાન દાન આપતું એક ભવ્ય 'ગુરૂકુળ' આ કરોડાધિપતિ ગણાતા શ્રીમન્ત ગૃહસ્થ પોતાના આ ઐહિક લાભકર્તા ગામમા બનાવે, તો 'ઐહિક' અને 'પારમાર્થિક' બન્ને લાભો મેળવી શકે. વિહાર પ્રસંગે મેં આ મહાનુભાવોનું આ વાત તરફ ધ્યાન પણ ખેંચ્યું હતું.

કંઠીના દરેક ગામમાં એક એક બે બે કાર્યકર્તાઓ એવા ઉત્સાહી છે કે જેના લીધે ગામમાં સારો ઉત્સાહ દેખાઇ આવે છે. **સુ**દ્રામાં ભાઇ **ના**નાલાલ ગલાલચંદ, મોટી ખાખરમાં શેઠ રણશી દેવરાજ ને **શા**મજી નેણશી, ન્હાની ખાખરમાં શેઠ પ્રેમજી લધ્ધાભાઇ, **દે**સલપરમાં ટોકરશી ભવાનજી ને **મ**ગનલાલ ઉમરશી, **ભૂ**જપુરમાં શાહ **આ**ણંદજી દેવશી, શેઠ વેલજી મેઘજી, ને શેઠ **પૂં**જાભાઇ ઠાકરશી બેદા, **બી**દડામાં શેઠ કલ્યાણજી માવજી વિગેરે–આમ દરેક ગામના ઉત્સાહી ભાઇઓના લીધે વ્યાખ્યાનની પ્રવૃત્તિ સારી થઇ.

દરેક ગામમાં બબ્બે ત્રણ ત્રણ કે ચાર ચાર દિવસની સ્થિરતા થઈ, પણ કોઇ કોઇ સ્થળે વધારે પણ રહેવાના પ્રસંગો મળ્યા. **માંડ**વીમાં ૧૭ દિવસ અને કોડાયમાં એક મહીનો રહેવું પડયું.

**માં**ડવી, એ તો કંઠીનું જ નહિ, પરન્તુ આખા કચ્છનું દરેક રીતે પોતાની વિશિષ્ટતા ધરાવતું નગર છે. અહિં ખૂબ પ્રવૃત્તિ રહી. અહિંના યુવક મંડળનો ઉત્સાહ અદ્દભૂત હતો. વ્યાખ્યાનમાં પાંચ પાંચ સાત સાત હજાર માણસની મેદની, અહિંની પ્રજાની ભાવુકતાને પ્રકટ કરતી હતી. શ્રીમંતો અને ગરીબો બધાઓનો એક સરખો



કચ્છ માંડવીમાં મહાવીર જયન્તી વર્તમાન મહારાઓશ્રી વિજયરાજજીના પ્રમુખપણા નીચે ઉજવાઇ તે પ્રસંગનું દૃશ્ય.

ઉત્સાહ હતો. જૈન અને જૈનેતરોની અનેક સંસ્થાઓને જોવાનો સુઅવસર પણ અહિં પ્રાપ્ત થયો. અનેક સાક્ષરો અને બુદ્ધિશાળી વ્યક્તિઓનો અહિં પરિચય થયો. કેટલાઓનાં નામો લખું ? કોને કોને યાદ કરૂં ? કોની કોની પ્રશંસા કરૂં ? **માંડવીએ** તો ખરેખર મને પ્રવૃત્તિમય બનાવ્યો હતો. **માંડવીનો** ' મહાવીર જયંતી'નો પ્રસંગ કદી પણ ન ભૂલી શકાય, એવો પ્રસંગ હતો. પંદરથી સત્તર હજાર માણુસ સભામાં ઉતરી આવે, માત્ર ચોક્કસ કલાકોની અંદર જ ૧૦ થી ૧૨ હજાર માણુસના ભોજનની વ્યવસ્થા ઝપાટાબંધ કરી નાખે, ગમે તેવાને પણ આંખે ચકાચાંદ કરી નાખે, એવો અદ્‌ભૂત મંડપ ' મહાવીર જયંતી ' માટે બને, કચ્છના નવા ભૂપતિ—એ વખતના મહારાજ કુમાર સાહેબ શ્રી વિજયરાજજી, આ જયંતીના સભાપતિનું સ્થાન શોભાવે, અને વીસ વીસ હજાર માણુસની મેદનીને પોતાના પવિત્ર દર્શન કરાવી તૃપ્ત કરે, આ બધીયે વસ્તુઓ **માંડવીમાં** જ બને. **માંડવીના** યુવકો અને શ્રીમંતો જ દરેક કાર્યને પહોંચી વળે. આખું કચ્છ આજે માંડવીના આ પ્રસંગને દોઢ દોઢ વર્ષનાં વહાણાં વહી જવા છતાં ભૂલ્યું નથી. **માંડવીના** જૈન અને જૈનેતર ગૃહસ્થોની કાર્ય—કુશળતા અને ઉદારતાને ભૂલ્યું નથી.

**માંડવી** છોડવાને માત્ર એક જ દિવસની વાર હતી. **માંડવીની** ' પાંજરાપોળ ' ની કાર્યવાહક કમિટીએ **માંડવીની** આદર્શ ' પાંજરાપોળ' માટે જનતાને અપીલ કરવાની વિનતિ કરી. હવે શું અપીલ કરી શકાય ? વ્યાખ્યાનોનો પૂર પ્રવાહ મંદ પડયો હતો, વિહારની તૈયારી હતી. અને અપીલનું નામ પડતાં તો કોઇ આવે પણ શું કામ ? આજે જગતને વગર પૈસાનાં વ્યાખ્યાનો જેટલાં મીઠાં લાગે છે, તેટલાં પૈસાનાં વ્યાખ્યાનો નથી લાગતાં, બલ્કે ખારાં ઝેર જેવાં લાગે છે. છતાં કમિટીએ પ્રબંધ કર્યો, અને પેન્ડાલમાં સભા થઇ. માણુસ જે કંઇ ધારે છે, યા સમજે છે, એના

કરતાં કુદરતની ઇચ્છા કંઇક બીજી જ હોય છે. અને કુદરત જે કંઇ કરે છે, તેનો ભેદ કોઇ પામી પણ શકતું નથી. વ્યાખ્યાન થયું. જાણે કે કોઇ ગેબી અવાજ–દુષ્કાળ પીડિત અને **માં**ડવીની પાંજરાપોળનો આશ્રય લઇ રહેલાં ઢોરોનો આર્તનાદ જાણે કે સભામાં બેઠેલી પ્રત્યેક વ્યક્તિના કાનો પર ન પહોંચ્યો હોય, અણુધારી કરૂણા જાગ્રત થઇ. સભાની પ્રત્યેક વ્યક્તિની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. પોત પોતાની પાસે જે કંઇ નાણું હતું, તે ફેંકાવા લાગ્યું. જેની પાસે નહિં હતું તે નોંધાવા લાગ્યા. બધાઓના આશ્ચર્ય વચ્ચે સ્વપ્નામાં પણ નહિં કલ્પેલી એવી, હજારોની મોટી રકમ માત્ર અર્ધા કલાકમાં ભેગી થઇ. મૂંગા જાનવરોનું પણ પુણ્ય તો હોય જ ને.

**માં**ડવીનો એક બીજો પ્રસંગ પણ ન નોંધું તો મારૂં આ વૃત્તાંત અપૂર્ણ જ ગણાય.

આજ સમયમાં કચ્છના મહારાઓશ્રીના આંગણે, **પોર**બંદરના મહારાણાજી સાહેબ શ્રી **નટવરસિંહ**જી સાહેબ મેમાન થઇ પધાર્યા હતા. અને આ સમયે તેઓશ્રી પણ, એ વખતના મહારાજ કુમાર સાહેબ શ્રી **વિજયરાજ**જી સાહેબ સાથે **માં**ડવી '**વિજય વિલાસ**' પધાર્યા હતા. કમીટીએ વિનંતિ કરવા છતાં, જો કે તેઓશ્રી કેટલાંક અનિવાર્ય કારણોથી સભામાં તો નહિ પધારી શક્યા, પરન્તુ બીજા દિવસે તેઓશ્રીએ પોતાના એ. ડી. સી. દ્વારા મળવાની ઇચ્છા પ્રકટ કરી. ૨૧ મી એપ્રીલે ૪॥ વાગે 'જૈન ધર્મશાળા'માં પોતાના સેક્રેટરી સાથે પધાર્યા, અને લગભગ એક કલાક ધર્મોપદેશ સાંભળ્યો. **પોર**બંદરના મહારાણાજી સાહેબના પ્રજા પ્રેમ, વિનય, વિવેક અને એમની સજ્જનતા માટે મેં ઘણું ઘણું સાંભળ્યું હતું. જે સાંભળ્યું હતું, એના કરતાં કંઇ ગુણું વધારે જોયું. કેટલા નમ્ર રાજવી! કેવી ઉદાર ભાવના! કેટલા સુંદર વિચારો! ખરેખર, તેમના વ્યક્તિત્વ માટે મને ઘણું જ માન ઉત્પન્ન થયું. આજે દોઢ વર્ષ થવા છતાં, આ ઉદાર



માંડવીમાં પોરબંદરના મહારાજા મહારાણા સાહેબ શ્રી નટવરસિંહજી સાહેબને મુનિશ્રી વિદ્યાવિજયજી ઉપદેશ આપે છે.

પ્રજાપ્રેમી રાજવી, આજ પણ પત્રો દ્વારા પોતાની પ્રજાને લાભ આપવાની વિનતિ કરી રહ્યા છે. ને **પોરબંદર** તરફ આકર્ષી રહ્યા છે.

**પોરબંદરના** મહારાણાજી **સાહેબની** સાથે આ સંબંધ જોડવાનું શ્રેય પણ, કચ્છના વર્તમાન નરેશ–એ વખતના મહારાજકુમાર **સાહેબ શ્રી વિજયરાજજી** સાહેબને જ ઘટે છે. તેઓશ્રીની લાગણીથી જ અમારો આ મેળાપ બન્યો હતો.

કોડાયમાં એક મહિનો રહેવું થયું. પોતાને ચોરાસી વર્ષના જુવાન તરીકે જાહેર કરતા, જૈનોના પ્રસિદ્ધ વિદ્વાન પંડિત **લાલન** પણ અહિં આવ્યા હતા. સાથે આવ્યા ને સાથે વિદાય થયા. એક મહીનો નિરંતર અમારી વ્યાખ્યાનમાળા ચાલી.

એક સમયે આજ કોડાય, એ કચ્છનું '**કાશી**' ગણાતું હતું. કારણ કે જ્ઞાનપ્રવૃત્તિ તે વખતે ખૂબ ચાલતી. સારામાં સારાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોના બે ભંડારો પણ અહિં મૌજૂદ છે. 'સદાગમ પ્રવૃત્તિમંડળ' નામની એક સંસ્થા પણ અહિં ચાલી રહી છે. કોડાયમાં **હેમરાજભાઇ** નામના એક બહુશ્રુત ગૃહસ્થ થઇ ગયા છે, તેમની પાછળ કેટલાક અનુયાયીઓ થયા હતા. અને લોકદૃષ્ટિએ 'હેમાપંથ' એ નામના પંથ જેવું કંઇક ચાલેલું, કે જેના તરફ વર્તમાન સાધુ સમુદાયનો અને પ્રસિદ્ધ આગેવાન ગૃહસ્થોનો મોટો વિરોધ હતો. આજે તો પંથ જેવું કાંઇ નથી જોવાતું. પણ તેમના ભક્તો તરફથી બાઇઓનું એક આશ્રમ, પાંજરાપોળ, મંદિર, હસ્ત લિખિત ભંડાર એ વિગેરે ચાલે છે. પ્રસિદ્ધ જૈન પંડિત **રવજીભાઇ** દેવરાજ, કે જેમણે કેટલાંક સૂત્રોના અનુવાદ કર્યા છે, તેઓ પણ આ કોડાયના જ હતા.

ન્હાના કલેવરમાં ને મુઠીભર હાડકામાં છૂપાયેલ, પરન્તુ પોતાની અદ્દભૂત વ્યાપારિક બુદ્ધિથી પંકાયેલ, જબરદસ્ત શક્તિ ધરાવનાર ને

ઉદાર ગૃહસ્થ ( માંડવીની પ્રસિદ્ધ કલ્યાણજી ધનજીની કું. વાળા ) શેઠ **કલ્યાણજીભાઇ**, તે આજ કોડાયના. તેમનાં માતાજી કંકુમા વયોવૃદ્ધ હોવા છતાં, સંસ્કૃતનાં સારાં અભ્યાસી છે. અને વિચારોમાં આજના સુધારકને પણ માહત કરે એવાં છે. કોડાયનો ઉત્સાહ અને ઉદારતાનું એક ઉદાહરણ આપું.

**ભૂજથી** એક વ્યાયામશાળાના વિદ્યાર્થીઓનું મંડળ આવેલું. તેણે પોતાના પ્રયોગો બતાવ્યા. બીજા દિવસે વ્યાખ્યાનમાં આ સંસ્થાને મદદ કરવા થોડી સૂચના કરી. બસ, ટપોટપ રકમો ભરાવા લાગી. પાંચ દશ મીનીટમાં તો એ સંસ્થાના સેક્રેટરી લખતાં થાકયા, અને કહેવા લાગ્યા: ' મહારાજશ્રી ખૂબ થયું. મારે તો જોઇતું હતું, એના કરતાં ખૂબ મળ્યું.'

પંડિત **લાલન** ઘણા વર્ષોએ અહિં આવેલા એમની સમાજ સેવાની કદર તરીકે, અહિંના મહાજને મારા પ્રમુખપણા નીચે એક મેળાવડો કરી સારી રકમ પર્સ તરીકે ભેટ કરી.

કોડાયના આગેવાનોમાં પટેલ **મગનલાલ**, શ્રીયુત **રવજીભાઇ** વિગેરે મુખ્ય છે.

આવું ઉદાર ઉત્સાહી વિદ્યાનુરાગી કોડાય હોવા છતાં, કોણ જાણે કોડાયના કયા કલાધરો ( ? )ની કૃપાથી **કોડાય** માટે કચ્છની જનતામાં એવી કહેવત પ્રચલિત થયેલી સંભળાય છે કે: ' અઈયેં તો કોડાયજો જ ન. '

**કોડાયની** પાસેજ **નવાવાસ** ને **રાયણ** પણ છે. **નવાવાસની** ' જૈન બોર્ડિંગ ' અને **રાયણની** ' સાર્વજનિક સ્કૂલ ' બન્ને વખાણવા લાયક છે. **નવાવાસના** આગેવાનોમાં શેઠ **ઉમરશીભાઇ** અને નગરશેઠ **જેઠાભાઇ** વિગેરે મુખ્ય છે. આ પ્રસંગે **રાયણમાં** એક બહેનનો દીક્ષાનો **પ્રસંગ** હતો. બાઇના માતા પિતાના અને તેમના ગુરૂણીજી શ્રી લક્ષ્મીશ્રીજીના

આગ્રહથી આ પ્રસંગે મારે જવાનું થયું. કોઈ પણ જાતની નિમંત્રણ પત્રિકાઓ નહિ નિકળવા છતાં, હજારો માણસોએ આ ઉત્સવનો લાભ લીધો.

કોડાયથી આસંબીયા ગયા. આસંબીયા બે છે, ન્હાનું ને મોટું. બન્ને પાસે પાસે હોઇ બન્નેમાં બબ્બે દિવસની સ્થિરતામાં બન્ને ગામોની જનતાએ ખૂબ લાભ લીધો. રંગૂનનાં પ્રસિદ્ધ વ્યાપારી, અને હજારોની એક સાથે સખાવતોમાં, અને તેમાં યે જ્ઞાનપ્રચારના કાર્યમાં પ્રસિદ્ધ થયેલા શેઠ કોરસી વીજપાલ, તે મોટા આસંબીયાના. અહિં તેમના તરફથી એક સ્કૂલ પણ સારા પાયા ઉપર ચાલી રહી છે. કોરસી શેઠના અતિવિશ્વાસુ, સહૃદય ગુલાબરાયભાઈ માસ્તર, આ સંસ્થાની દેખરેખ રાખે છે. તેઓ કોરસી શેઠના જ નહિ, આખા ગામના માનીતા છે. અહિંના યુવકોમાં ખૂબ ઉત્સાહ છે, જેમાં ભાઇ દેવજી જેઠાભાઇ, રતિલાલ ધારશી વિગેરે મુખ્ય છે. ન્હાના આસંબીયામાં શેઠ મૂલજી ઉમરસી, શેઠ કુંવરજી ઉમરશી ને પટેલ વેલજીભાઇ વિગેરે મુખ્ય છે.



## : ૧૨ :

## વિદ્યાર્થીઓની વચમાં



**જે** વખતે હું કચ્છમાં વિચરી રહ્યા હતા, તે વખતે મારા કાન ઉપર ભણકારા આવી રહ્યા હતા કે ભૂજમાં વિદ્યાર્થીઓ 'અખિલ કચ્છ વિદ્યાર્થી સંમેલન' ભરવાની હીલચાલ કરી રહ્યા છે. ચાલીસ દિવસની સ્થિરતા મેં ભૂજમાં કરેલી, એટલે ભૂજના વિદ્યાર્થીઓનો પરિચય મને ઘણું જ ઓછો થયેલો. તે પછી હું જ્યારે **કોડાય**માં હતો, ત્યારે ભૂજના ઉત્સાહી કાર્યકર્તા ભાઇ **રાયસિંહ** ગોહેલ માસ્તરદ્વારા જાણ્યું કે, 'વિદ્યાર્થી સમ્મેલન ભરવાનુ નક્કી થયુ છે.' એમણે એમ પણ જણાવ્યું કે સંમેલન વખતે તમારે ભૂજ આવવું પડશે, ને વિદ્યાર્થીઓનો ઉત્સાહ વધારવો પડશે. આ પછી જ્યારે હું **આસંબીઆ** પહોંચ્યો ત્યાં તો સંમેલનના કાર્યકર્તાઓનું એક ડેપ્યુટેશન મારી પાસેઆવ્યું. ને સંમેલનના **પ્રમુખ** તરીકેની એકમતે ચૂંટણી મારી કરવામાં આવી છે, એમ જણાવી, તાબડતોબ ભૂજ પહોંચવાનો મને આગ્રહ કર્યો.

ભૂજમાં ચતુર્માસ કરવા જવા માટેનો હજુ સમય હતો, એટલે તે દરમિયાન તુંબડીના પટેલ શામજીભાઇ સંઘવીના અતિ આગ્રહથી તુંબડી, પૂનડી અને તે તરફના ગામોમાં વિચરવાનો મારો કાર્યક્રમ મૂકરર થઈ ચૂક્યો હતો. તે દરમિયાન આ નોટીસ મળી.

વિદ્યાર્થીઓની પ્રવૃત્તિમાં હમેશાથી હુ ભાગ લેવામાં આનંદ માનું છું. ગમે તે દેશમાં જાઉં, મારાથી બનતો સહકાર વિદ્યાર્થીઓને હું અવશ્ય આપું છું. એટલે સમય થોડો હતો, શારીરિક તકલીફ હતી, ભૂજના વિદ્યાર્થીઓનો મને અનુભવ નહિં હતો, વ્યાખ્યાન તૈયાર કરવા માટે સાધનો નહિં હતાં, એ બધી અગવડો હોવા છતાં, મેં તેમની વિનતિનો સ્વીકાર કર્યો. આસંબીયાથી એકદમ વિહાર કર્યો, ને ૮ મી જૂને, પરિષદના દિવસે જ સ્હવારમાં ૮ વાગે ભૂજ પહોંચી ગયો.

આ પ્રસંગે હિંદુસ્તાનની મુસાફરી કરતાં, અને વિદ્યાર્થીઓના ખૂબ ખૂબ પરિચયમાં આવતાં વિદ્યાર્થીઓ સંબંધી સાધારણ રીતે મારો જે અભિપ્રાય બંધાયો છે, તે હું અહિં રજૂ કરું, તો અસ્થાને નહિ ગણાય.

હું મને પોતાને અત્યારે પણ એક વિદ્યાર્થી સમજું છું. વિદ્યાર્થીઓ પ્રત્યે મને બહુ માન છે. અને વિદ્યાર્થીઓનો ઉત્સાહ, એટલે જાણે દૂધનો ઉભરો, એવું મેં મારી મુસાફરી દરમિયાન ઘણે સ્થળે અનુભવ્યું છે. કંઇ ને કંઇ કરવાની તમન્ના વિદ્યાર્થીઓમાં જાગ્રત જરૂર થાય છે, પણ શું કરવું ? એ સંબંધીના વિચારો આજના ઘણા ખરા નવયુવક વિદ્યાર્થીઓમાં બહુ ઓછા દેખાય છે. કેવી રીતે કરવામાં વધારે લાભ થશે ? એવા વિચારો આજના નવયુવક વિદ્યાર્થીઓ બહુ ઓછા કરે છે, અને તેનું કારણ એમની જુવાનીનો તનમનાટ અને કંઇક મિથ્યાભિમાન પણ છે. સાધારણ બોલવાની શક્તિ આવી, થોડુંક, આડું અવળું સાહિત્ય વાંચી લીધું, બે ચાર મિત્રોએ જરા વાહ વાહ કરી

લીધી, એટલે તેઓ પોતાને '**सब कुछ**' સમજી લે છે. પરિણામે એક વિદ્યાર્થી તરીકે એમનામાં જે આદર્શ ગુણો આવવા જોઈએ, તે આવતા અટકી જાય છે. અને તેમનું આખુંય જીવન વિશ્વજ્ઞાનથી વંચિત રહી માત્ર ચોક્કસ મર્યાદામાં જ ગુંધાઈ રહે છે.

બીજી વસ્તુ **શિસ્તની** છે, જેને અંગ્રેજીમાં Decipline કહે છે. Decipline ની વાતો પ્રત્યેક યુવક કરે છે, પ્રત્યેક વિદ્યાર્થી કરે છે, કોઈ સભામાં બોલવાના પ્રસંગો મળે, ત્યારે Decipline ની વાતો ઉપર ઝડી વરસાવે છે. પણ આજે ઘણે સ્થળે લગભગ વિદ્યાર્થીઓ તરફના આંદોલનોમાં–વિદ્યાર્થીઓના વ્યવહારોમાં Decipline નો–શિસ્તનો કેટલો બધો અભાવ છે, એ શું નથી જોવાતું ? બોલવું એક વસ્તુ છે: જીવનમાં ઉતારવું બીજી વસ્તુ છે. અંશ માત્રમાં જીવનમાં ઉતાર્યા વિના, બોલ બોલ કરવાનું જ આ પરિણામ છે, કે બીજા ઉપર અસર થતી નથી, અને જે પ્રવૃત્તિ કરવામાં આવે છે તેનું ફળ દેખાતું નથી.

બિલકુલ અજ્ઞાત અવસ્થામાં પ્રમુખપદ લેવાની વિનતિનો સ્વીકાર કરીને, ઠીક સંમેલનના દિવસે જ હું **ભૂજ** પહોંચ્યો. પણ **ભૂજ**માં પ્રવેશ કરું તે પહેલાં તો, વિદ્યાર્થીઓની વચમાં પડેલી 'દલબંધી' અને તેમાંથી અનેક 'અનિષ્ટ પરિણામો' આવવાની આગાહીઓ મારા કાન ઉપર આવી. ત્રણ વાગે અધિવેશન શરૂ થવાનું હતું. આ સંમેલન 'ભૂજ વિદ્યાર્થી સંઘ' નામની એક સંસ્થાના આશ્રય નીચે થતું હતું. આ 'સંઘ'ની વિરૂદ્ધમાં વિદ્યાર્થીઓની એક બીજી સંસ્થા ખૂબ પ્રચાર કરી રહી હતી. આ બન્નેને લડાવી મારનાર વ્યક્તિઓ વળી બીજી જ હતી. બન્ને પાર્ટીને સમજાવવાની કોશીશ કરી. કલાકોના કલાકો તેની પાછળ ગાળ્યા, અને છેક સાડા ત્રણ વાગે ગુરૂદેવની કૃપાથી સમાધાન થયું. આ સમાધાનના પ્રયત્નમાં **માંડવીના** 'ભાટીઆ બાલાશ્રમ'ના

આદર્શ ગૃહપતિ શાન્ત સ્વભાવી શ્રીયુત કલ્યાણરાયભાઈ છાયા માસ્તરે આપેલો સાથ ભૂલી શકાય તેમ નથી.

ભલે સમાધાન થયું. ને પરિષદનું કાર્ય પણ થયું. પણ વિદ્યાર્થીઓના આ વિખવાદમાંથી અત્યારના કેટલાક વિદ્યાર્થીઓના માનસ સંબંધી ઘણું ઘણું જાણવાનું મળ્યું. 'કેટલાક' હું એટલા માટે કહું છું કે, કંઇ બધા વિદ્યાર્થીઓ એક સરખા નથી જ હોતા. ઘણા સાલસ, સમજુ, શાન્ત અને પોતાની વિદ્યાર્થી અવસ્થાને સમજનારા પણ હોય છે. પણ કેટલાકોમાં, વિદ્યાર્થી જેવી પવિત્ર ભૂમિકામાં રહેવા છતાં, લોભ, ઇર્ષ્યા દ્વેષ, અને ખોટા મમત્વના જે તત્ત્વોનું દિગ્દર્શન થાય છે, એ ખરેખર દુ:ખ કર્તા છે.

'ભૂજ વિદ્યાર્થી સંઘ'ના આશરા નીચે સંમેલનનું કાર્ય બે દિવસ ચાલ્યું. અનેક ઠરાવો થયા. પ્રમુખોનાં ભાષણો થયાં. રાજ્યને ભલામણ કરનારા પણ કેટલાક ઠરાવો થયા, પણ આને દોઢ વર્ષ થયા છતાં, પણ 'હતા ત્યાંને ત્યાં' સિવાય બીજું કંઇ પરિણામ જોવાયું નથી. પણ સાંભળવા પ્રમાણે, તેના કાર્યવાહક પ્રમુખ શ્રી કલ્યાણરાયભાઇ છાયાની અનેક સૂચનાઓના પરિણામે 'ભૂજ વિદ્યાર્થી સંઘ' એ સંમેલનનો રિપોર્ટ છપાવવાની તૈયારી કરી રહેલ છે.

શક્તિનો ખ્યાલ કર્યા વિના કાર્યોને ઉપાડવામાં આવે, તો તેનું પરિણામ આ ન હોય તો બીજું શું હોય?

અત્યારે આખા દેશમાં 'કેળવણી'નો પ્રશ્ન ખૂબ છણાઈ રહ્યો છે. સારા સારા કેળવણીકારો પણ, ભારતના બાળકો અને યુવકોની કેળવણી સંબંધી ગંભીરપણે વિચાર કરી રહ્યા છે. આ સંબંધી સંમેલનના પ્રમુખપદેથી જે સંક્ષિપ્ત વિચારો મેં રજુ કર્યા હતા, તેમાંના થોડાક અહિં રજૂ કરું છું:

## ' વિદ્યાર્થી, વિવાહાર્થી કે પેટાર્થી ?

ભાઇઓ અને બહેનો, આજનું સમ્મેલન એ ' વિદ્યાર્થી સમ્મેલન ' છે એટલે ' વિદ્યાર્થી ' શબ્દ તરફ હું તમારું ધ્યાન ખેંચવા માગું છું. 'વિદ્યાર્થી' શબ્દનો અર્થ **' વિદ્યાનો અર્થી '** એ સ્પષ્ટ છે. જે વિદ્યાની ઇચ્છા કરે છે, વિદ્યાની ઉપાસના કરે છે, વિદ્યાની આરાધના કરે છે પણ **' વિદ્યા '** એ શી વસ્તુ છે ? આપણાં શાસ્ત્રોએ તે વિદ્યાને વિદ્યા ગણી છે કે જે વિદ્યા મુક્તિને માટે સાધનભૂત છે. **' सा विद्या या विमुक्तये '** બંધનોને તોડે, સ્વતંત્રતાને આપે તે વિદ્યા છે. પણ આજની ' વિદ્યા ' સાચી ' વિદ્યા ' છે કે કેમ ? અને તે ' વિદ્યાનો અર્થી ' સાચો ' વિદ્યાર્થી ' છે કે કેમ ? એ પ્રશ્ન બહુ વિચારવા જેવો છે. આજનો ' વિદ્યાર્થી ' જે સમયે વિદ્યાને પ્રાપ્ત કરવાનાં પગલાં માંડે છે, તે સમયે તે બિલકુલ અજ્ઞાત છે. તેને પોતાને ખબર નથી કે હું શા માટે આ નિશાળમાં જાઉં છું ? એટલે આજનો વિદ્યાર્થી ' વિદ્યાર્થી ' છે કે કેમ ? એ પ્રશ્નનો ઉત્તર તો એના માતા-પિતા પાસેથી લેવો જોઇએ. અને જો તેઓ સાચેસાચી રીતે જવાબ આપે તો, હું ધારું છું કે આજના વિદ્યાર્થીને 'વિદ્યાર્થી' કહેવા કરતાં **' વિવાહાર્થી '** કે **'પેટાર્થી'** કહેવો વધારે બંધબેસતું થઇ પડે. થોડુંક ભણીને છોકરો જરાક હોંશિયાર થશે, એટલે તેને માટે **કન્યા** મળશે. અથવા થોડુંક ભણીને વ્યાજ-વટાવ કાઢતાં આવડી જશે, ચિઠ્ઠી-પત્રી લખતાં વાંચતાં આવડી જશે, અને તાર વાચતા આવડી જશે, એટલે દસ વીસ રૂપીયાની નોકરી મળી જશે. આવા ઉદ્દેશથી અભ્યાસ કરનાર વિદ્યાર્થીને **' વિવાહાર્થી '** કે **'પેટાર્થી'** સિવાય બીજું શું કહી શકાય ? '

આ તો પ્રાથમિક જ્ઞાન લેનાર વિદ્યાર્થીઓની વાત થઇ, પરંતુ આજની ' ઉચ્ચ કેળવણી ' લેનાર સમજદાર નવયુવકો, કે જેઓ સ્વયં વિચારી શકે છે, તેમનો પણ શો ઉદ્દેશ છે ? તેઓ પણ ખરી રીતે તો ખુલ્લો એકરાર

કરશે કે કોઇ પણ રીતે ગુજરાન ચલાવવાના સાધન માટે જ આ અધ્યયન અમે કરીએ છીએ એટલે એવો, ઉચ્ચ કેળવણી લેનારો, વિદ્યાર્થી પણ ખરી રીતે વિદ્યાર્થી નથી, પણ '**પેટાર્થી**' છે.

## લક્ષ અને આદર્શ

કોઇ પણ પ્રવૃત્તિ કરવામાં સૌથી પહેલાં એક '**લક્ષ**' નિશ્ચિત કરવાની જરૂર છે અને તે પછી તે લક્ષને પહોંચી વળવાની પ્રેરણા આપનાર એક '**આદર્શ**' મુકરર કરવાની જરૂર છે. **લક્ષ** અને **આદર્શ** વિનાની જેટલી પ્રવૃત્તિ કરવામાં આવે છે, તેમાં જોઇતી સફળતા નથી મળી શકતી. હું અનેક કોલેજો અને સ્કુલોમાં વિદ્યાર્થીઓને પૂછી ચૂકયો છું કે 'તમે જે આ દૌડ લગાવો છો, તે કયા લક્ષને પહોંચી વળવા ? અને તે માટે તમે કયો '**આદર્શ**' રાખ્યો છે ?' જ્યાં સુધી મને યાદ છે, કોઇ પણ સ્થળેથી આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મને નથી મળ્યો. અને તેમ બનવું સ્વાભાવિક છે; કારણ કે, આપણા અત્યારના શિક્ષણનું મૂળ જ એવું છે કે જેમાંથી 'વિદ્યા' નો કોઇ અર્થ જ સરતો નથી, કારણ કે જે '**ઉદ્દેશ**' થી વિદ્યા હાંસલ કરવી અથવા કરાવવી જોઇએ, તે **ઉદ્દેશ** રખાતો નથી. અને જીવનના ઘડતરને માટે જે '**આદર્શ**' રખાવવો જોઇએ, તે આદર્શ પણ નથી. આ બે વસ્તુના અભાવમાં આજનો કોઇ પણ 'વિદ્યાર્થી' શું બતાવી શકે કે હું શા માટે ભણું છું ? અથવા મારું શું લક્ષ છે ? વસ્તુ સ્પષ્ટ છે કે બહુમાં બહુ તો આજનો વિદ્યાર્થી પોતાના **ઉદરનિર્વાહ** માટે જ 'વિદ્યાર્થી' બન્યો છે. આ ઉદ્દેશ કોઇ પણ રીતે સફળ થાય, તે માટેની જ ધૂમધામ ચાલી રહી છે. ખુબી તો એ છે કે એ 'ઉદ્દેશ' ને પણ આજનો વિદ્યાર્થી સફળ કરી શકતો નથી. અર્થાત્ હજારો રૂપીઆનો વ્યય કરીને આજની ઊંચામાં ઊંચી 'વિદ્યા' પ્રાપ્ત કરવા છતાં, પણ ઉદરનિર્વાહ પૂરતું સાધન પણ ઘણા જ ઓછો મેળવી શકે છે. એ જ કારણ છે કે હિન્દુસ્તાનના બેકારોમાં '**શિક્ષિતબેકારો**' જગા વધારે રોકી રહ્યા છે, અને એમની બેકારીનો પ્રશ્ન વધારે જટીલ બન્યો છે.

## પ્રાચીન શિક્ષણ પદ્ધતિ–

આ પ્રસંગે આપણી ' પ્રાચીન શિક્ષણ પદ્ધતિ ' તરફ આપનું ધ્યાન ખેંચું છું. પ્રાચીન કાળમાં હિંદુસ્તાનમાં શિક્ષણની બે પદ્ધતિઓ હતી: એક ' **આશ્રમ** ' પદ્ધતિ અને બીજી ' **વિદ્યાપીઠ** ' ની પ્રદ્ધતિ. બન્ને પદ્ધતિઓનો ઉદ્દેશ શારીરિક, માનસિક, વાચિક, આર્થિક અને આધ્યાત્મિક વિકાસનો હતો. શિક્ષણ તે છે કે જેનાથી **વિચાર**, ઉચ્ચાર અને **આચાર**ની શુદ્ધતા થાય. પ્રાચીન પદ્ધતિમાં આ વસ્તુઓ ખાસ કરીને સિદ્ધ થતી હતી.

## આશ્રમ પદ્ધતિ—

હિંદુસ્તાનમાં જેઓ ગૃહસ્થાશ્રમમાથી નીકળી ત્રીજા **વાનપ્રસ્થ** આશ્રમમાં જતા હતા, તેઓ ઘણે ભાગે વિદ્યાર્થીઓને શિક્ષણ આપવાનું કામ કરતા. પાંચ–પચીસ વિદ્યાર્થીઓને પોતાને ત્યા રાખે. સાંસારિક વાસનાઓથી દૂર રાખી વિદ્યાધ્યયન કરાવવા સાથે આધ્યાત્મિક ભાવનાઓને પોષે. વિદ્યાર્થીઓ બ્રહ્મચર્યનુ પાલન કરવા સાથે શરીરને સંગઠિત કરે, વિદ્યાનું અધ્યયન કરે, ગુરુની સેવા કરે, અને એક જ ગુરુનો આદર્શ સામે રાખીને પોતાના જીવનનું ઘડતર કરે. આઠ વર્ષની ઉમરમાં ગુરુની પાસે ગએલો વિદ્યાર્થી વધારેમાં વધારે ૪૪ અને ઓછામાં ઓછા ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમમાં, એક જ ગુરૂના ' **આદર્શ** ' નીચે રહી, રાતદિવસ વિદ્યાનું અધ્યયન કરી, સુંદર સંસ્કાર મેળવનાર યુવક કેટલી શક્તિઓ મેળવી શકતો હશે ? કેવો આદર્શ પુરુષ થતો હશે ? કેવો સાચો નાગરિક બનતો હશે ? શરીરે કેવો હૃષ્ટપુષ્ટ થતો હશે ? બુદ્ધિમાં કેવો વિચક્ષણ થતો હશે ? એની કલ્પના આપણે કરી શકીએ છીએ.

પ્રાચીન સમયના આવા આશ્રમોની ઝાંખી કોઇએ જોવી હોય, તો બંગાળના **નદિયા–શાંતિ** જેવાં સ્થાનોમાં જઇને જોઇ શકે છે. બંગાળના કોઇ કોઇ પ્રાંતમાં હજુ પણ આવાં આશ્રમોનો કંઇક કંઇક નમૂનો દેખાય છે, જેને બંગાળીમાં ટોલ કહેવામાં આવે છે.

હિંદુસ્તાનમાં આવાં આશ્રમોની સંખ્યા ઘણી મોટી હતી. કહેવાય છે કે, બ્રિટિશ ગવર્નમેન્ટે જ્યારે બંગાળને હાથ કર્યો, ત્યારે એકલા બંગાળમાં **એંસી હજાર** આશ્રમો હતાં. દર ચારસો માણસની વસ્તી પાછળ એક આશ્રમ હતું, એમ ઇતિહાસમાં વંચાય છે. આ ઉપરથી કલ્પના કરી શકીએ છીએ કે આખા હિન્દુસ્તાનમાં આવાં કેટલાં આશ્રમો હશે ?

આ આશ્રમોમાંથી નીકળતા વિદ્યાર્થીઓ સાચા વિનયી, દેશપ્રેમી અને ધર્મપ્રેમી થતા. વિદ્યાનો મહાન્ ગુણ 'વિનય', એ તો એમના જીવનમાં ઓતપ્રોત થએલો રહેતો. પ્રાચીન ઇતિહાસમાં ગુરુઓનો વિનય વિદ્યાર્થીઓ કેટલો કરતા, એનાં અનેક ઉદાહરણો આપણને ચકિત કરે છે. આશ્રમમાંથી નીકળતા વિદ્યાર્થીને ગુરુઓ અંતિમ શિખામણ રૂપે જે આશિર્વચનો કહેતા તે આ હતાં : **धर्मं चर ! सत्यं वद ! मातृदेवो भव ! पितृदेवो भव ! आचार्यदेवो भव !** ઇત્યાદિ.

## વિદ્યાપીઠો—

અત્યારની કેમ્બ્રીજ અને ઑક્સફર્ડ યુનિવર્સીટીઓની સાથે તુલના કરી શકીએ એવાં અનેક **વિદ્યાપીઠો** હિન્દુસ્તાનમાં મૌજૂદ હતાં. **નાલંદા, કાન્ચી, તક્ષશિલા, વલ્લભીપુર, કાશી, અહમ્મદનગર,** અને એવાં અનેક સ્થાનોમાં વિશાળ વિદ્યાપીઠો હતાં કે જેમાં દસ દસ હજાર વિદ્યાર્થીઓ વિદ્યાધ્યયન કરતા હતા. અઢાર અઢાર જાતની વિદ્યાઓ તેમાં શીખવવામાં આવતી. **ચીન** અને **જાપાનના** વિદ્યાર્થીઓ પણ ત્યાં અભ્યાસ કરવા અર્થે આવતા. વિશાળ પુસ્તકાલયો તેની સાથે મૌજૂદ હતાં. પંદરસો પંદરસો અધ્યાપકો એક એક વિદ્યાપીઠમાં 'વિદ્યાગુરુ 'નું કામ કરતા. એવાં વિશાળ વિદ્યાપીઠોમાંથી નીકળેલા યુવકો પોતપોતાના

વિષયમાં દિગ્ગજ વિદ્વાન થઇને બહાર પડતા. નાલંદા અને તક્ષશિલા વિગેરે સ્થાનોની થએલી શોધખોળો ઉપરથી તે વિદ્યાપીઠોની વિશાળતાનું અનુમાન કરી શકાય છે. દસ હજાર વિદ્યાર્થીઓની પાછળ પંદરસો શિક્ષકો કામ કરતા હોય, ત્યારે સરેરાશ એક શિક્ષકની પાછળ છ વિદ્યાર્થીની જવાબદારી આવે છે. આજે એક શિક્ષકને કેટલા વિદ્યાર્થીઓનું જીવન ઘડવાનું ભાગ્ય નિર્માણ થયું છે, તે તમે બધા જાણો છો.

આમ હિન્દુસ્તાનમાં ઉપરની બે-આશ્રમ અને વિદ્યાપીઠ-પદ્ધતિથી વિદ્યાર્થીનાં જીવન ઘડાતાં હતાં. તેઓને સાચા નાગરિક બનાવવામાં આવતા હતા. પરિણામે બન્ને પદ્ધતિઓ વિદ્યાર્થીઓને માટે ઉપયોગી થતી, અને તેઓમાં જેમ અખિલ માનવજાતિને યોગ્ય ગુણોનો વિકાસ થતો, તેવી જ રીતે પ્રત્યેક દેશકાળે ઘડેલા અવયવોની વિશેષતાઓનું ઘડતર પણ થતું.

## અત્યારની શિક્ષણ પદ્ધતિ—

અત્યારે હિંદુસ્તાનમાં જે રીતે શિક્ષણ અપાઇ રહ્યું છે, એ કોઇનાથી અજાણ્યું નથી. હાથકંકણને આરસીની જરૂર ન હોય. આજની શિક્ષણ પદ્ધતિ હિન્દુસ્તાનની સંસ્કૃતિને બંધબેસતી છે કે કેમ ? એ એક વિચારણીય પ્રશ્ન છે. ખાનપાન, વેશ વહેવાર, એ બધી વસ્તુઓ જેમ જુદા જુદા દેશની સંસ્કૃતિને અનુકૂળ હોવી જોઇએ અને હોય છે, તેવી જ રીતે શિક્ષણ પદ્ધતિ પણ જીવનવિકાસનું એક સાધન હોઇ, તે પણ દેશની સંસ્કૃતિને અનુકૂળ હોવી જોઇએ અત્યારે જે શિક્ષણ પદ્ધતિથી હિંદુસ્તાનના બાળકો અને યુવકોને શિક્ષણ અપાઇ રહ્યું છે એ ઘણે ભાગે જીવનવિકાસની વાત તો દૂર રહી, પણ માનવતાના સામાન્ય ગુણો અને વિશેષ ગુણોને પણ વિકસાવી શકતી નથી. બલ્કે તેથી ઊલટું જ પરિણામ આવતું હોય એમ લગભગ દેખાય છે. પહેલાં હું કહી ગયો છું તેમ. વિદ્યાના હેતભૂત **વિચાર, ઉચ્ચાર** અને **આચારની** ખીલવણી, સ્મરણશક્તિનો

વિકાસ, વિનય, શિસ્ત ( Decipline ) અને સેવાભાવ વિગેરે બાબતો ઓછી થતી જતી હોય એમ સ્પષ્ટ દેખાય છે. જો કે આ વસ્તુઓનો પોકાર ઘણો થાય છે. દાખલા તરીકે Decipline ( શિસ્ત )ની વાતો નાનામાં નાનાથી લઇને મોટામાં મોટા લોકો કરે છે, પણ ખરી રીતે ' ડીસીપ્લીન ' શી વસ્તુ છે, એને બહુ જ ઓછા લોકો સમજે છે અને આચરતા પણ બહુ ઓછા દેખાય છે. ' કોઇ પણ પ્રકારના નિયમનું પાલન ' એ શિસ્ત છે. જુદી જુદી જાતના મનુષ્યોની સાથે જુદા જુદા સમયમાં વ્યવહાર કેવો રાખવો ? એ શિસ્ત છે. પણ આ શિસ્તનું પાલન કેટલું થાય છે ? સાધારણ વિચાર-ભિન્નતા થાય, એટલે એક બીજાનો વિરોધ કરવાને માટે માણસ તૈયાર થાય છે. એ વિરોધ ત્યાં સુધી વધે છે કે સાધારણ સભ્યતાનું પણ ઉલ્લંઘન કરી જવાય છે. કોણ કહી શકે કે આ શિસ્તનું પાલન છે ? આવી રીતે શિસ્તનો ભંગ કયાં નથી થતો ? આજના વિદ્યાર્થીઓની ઉદ્ધતાઇ, ઉચ્છૃંખલતા અને સ્વચ્છંદવૃત્તિનાં જ્યારે જ્યારે હું દર્શન કરું છું ત્યારે ત્યારે મને તો ઘણું લાગી આવે છે. એક સામાન્ય જનોચિત વ્યવહાર પણ આજના કહેવાતા કેટલાક શિક્ષિતો, વિદ્યાર્થીઓ, યુવકો ન રાખે, ત્યારે ભારે ખેદ થાય છે. આ દોષ તે દેવો કોને ? શું આજના શિક્ષણમાંથી કંઈક આવી વસ્તુ તો ઉત્પન્ન નહિ થતી હોય ?

આ તો મેં એક સામાન્ય વાત કરી છે, પરંતુ ખરી વાત એ છે કે શિક્ષણમાંથી જે ગુણો ઉત્પન્ન થવા જોઇએ, તે બહુ જ ઓછા થાય છે. અને તેનું કારણ શિક્ષણ નહિ પણ ' શિક્ષણની પદ્ધતિ ' છે એમ ઘણા કેલવણીકારોનું કથન છે.

અત્યારની શિક્ષણ પદ્ધતિની ખામીઓમાં થોડીક આ પણ છેઃ

**શિક્ષકો—**

વિદ્યાર્થીઓના જીવનનો મોટો આધાર શિક્ષકો ઉપર રહેલો છે.

**જ્યાં સુધી** સદ્‌ગુણી, સંસ્કારી, વ્યસન રહિત અને શુધ્ધ ચારિત્રવાળા શિક્ષકોની દેખરેખ વિદ્યાર્થીઓ ઉપર ન હોય ત્યાં સુધી વિદ્યાર્થીઓનાં જીવનનો કોઇ હેતુ સફળ થઇ શકતો નથી. ' આ માણસ સાત ચોપડી ભણ્યો છે અથવા મેટ્રિક પાસ થયો છે અથવા ટ્રેઇનીંગ પાસ કરેલ છે એટલે તે **શિક્ષક** થવાને યોગ્ય છે. ' આ ધોરણે આજે શિક્ષકો નિયુક્ત કરવામાં આવે છે. પણ શિક્ષકના **ચારિત્ર** સંબંધીની યોગ્યતા બહુ જ ઓછી જોવામા આવે છે. અને તેમાંયે જ્યારે પેટના પોષણ પુરતો પણ પગાર ન મળતો હોય, ત્યારે એ શિક્ષક કયાં સુધી નૈતિક જીવન જાળવી શકશે? અને નહિ જાળવી શકે તો વિદ્યાર્થીઓ ઉપર અસર શી થશે? એનો વિચાર બહુ ઓછો કરવામા આવે છે. ' **શિક્ષક એટલે વિદ્યાગુરુ.** ' આજે કોઇ પણ વિદ્યાર્થીનો ગુરુ કોણ છે? એ કોનો આદર્શ સ્વીકારી રહ્યો છે? એનો નિર્ણય કરવો અશકય છે. હમણા હું તમને કહીશ તેમ, સ્કુલોમા અનેક વિષયો ચલાવવામાં આવે છે. તે દરેક વિષયોના શિખવનાર જુદા જુદા શિક્ષકો છે. ચાલીસ ચાલીસ કે પીસ્તાલીસ પીસ્તાલીસ મિનિટના એક પીરીયડમાં એક એક ગુરુ બદલાય છે, પાંચ કલાક કે છ કલાક માત્ર વિદ્યાર્થીને સ્કુલમાં રહેવાનું થાય છે, તેટલા સમયમાં તેટલા કે તેથી દોઢા વિદ્યાગુરુઓ બદલાઇ જાય છે. એટલે વિદ્યાર્થીનો કોઇ પણ સાચો ગુરુ નથી. તે સિવાયના અઢાર કે ઓગણીસ કલાક વિદ્યાર્થી અનેક પ્રકારના જુદા જુદા સંસ્કારોમાં રહે છે. અને માતાપિતાઓએ તો સાત કે આઠ વર્ષની ઉમરમાં પોતાના છોકરાને નિશાળમાં બેસાડયો ત્યારથી બાળકના જીવનઘડતરની જવાબદારી ઉતારી નાખી છે. આવી સ્થિતિમાં આજના વિદ્યાર્થીનો સાચો ગુરુ કોણ? એના જીવનની જવાબદારી કોના માથે? એનો આદર્શ કોણ? આ બધી સ્થિતિનો વિચાર કરતાં આજનો વિદ્યાર્થી નિરકુંશ, ધ્યેય અને આદર્શ વિનાનો, તેમ જ સ્વચ્છંદી બને, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે? શિક્ષકો પોતે જ **સમજે છે કે અમે તેઓના ગુરુ નથી.** અમે તો માત્ર નોકર **છીએ.** વિદ્યા-

ર્થીઓ સમજે છે કે અમારા શિક્ષક એ તો એક નોકર છે. આવી સ્થિતિમાં વિદ્યાર્થીઓની ગુરુભક્તિ અને ગુરુઓનુ વાત્સલ્ય એક બીજા પ્રત્યે ન રહે તો તે બનવાજોગ નથી શું ?

## વિષયોના બોજો—

આજના શિક્ષણમાં વિષયોનો બોજો એટલો બધો વધારી નાખવામાં આવ્યો છે કે જેના લીધે બાળકોનાં મગજો પ્રારંભથી જ કુંઠિત બની જાય છે. પરિણામે એમનો માનસિક વિકાસ અને સ્મરણશક્તિઓ રૂંધાઇ જાય છે. આજનો વીસ વીસ, કે તેથી વધારે વર્ષો સુધી અભ્યાસમાં જ રહેલો વિદ્યાર્થી વાતની વાતમાં **ડાયરીનાં પાનાં** ખોલ્યા વિના રહેતો નથી આવતા રવિવારે મારે શું શું કરવાનું છે, એ તો ડાયરીમાં નોંધી લે તે નોધી લે, પરન્તુ કાલે મારે શું કરવાનું છે ? અરે આજે શું કરવાનું છે ? એ પણ સ્હવારમાં ન નોંધી લે તો તેને યાદ જ ન રહે. કયાં હિંદુસ્તાનના માનવીઓની ગ્રંથોના ગ્રંથો કંઠસ્થ રાખવાની અદ્ભૂત શક્તિ, અને કયાં આજે, કલાક પછી કરવાનું કામ પણ ડાયરીમાં ન નોધ્યું હોય તો ભૂલી જ જવાય, એવી સ્મરણશક્તિ ! આનું કારણ મને તો એમ લાગે છે કે નાની ઉમરથી ભણવાના વિષયોના બોજા વધારીને તેમની સ્મરણશક્તિઓ છુંદી નાખવામાં આવે છે. જે વિષયોની સાથે જીવનનો કંઇ સંબંધ નથી, અથવા તો જે સમય અને જે સ્થાન માટે જે વિષયોની કંઇ આવશ્યકતા જ નથી, એવા વિષયોનાં પોથાંના પોટલાં માથા ઉપર મૂકીને બાળકોને સ્કૂલમાં જવું પડે, એનો તો કંઇ અર્થ છે ? અભ્યાસના વિષયોની ચૂંટણીમાં સમય અને સ્થાનનો અર્થાત દેશ–કાળનો ખૂબ ખ્યાલ રાખવાની જરૂર છે. હિંદુસ્તાનમાં જન્મેલાં હિંદુસ્તાનની સંસ્કૃતિમાં પોષાએલાં અને ભવિષ્યમાં પણ હિંદુસ્તાનના જ નાગરિકો બનવા માટે જીવનનું ઘડતર કરી રહેલાં ન્હાનાં ન્હાનાં બાળકોને પ્રારંભથી જ પશ્ચિમની સંસ્કૃતિના રંગથી રંગા-

એલ પુસ્તકોનો અભ્યાસ કરાવવો, એનો શો અર્થ છે? પોતાના ગામની જ ભાગોળમાં શું છે? કઈ નદી છે? એનું તો જેને ભાન નથી, ને તે યૂરોપ–અમેરિકાના પહાડો ને નદીયોનાં નામો ગોખ્યા કરે, એનો અર્થ શો? અને તેનું શું પરિણામ આવે, એ સમજવા માટે કોઇ અર્થશાસ્ત્રી પાસે જવાની પણ જરૂર નથી. અભ્યાસના વિષયોને મુકરર કરવામાં જેમ માનસ-શાસ્ત્રના અભ્યાસની ખૂબ જરુર છે તેમ દેશ–કાળને જોવાને પણ જરુર છે

બિનજરૂરી અને વધારે પડતા વિષયોનો બોજો વિદ્યાર્થીઓના ઉપર લાદવાનું પરિણામ એ આવ્યું છે કે–આજના બાલકો રમ્મત–ગમ્મતમા, ખેદ–કુદમાં જેટલું લોહી વધારે છે, એના કરતાં હું ધારૂં છું કે દોઢું લોહી પોતાના બધા વિષયોને તૈયાર કરવાની ચિંતામાં બાળી નાખે છે. એટલે બિનજરુરી અને વધારે પડતા વિષયોની ખામી, વિદ્યાર્થીઓના જીવન વિકાસને રુંધનારી છે.

**પરીક્ષાઓ—**

અભ્યાસક્રમના વિષયોની ખામીના જેટલી જ બલ્કે તેથી પણ વધારે ભયંકર ખામી **પરીક્ષાના** ધોરણની છે. આજે પરીક્ષાઓનું જે ધોરણ ચાલી રહ્યુ છે, એનાથી જે અનર્થો થઇ રહ્યા છે, એ કોઇથી અજાણ્યા નથી, સારામાં સારો બુદ્ધિશાળી વિદ્યાર્થી આખા વર્ષ સુધી પહેલો નંબર રાખે, પરંતુ પરીક્ષા સમયે એકાદ પેપરમાં કંઇપણ કારણે નિશ્ચિત માર્ક ન મેળવી શકે? તો તેનું આખુંયે વર્ષ નકામું જાય છે–તે નાપાસ થાય છે. કોણ કહી શકે તેમ નથી કે આજની પરીક્ષા પદ્ધતિથી જ્ઞાનની પરીક્ષા નથી થતી, પણ ભાગ્યની થાય છે. જુગારના અખાડામાં જુગારીઓ જેમ પોતાના ભાગ્યની કસોટી કરે છે, ઘોડદોડની રમતમાં જેમ શ્રીમંતો પોતાના ભાગ્યની કસોટી કરે છે, તેવી જ રીતની કસોટી પરીક્ષાના મેદાનમાં વિદ્યાર્થીઓના ભાગ્યની થઇ રહી છે.

આ કસોટીમાંથી પસાર થવાના દિવસો જ્યારે નજીક આવે છે, ત્યારે વિદ્યાર્થીઓ કેવી હાલતમાં પોતાના દિવસો પસાર કરે છે, એ તમે બધા સૌ જાણો છો. પરીક્ષાના દિવસો, એટલે જાણે કતલની રાતો. ખાવા પીવાનું ભાન નહિં. તંદુરસ્તીનો ખ્યાલ નહિં, કેવળ પરીક્ષામાં પાસ થવા માટે જોઇતા માર્ક મેળવવા જતાં, આખા વર્ષ સુધી ફુટબોલ ને ક્રીકેટ, ખોખો ને હુતુતુતુ ખેલી ખેલીને વધારેલું લોહી, એ પરીક્ષાના છેલ્લા અઠવાડિયામાં પૂરું કરી નાખવામાં આવે છે.

આજની પરીક્ષાપદ્ધતિમાં જ્ઞાન હોય કે ન હોય, છતાં કોઇ પણ ઉપાયે માર્ક મેળવી જેમ પરીક્ષામાં પાસ થવાનું લક્ષ્ય વિદ્યાર્થીનું હોય છે, તેવી જ રીતે **શિક્ષકો** પણ ગમે તે ઉપાયે પોતાના વધારે વિદ્યાર્થીઓ પાસ થયા છે, એવું બતાવવા બની શકતા બધા પ્રયત્નો કરે છે. આખા વર્ષ સુધી વિદ્યાર્થીઓના અભ્યાસ તરફ બેદરકાર રહેનાર શિક્ષક, પરીક્ષાના નજીકના દિવસોમાં વિદ્યાર્થીઓ ઉપર સોટો લઇને ઉભો થઇ જાય છે. રાતદિવસના ઉજાગરા કરાવીને ગોખવે ને વંચાવે છે, અથવા જે જે કંઇ કરવાનું હોય તે કરાવીને પણ કોઈપણ રીતે પરીક્ષામાં પાસ થનારની સંખ્યા વધારે બતાવવાનો પ્રયત્ન કરે છે. પછી ભલે વિદ્યાર્થીની શારીરિક, માનસિક બધી યે શક્તિયો છુંદાઇ જતી હોય. આટલું કરવા છતાં પણ જો વિદ્યાર્થી નાપાસ થવા જેવું દેખાય, તો આખા જગતમાં જે **લાંચ-રૂશ્વતની બદીએ** જગતનું નૈતિક પતન કર્યું છે, એનો આશરો લેવાને પણ કેટલાકોને તૈયાર થતા સાંભળ્યા છે.

મિત્રો, મારું આ કથન બધે સ્થળે, ને બધાઓને લાગુ પડે છે, એવું સમજવાની કોઇ ભૂલ ન કરશો, પણ આ બદીના અપવાદથી કેળવણી જેવું પવિત્ર ખાતું પણ હવે નથી બચ્યું, એ કહેવાનો મારો આશય છે. ભલે તે અમુક સ્થાનમાં કે અમુક વિભાગમાં જ પ્રવેશ્યું હોય, પરન્તુ કેલવણીખાતું, એ તો પવિત્રમાં પવિત્ર ખાતું જ હોય, એમ હું

માનતો હતો ને માની રહ્યો છું. છતાં એવા પવિત્ર ખાતામાં પણ અપવિત્રતાની દુર્ગંધ આવવા લાગી છે, એમ દુઃખ સાથે મારે કહેવું પડે છે.

**નવો યુગ ને નવો પ્રયત્ન—**

ભાઇઓ અને બહેનો, સમય એક સરખો રહેતો નથી. વખતના વહેવા સાથે માનવજાતિના વિચારોમાં, ભાવનાઓમાં, ક્રિયાઓમાં, રીત–રિવાજોમાં પરિવર્તનો થાય જ છે. અનાદિ કાળથી આમ થતું આવ્યું છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી લગભગ અર્ધી સદીથી આ કેળવણીના વિષયમાં પણ, અને હિંદુસ્તાન જેવા પરાધીન દેશમાં પણ જાગ્રતિનાં પ્રકાશ કિરણો ચમકવા લાગ્યાં છે. બેશક, આપણો દેશ જેટલું અનુકરણ કરવામાં શૂરો પૂરો છે, એટલું સ્વયં શોધવામાં નથી, છતાં આજે સારી વસ્તુનું અનુકરણ કરતો થશે, તો કાલે સ્વયં વિચારક અને સ્વયંશોધક પણ થશે, એવો આપણે આશાવાદ સેવવો જોઇએ.

કેળવણીના ક્ષેત્રમા આપણા દેશે **કિન્ડરગાર્ડન** પદ્ધતિ અને હમણાં હમણાં **મોન્ટીસરી** પદ્ધતિનું અનુકરણ કરી કેળવણી આપવાનું શરૂ કર્યું છે. જો કે આ પદ્ધતિએ કેળવણી આપવાનું એવાં ન્હાના બાળકોને માટે થાય છે, કે જે બાળકોને ખરી રીતે માતા–પિતાઓ તરફથી સુસંસ્કાર પાડવાના હોય છે. છતા પણ આટલી ન્હાની ઉમરનાં બાળકોને ઇન્દ્રિયોદ્વારા અપાતું આ શિક્ષણ, ઉપયોગી તો જરૂર છે, પણ તેથી મોટી ઉમરના એટલે ૭–૮ વર્ષથી શરુ થતી અને મોટી ઉમરના બાળકોને અત્યાર સુધી અપાઈ રહેલી કેળવણીની પદ્ધતિમાં પણ હવે કંઇક ફેરફાર થતો રહ્યા છે, એ ખરેખર ખુશી થવા જેવું છે.

સૌથી પહેલી વાત તો એ છે કે શિક્ષણનુ કાર્ય જ્યાં સુધી આપણા હાથમાં ન લેવાય, દેશના સાચા શિક્ષણશાસ્ત્રીઓ સ્વતંત્ર રીતે પોતાના

હાથમાં ન લે, ત્યાં સુધી આજના શિક્ષણથી આપણા બાળકોનો જીવન વિકાસ થઇ શકે નહિ, એ વાત તરફ આપણા નેતાઓનું ધ્યાન ગયું અને તેના પરિણામરૂપે ગુરૂકુલો, આશ્રમો, વિદ્યાલયો, છાત્રાલયો સ્થપાવા લાગ્યાં. જો હું ન ભૂલતો હોઉં તો આવાં ગુરુકુલો વિગેરે સ્થાપવાની શરુઆત **આર્યસમાજે** કરી અને તે પછી જૈનો અને બીજાઓએ અનુકરણ કર્યું.

આજે આખા દેશમાં અનેક ગુરુકુળો, છાત્રાલયો, વિદ્યાલયો વિગેરે ચાલી રહ્યાં છે. આ બધાઓનો ઉદ્દેશ મારા ધારવા પ્રમાણે એ હોવો જોઇએ કે ' આપણાં બાળકોના શિક્ષણનો પ્રશ્ન આપણા હાથમાં રાખવો, વિદ્યાર્થીઓ ચોવીસે કલાક એક સાથે રહે, એક જ ગૃહપતિની દેખરેખ નીચે રહે, એક જ આદર્શ પુરુષના સંસ્કારો તે વિદ્યાર્થીઓના જીવનમાં ઉતરે. ' વગેરે.

એ વાત બિલકુલ સાચી છે કે પ્રાચીન સમયની જે 'આશ્રમ પદ્ધતિ' અને ' વિદ્યાપીઠ પદ્ધતિ'નો ખ્યાલ હું તમને પહેલાં આપી ચૂકયો છું, એ પદ્ધતિઓ અત્યારના સમયમાં અમલમાં મૂકી શકાય એમ નથી, અને તેજ કારણે પ્રાચીનતા અને અર્વાચીનતાના **મિશ્રણરૂપે** આ ગુરુકુલાદિનો પ્રયત્ન અમલમાં આવ્યો છે, છતાં મારા હજારો માઇલના પાદવિહારમાં અને છેલ્લાં પચીસ વર્ષમાં જે અનેક સંસ્થાઓનું નિરીક્ષણ કરવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું છે, તે ઉપરથી મારા જે ખ્યાલો બંધાયા છે, એ ખ્યાલોને વ્યક્ત કરવાની જો મને છુટ મળતી હોય તો મારે કહેવું જોઇએ કે આવી **સ્વતંત્ર** સંસ્થાઓથી જેટલે અંશે સફળતા મળવી જોઇએ, તેટલે અંશે સફળતા નથી મળી. અર્થાત્ જે મુખ્ય વસ્તુ મેળવવી જોઈતી હતી, તે મુખ્ય વસ્તુ આપણે નથી મેળવી શકયા. એનાં અનેક કારણોમાં મુખ્ય કારણો આ પણ છે—

( ૧ ) બાલ્યાવસ્થામાંથી જ માતાપિતાઓ તરફથી જે સુસંસ્કારો મળેલા હોવા જોઇએ તે સુસંસ્કારો મળેલા નથી હોતા, બલ્કે તેથી ઊલટું, ઘણે ભાગે જે દુર્ગુણો આખી જિંદગી સુધી હાનિકર્તા થાય છે એવા દુર્ગુણોનો વારસો માતા-પિતા તરફથી મળેલો હોય છે.

( ૨ ) બાળકોનાં જીવનનું ઘડતર કરી શકે, એવા આદર્શ શિક્ષકોનો-આદર્શ સંચાલકોનો ઘણે ભાગે અભાવ હોય છે.

( ૩ ) અત્યારના સ્વચ્છંદી વાતાવરણની અસર તે બાળકો ઉપર થયા કરે છે.

( ૪ ) સ્વતંત્ર સંસ્થાઓ કરવા છતાં પણ શિક્ષણનું ધોરણ અને પાઠ્ય-પુસ્તકો તો સરકારી સ્કૂલોમાં જે હોય છે તે જ રાખવામાં આવે છે, એટલે સરકારી પરીક્ષાઓનો અને ડીગ્રીઓનો મોહ હજૂ છૂટયો નથી.

( ૫ ) જે શ્રીમંતોની ઉદારતાથી આવી સંસ્થાઓ ઊભી થાય છે, તે શ્રીમંતો શિક્ષણના ક્ષેત્રમાં બિલકુલ અનભિજ્ઞ હોવા છતાં શિક્ષણની બાબતમાં પણ પોતાની સત્તા રાખે છે. એટલે સંસ્થાના શિક્ષકો સ્વતંત્ર રીતે કંઇ કરી શકતા નથી. બલ્કે ઘણે સ્થળે તે સંચાલકો અને શ્રીમંતોની વચમાં એવી અથડામણો ઊભી થાય છે કે જેના લીધે સંસ્થાને ભયંકર હાનિ પહોંચે છે.

( ૬ ) આવી સ્વતંત્ર સંસ્થાઓની અંદર પણ વણિકવૃત્તિનું તત્ત્વ મોટે ભાગે અમલમાં આવે છે અર્થાત્ જેટલું કરકસર ઉપર ધ્યાન અપાય છે, એટલું યોગ્ય સંચાલકોને મેળવવા તરફ નથી અપાતું. તેમજ બાળકોનું હિત શામાં છે ? એ ઉપર ધ્યાન નથી અપાતું.

આ અને આવાં અનેક કારણોથી, સ્વતંત્ર સંસ્થાઓ પણ જોઇતું ફળ મેળવી શક્તી નથી.

છાત્રાલયોનો મુખ્ય ઉદ્દેશ ચરિત્રગઠનનો હોય છે, તેમાં પણ એક યા બીજાં કારણોના લીધે જોઇતી સફળતા નથી મળી શકતી.

આમ હોવા છતાં પણ મારે એ કબૂલ કરવું પડશે કે—અત્યારની પરિસ્થિતિનો બધો ખ્યાલ કરતાં, કેટલાંક વર્ષોથી જે કંઇ નવો પ્રયત્ન થઇ રહ્યો છે, અને ધીરે ધીરે શિક્ષણનું ક્ષેત્ર સ્વતંત્રતાના પંથે વળી રહ્યું છે, એ આવકારદાયક તો છે જ. સેંકડો વર્ષોથી પરાધીનતાની બેડીમાં જકડાઇ રહેલી પ્રજા, એક પછી એક ધીરે ધીરે સ્વતંત્રતામાં પગલા માંડતી થાય, તો તે શુભ ચિહ્ન છે, એમાં તો બે મત હોઇ શકે જ નહિ. બેશક, નવા અખતરાઓમાં આપણે ધારીએ તેટલા સફળ ન થઇ શકીએ તો પણ વખત જતાં એમાં સુધારા વધારા થતા રહે, અને પરિણામે ખામીઓ દૂર થતાં થતાં એમાં જોઇતી સફળતા મળે જ.

કામ કામને શીખવે છે, કામ કામને આગળ ધપાવે છે. આજે મહાત્મા **ગાંધીજી**ના શુભ પ્રયાસથી શિક્ષણ માટેની જે **'વર્ધા યોજના'** બહાર આવી છે, એ મારા આ કથનને પુષ્ટ કરે છે. આજે આખા દેશના શિક્ષણ પ્રેમીઓનું ધ્યાન 'વર્ધા યોજના' તરફ ગયું છે. જો કે આ યોજના કયાં સુધી સફળ થશે એ કહી શકાય નહિ, છતાં ઇરાદો શુભ છે, ને પ્રયત્ન આદર્યો છે, એટલે આપણે જરુર આશા સેવીએ કે એનું પરિણામ સુધારા વધારા પછી પણ શુભ જ આવશે અને ભારતવર્ષ કેળવણીના ક્ષેત્રમાં પાછું પોતાનું અગ્રસ્થાન પ્રાપ્ત કરશે.

ભાઇઓ અને બહેનો, મારે મારા વ્હાલા વિદ્યાર્થી બંધુઓને અને અહિં પધારેલા શિક્ષક બંધુઓને જે કાંઇ આશીર્વચનો ને હિતવચનો કહેવાનાં છે, તે મારા **અન્તિમ પ્રવચન** ઉપર રાખી, હાલ તુરત તો, તમે મને ઘણી જ શાન્તિપૂર્વક સાંભળ્યો છે, તે માટે, અને તમે આપેલા આ માન માટે સૌનો ફરીથી આભાર માની હું મારું વક્તવ્ય સમાપ્ત કરું છું.

: ૧૩ :

## ચતુર્માસ



'**અ**ખિલ કચ્છ વિદ્યાર્થી સમ્મેલન'નું કાર્ય પૂરું થયા પછી, ચતુર્માસ શરૂ થાય, તે દરમિયાન એક બીજો પણ લાભ ઉઠાવી લીધો. અને તે '**સદન વાડી**' અને '**વાંઢાય**'ની બે કેળવણીની સંસ્થાઓને જોવાનો. '**સદન વાડી**'ની સંસ્થાના આત્મા પ્રભુલાલભાઇ ધોળકીયાની વિનતિ ઘણા વખતથી હતી. 'સરસ્વતી સદન' માં રાષ્ટ્રભાષા હિન્દીનો પણ વિષય રાખવામાં આવ્યો છે. અને આ સંસ્થાને તેનું કેન્દ્ર પણ બનાવવામાં આવ્યું છે. પરીક્ષામાં પાસ થનારાઓને 'પ્રમાણ પત્રો' આપવાનો મેળાવડો મારા પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો. વ્યાખ્યાનો થયાં, વિચારોની લેન દેનો થઇ, પાસે જ વાંઢાયનું 'ગુરૂકુલ' પણ જોવાનું મળ્યું. બાવાજી ઉદ્ધવદાસ, એ આશ્રમના પિતા. મોટાં મોટાં વિશાળ મકાનો. અને મોટો આડંબર આ સંસ્થામાં જોયો. મને લાગ્યું કે આ બાવાજી અહિંથી ખસી જાય, તો આ મકાનો અને ગુરૂકુલનું શું થાય? મારા

સ્વભાવ પ્રમાણે મારા વ્યાખ્યાનમાં પણ એ વસ્તુનો ઇશારો જરા થઇજ ગયો. ખરેખર થોડા દિવસ પછી તો મેં સાંભળ્યું. કે **' हम जैसे साधुओंको ऐसी उपाधिसे क्या मतलब ? गुरुकुल चले या न चले !'** બાવાજીને વૈરાગ્ય થયો; અને ગુરૂકુલ છોડી ચાલતા થયા. હમણાં પાછું સાંભળ્યું છે કે બાવાજી પાછા આવ્યા છે. અને એક ' કુટીર 'માં રહી માત્ર ઉપલક દૃષ્ટિએ ગુરૂકુલ સંભાળે છે.

ચતુર્માસને માટે જેઠ વદિ ૧૦ રવિવારના દિવસે અમે **ભૂજમાં** પ્રવેશ કર્યો.

ભૂજમાં જૈનોના ત્રણ ગચ્છો છેઃ **તપાગચ્છ, ખરતર** ગચ્છ, અને **અંચલ** ગચ્છ, કોઇ પણ સાધુને ચતુર્માસ રાખવામાં ત્રણે ગચ્છ મળીને વિનતિ કરે છે. સંઘનું આ બંધારણ પ્રશંસનીય છે. થોડી વસ્તીમાં, અજ્ઞાન દેશમા જુદા જુદા ગચ્છના સાધુઓ પોત પોતાના ઉપાશ્રયમાં રહે, અને પોત પોતાની દુકાનો જમાવવા ખેંચાતાણી કરી ક્લેશ સળગાવી શ્રાવકોને હેરાન કરે, એના કરતાં ત્રણેના સંપથી યોગ્ય સાધુને ચતુર્માસ કરાવાય, અને તેની દ્વારા વ્યાખ્યાન વાણીનો લાભ લેવાય, તે ઘણું સારૂં છે. આમ ત્રણે ગચ્છની વિનતિથી સાધુને રાખવાનો નિયમ હોવા છતાં, ચતુર્માસમાં જે કાંઇ ખર્ચ ખુટણ કે મેમાનો આદિની વ્યવસ્થા કરવાની હોય, તે તો જે ગચ્છના સાધુ ચતુર્માસ રહ્યા હોય, તેજ ગચ્છવાળા કરે, એવો નિયમ છે. આ નિયમ પ્રમાણે જ અમારે પણ અહિં ચતુર્માસ કરવાનું હતું. જો કે અમારા ચતુર્માસનો નિર્ણય થઇ ગયા પછી, અંચલ ગચ્છના સાધુઓ આવ્યા. હતા. અને તેઓ ચતુર્માસ પણ રહ્યા હતા, પરન્તુ વ્યાખ્યાનાદિની પ્રવૃત્તિ તો ભૂજના સંઘના નિયમ પ્રમાણે જ ચાલી હતી.

માગં વ્યાખ્યાનોની પ્રવૃત્તિ સાર્વજનિક હોય છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. વધારેમાં વધારે મનુષ્યો જ્યાં લાભ લઇ શકતા હોય,

જૈન અને જૈનેતરો વિના સંકોચે એક સાથે બેસી શકતા હોય, એવાં સ્થાનમાં વ્યાખ્યાનો કરવાનું હું પસંદ કરૂં છું. એ વાત જગજાહેર છે. આવી બાબતોમાં રૂઢીનાં બંધનોથી હું બિલકુલ બે દરકાર રહુ છું. જુના વિચારના ગૃહસ્થો લાભ કરતાં પોતાની રૂઢીને વધારે માન આપે છે. અને તેમાંયે 'વણિકૃવૃત્તિ'નો ઉપયોગ વધારે કરે છે. 'મહારાજે એવે સ્થળે વ્યાખ્યાન કરવું જોઇએ, કે જ્યાં થોડા ખર્ચે અમે જશ લઇ શકીએ. અને એમ કહેવડાવીએ કે અમે આવું બધું કર્યું હતું.'

દરેક ધર્મનાં ધર્મસ્થાનો ઘણે ભાગે આવી સંકુચિત ભાવનાઓથી જકડાએલાં છે. સાધુ ઉપાશ્રયમાં વ્યાખ્યાન કરે, એટલે બનતાં સુધી બીજા ધર્મવાળાઓ ઓછા આવે. બલ્કે જૈન ધર્મ પાળનારા બીજા ફીરકાના લોકો પણ ઓછા આવે, અથવા ન પણ આવે. પરિણામે ગણ્યા ગાંઠયા ભાઇઓ અને બહેનોની સમક્ષ સાધુને વ્યાખ્યાન કરવું પડે. અને તેમાંયે કોઇ સારો વિદ્વાન ને વ્યાખ્યાતા સાધુ હોય તો તો કંઈક સંખ્યા થાય પણ ખરી. પણ જો કોઈ સાધારણ સાધુ હોય તો તો બે ચાર બુઢ્ઢાઓ અને ૫--૨૫ બાઇઓ સિવાય કોઇ ઉપાશ્રયમા ફરકે પણ નહિ. એટલે જૈનોને પોતાની રૂઢી પ્રમાણે પ્રભાવનામાં થોડાં જ પતાસાં અથવા થોડીક જ સાકર જોઇએ. વાણીઆઓનું આ 'ગણિતશાસ્ત્ર,' જાહેર સ્થાનમાં વ્યાખ્યાનો કરવાથી હજારો લોકો લાભ લેશે, એ ભાવના, એ સંકુચિત હૃદયોમાં ન જ આવે. અને તેમાંયે મારા જેવો દુનિયામા ફરનારો સાધુ કોઇ વખત વ્યાખ્યાનમાં એમ બોલી નાખે, કે 'માતા પિતા, ઘરબાર, દેશ વેષ, જાતિ પાંતિ, પૈસા ટકા, બધુ છોડીને સાધુ થનારા સાધુઓ કોઇ એક સંપ્રદાય કે એક ધર્મના બંધાયલા ન હોય, પણ તે તો જગતના સાધુ છે. વસુધા, એજ એમનું કુટુંબ છે; જગતનું કલ્યાણ કરવું, એજ એમની ભાવના રહે.' ત્યારે તો એ સંકુચિત હૃદયો ખળભળી ઉઠે, એમાં આશ્ચર્ય જેવું શું છે?

એક દિવસ સાંજનો સમય હતો. બે લાકડીના ટેકાથી ધીરે ધીરે ચાલતાં એક અપંગ વૃદ્ધ ડોશીમા મારી પાસે આવ્યાં. વંદન વ્યવહાર કરી બોલ્યાં, 'સાહેબજી, આપ ચોમાસામાં વ્યાખ્યાન ક્યાં કરશો ?' મેં જવાબ આપ્યોઃ 'વંડામાં, કેમ વળી ?' માજીને જાણે ધરતીકંપ થઈ ગયો હોય, એમજ લાગ્યું. 'અરેરે મહારાજ, વંડામાં તે વ્યાખ્યાન થાય? આ લાખ કોરીનો 'અપાસરો' શું કામ બન્યો છે ?' મેં કહ્યુંઃ 'જેને માટે બન્યો હશે, તે ભોગવશે, હું તો માજી વંડામાં જ વ્યાખ્યાન કરીશ, પહેલાં સવા મહીનો રહી ગયો, ત્યારે પણ વંડામાંજ વ્યાખ્યાનો કર્યાં હતાં ને ?' 'ના એમ ન થાય.' માજી જરા કડક થઇને બોલ્યાં. 'માજી થાય કે ન થાય, એ તો મ્હારે મારા ગુરૂને પૂછવાનું રહ્યું, તમારે આ બાબતમાં કંઇ કહેવાની જરૂર નથી.' રોકડું સંભળાવ્યું. એટલે લાકડી ટેકતાં ટેકતાં અને મોઢેથી કઇ બડબડ કરતાં માજી વિદાય થયાં. ધીરે ધીરે સાંભળવા મળ્યું કે—આ માજી અને એમની શાગીર્દ બે ત્રણ બહેનો, જ્યારે જ્યારે ભૂજમાં કોઇ તપાગચ્છના સાધુ ચોમાસુ કરે છે, ત્યારે ત્યારે તે પોતાનો રૂવાબ એવો જમાવી દે છે કે, સાધુ એમના વિચારથી જરાયે આઘો પાછો ન થાય. એટલું જ નહિ, પરન્તુ તપાગચ્છના ખાસ ખાસ આગેવાન શ્રાવકો પણ એમની મરજી જાળવીને જ બધું કરે છે. આ વખતે પણ તપાગચ્છના થોડાક શ્રાવકો આ 'મહિલા મંડળ' (!) ના ગાડે ચઢી બેઠા, અને એમની પણ એજ ઇચ્છા થઇ કે, 'મહારાજ, વ્યાખ્યાન વંડામાં ન કરે તો સારૂં ! હોય, '**भिन्नरुचिर्हि लोकः**' જેને જે ગમે તે ખરૂં.

વ્યાખ્યાનો વંડામાં શરૂ થયાં, હજારો લોકો લાભ લેવા લાગ્યા. તમામ ધર્મના અનુયાયીઓ એક સરખા પ્રેમથી લાભ લેવા લાગ્યા. મારી પધ્ધતિ પ્રમાણે ભિન્ન ભિન્ન વિષયો ઉપર વ્યાખ્યાનમાળા ચલાવવામાં આવી. કોઇ કોઇ વખતે 'ઇશ્વર વાદ' જેવા વિષયો પણ શ્રાતાઓની ઇચ્છાથી દિવસોના દિવસો સુધી ચલાવ્યા.

ખુશી થવા જેવું તો એ હતું કે, તપાગચ્છના જે ભાઇઓ બહેનોને આ વંડામાં વ્યાખ્યાન સાંભળવા આવતાં અભડાઇ જવાનો ડર લાગતો હતો, તેઓ પણ ધીરે ધીરે આવ્યા, એટલું જ નહિ પરન્તુ ‘ પજુસણુ ’નાં વ્યાખ્યાનો પણ, જાણે કે, ‘ પજુસણુ ’ના તહેવાર ભૂજની સમસ્ત પ્રજાનો તહેવાર ન હોય, એવી જ રીતે, વંડામાંજ થયાં. બેશક તપાગચ્છવાળાઓ તરફથી, રાબેતા મુજબ પ્રભાવનાઓ વિગેરેની જે કંઇ વ્યવસ્થા ભૂજ સંઘના નિયમ પ્રમાણે થવી જોઇતી હતી, તે ન થઇ, પણ, એ વસ્તુની દરકાર તો હવે આજના જમાનામાં ત્યાંજ રહી હશે કે જ્યાં, લોકોને વ્યાખ્યાનમાં આવવા માટે લાલચો આપવાની જરૂર રહેતી હશે. છતાં ખૂબી તો એ થઇ કે, કેટલાક ખરતર ગચ્છ અને અંચલ ગચ્છના યુવકોએ એવો પ્રબંધ કર્યો કે, જે પ્રભાવના આખા પજુસણુમાં માત્ર બે કે ત્રણ વખત થતી હતી, તેના બદલે બાર પ્રભાવનાઓ થઈ, અને તે પણ જૈન-જૈનેતર હજારોની સંખ્યામાં.

આ ચતુર્માસમાં સ્થાનકવાસી સંપ્રદાયના પણ ત્રણ સાધુઓ હતા. તેમાંના મુખ્ય શ્રી ગણુલાલજી સારા વ્યાખ્યાતા હતા, એટલે તેઓ અમારૂં વ્યાખ્યાન શરૂ થયા પહેલાંજ પોતાના ઉપાશ્રયમાં રોજ વ્યાખ્યાન કરી લેતા, અને ત્યાં જનારા શ્રોતાઓ અને પોતે પણ ઠીક સમયે વ્યાખ્યાનમાં પધારતા.

અમારી કોઇ પણ શુભ પ્રવૃત્તિઓમાં મહારાઓશ્રી, મહારાજ કુમારશ્રી, દીવાન સાહેબ અને બીજા તમામ અધિકારીઓ બની શકતો દરેક સહકાર આપી પ્રેમ બતાવતા અને ઓશીસરોમાંના ઘણાઓ વ્યાખ્યાનો અને બપોરના ટાઇમે ચર્ચાનો પણ લાભ લેતા.

ભૂજના ચતુર્માસમાં, મહારાજ કુમાર સાહેબશ્રી (અત્યારના કચ્છનરેશ) વિજયરાજજી સાહેબની વિનતિનું નિમિત્ત મુખ્ય હતું, એતો કહેવાઇ ગયું છે.

અનેક રાજકાર્યની ઉપાધિમાં હોવા છતાં, તેઓ **સાહેબ** પણ વખતો વખત મુલાકાતે બોલાવી લાભ લેતા. તેવી જ રીતે **ખુદ મહારાઓ સાહેબે** પણ ચતુર્માસ ઉતરવાની લગભગમાં એટલે આશો વદિ ૮ ( ૨૪ ઓક્ટોબરે ) મુલાકાતે બોલાવી લગભગ પોણો કલાક જ્ઞાનચર્ચા કરી. આ બધું એમની સદ્‌ભાવના અને પ્રેમનું જ પરિણામ છે.

ચતુર્માસની સ્થિતિ દરમિયાન જે કેટલીક શુભ પ્રવૃત્તિઓ થઇ છે, તેમાં જૈનોમાં જ્ઞાન, ધ્યાન, તપશ્ચર્યા અને પર્યુષણના તહેવારોમાં હમેશાંના નિયમ મુજબની ધૂમધામો તો હતીજ, તે ઉપરાંત સ્વર્ગસ્થ જગત્પૂજ્ય ગુરુદેવ શ્રી **વિજયધર્મસૂરિ** મહારાજનો ૧૮ મો **'પૂણ્યતિથિ ઉત્સવ'** ઘણા જ સમારંભ સાથે ઉજવાયો હતો. આ ઉત્સવના પ્રમુખ તરીકે કરાચીના ભૂતપૂર્વ મેયર અને સિંધ ધારાસભાના મેમ્બર ભાઇ **રૂસ્તમ** સીધવા એરોપ્લેનથી આવ્યા હતા. **ગૂજરાત, કાઠિયાવાડ** અને કચ્છના જુદા જુદા તાલુકાઓમાંથી સેંકડો લોકોએ આ ઉત્સવમાં ભાગ લીધો હતો. આટલી સુંદરમાં સુંદર જયંતી ઉજવવામાં જો સર્વાધિકશ્રેય કોઇને ફાળે જતું હોય તો, કચ્છના મહારાજ કુમાર સાહેબશ્રી **વિજયરાજજી** સાહેબને ફાળે જાય છે. તેઓશ્રીની ઉદાર ભાવનાના પરિણામે જ આ બધું બની શક્યું હતું. આ જયન્તીની બધી વ્યવસ્થા માટે નગરશેઠ **સાકરચંદભાઇના** પ્રમુખપણા નીચે એક વગવાળી કમિટી નીમવામાં આવી હતી. આ કમિટીએ છેવટ સુધી જયન્તીને સફળ બનાવવા માટે સારો પ્રયત્ન કર્યો હતો ઉપરાંત કચ્છ સ્ટેટના ખાનગી ખાતાના ઓફીસર શ્રીયુત હીરાચંદભાઇ સંઘવી અને તેમના ચિરંજીવીઓ ભાઇ **ભવાનજી** અને ભાઇ **હેમચંદની** લાગણી, પ્રેમ, અને ભક્તિ, દરેક કાર્યોમાં તરી આવતાં દેખાતાં હતાં. આવીજ રીતે અમારા ઘણા વર્ષોના જૂના પરિચિત માસ્તર **જગજીવનદાસ** બનીયા અને તેમના પુત્ર ભાઇ વાડીલાલ,–એઓની ભક્તિ પણ ખરેખર પ્રશંસનીય દેખાતી હતી.

હું ઘણી વખત મારાં પ્રવચનોમાં કહું છું કે, સાચો કાર્યકર્તા તે છે, કે જે પ્રત્યેક કાર્યમાં સમય અને સ્થાનનો વિચાર કરે છે. ગુરૂદેવની પુણ્યતિથિ ઉત્સવ પ્રસંગે જે એક કમનસીબ બનાવ બન્યો, તેનો પણ ઉલ્લેખ કરૂં.

કરાચીથી એરોપ્લેનમાં પ્રમુખ થઇને આવેલા ભાઇ **સીધવા**, મહાસભાવાદી મોટા કાર્યકર્તા છે, એ સૌ કોઇ જાણે છે. પરન્તુ તેમનું ભૂજ આવવું એ કેવળ, ગુરૂદેવની જયન્તીના પ્રમુખ તરીકે હતું. વળી તેઓ, રાજ્યના મેમાન હતા. આવી અવસ્થામાં એમની પાસે રાજ્યદ્વારી પ્રવૃત્તિ કરાવવી, એ અનુચિત કહેવાય. તેઓ તો પરદેશી, અહિંની સ્થિતિનો પૂરેપૂરો ખ્યાલ પણ ન હોય, એ સ્વાભાવિક હતું. છતાં અહિંના કાર્યકર્તાઓએ એમને વિનતિ કરી. એમનું રાજ્યદ્વારી વ્યાખ્યાન રખાવીને, એવા એક વિદેશી મેમાનને જે નહિં ઇચ્છવા યોગ્ય સ્થિતિમાં મૂકવા જેવું કર્યું, એ સમય અને સ્થાનનો નહિ વિચાર કરવાનું પરિણામ કહી શકાય. સારૂં થયું કે, કાર્યકર્તાઓ પરિસ્થિતિને સમજી ગયા, અને કાંઇ પણ અનિષ્ટ પરિણામ આવે, તે પહેલાં બધું સંકેલાઇ લેવાયું.

ચતુર્માસની અનેક પ્રવૃત્તિઓમાં સ્થાનકવાસી સાધુ શ્રી કેશરીમલજીના ૬૧ દિવસના ઉપવાસે પણ લોકોમાં સારો ઉત્સાહ પ્રકટાવ્યો હતો. છેવટે થોડા દિવસ પછી તેમણે પાણી વિનાના ઉપવાસો શરૂ કરી આઠ કે નવમાં ઉપવાસે પોતાનો દેહ છોડયો હતો. તેમના નિમિત્તે થયેલી શોકસભાઓમાં મારા જેવા બીજા સંપ્રદાયના સાધુને પ્રમુખસ્થાન આપી બન્ને સંપ્રદાયના પ્રેમનું, સંપનું એક વધુ ઉદાહરણ રજૂ કર્યું હતું.

સ્વર્ગસ્થ તપસ્વીના સ્મારકમાં કોઈ સારામાં સારી કેળવણીની સંસ્થા ભૂજ જેવા પાટનગરમાં ઉભી કરવા માટે મેં અને શ્રી ગણુલાલજીએ જૈન સમાજને ઉપદેશ આપ્યો હતો. ખૂશી થવા જેવું છે કે, તે

વખતે નહિં તો, હમણા પાછળથી પણ સાંભળવા પ્રમાણે જૈનોનું એક સંયુક્ત છાત્રાલય ( બોર્ડિંગ ) સ્થાપન થયું છે. આ હિલચાલમાં ભૂજના શાન્ત અને ગંભીર કાર્યકર્તા વકીલ અમૃતલાલ વિસનજી બી. એ. એલએલ. બીનો પ્રયત્ન પ્રશંસનીય હતો. અને છે.

કરાચીમાં જેમ દિવાળીના દિવસોમાં ફટાકડાના વિરોધની પ્રવૃત્તિ હાથ ધરાવામાં આવી હતી, તેવી જ રીતે અહિં પણ કેટલાક ઉત્સાહી યુવકોના સાથથી આ પ્રવૃત્તિ ઉપાડવામાં આવી હતી. ભૂજની સરકારી શાળાઓ તેમજ બધી ખાનગી શાળાઓ અને કન્યાશાળાઓમાં જઈ, વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને ફટાકડા નહિં ફોડવાનો ઉપદેશ આપવામાં આવતો. સવારમાં લગભગ બે હજાર વિદ્યાર્થીઓ ભેગા થતા. પ્રભાત ફેરીઓ નીકળતી. પ્રબંધકર્તાઓ, તેઓને મીઠાઇ અને ઇનામો વ્હેંચતા; આ પ્રવૃત્તિના પરિણામે ભૂજમાં ફટાકડાનું નામ જ માત્ર રહ્યું હતું. આ પ્રસંગે મને અહિંની કેટલી સારી સારી શાળાઓ પણ જોવાનો પ્રસંગ મળ્યો. કે, જે શાળાઓને જોઇને મને ઘણો આનંદ થયો. તે શાળાઓમાં શ્રી ઈન્દ્રાબાઇ કન્યાશાળા, રાજગોર કન્યાશાળા, અને લોહાણા કન્યાશાળા એ ખાસ મુખ્ય છે. આ પ્રવૃત્તિમાં ભાઇ છગનલાલ ઉત્તમચંદનો ઉત્સાહ ખૂબ પ્રશંસનીય હતો.

ચોમાસાની સ્થિરતા દરમિયાન જે કંઇ કમનસીબ બનાવ બન્યો, તે જૈનોના બન્ને સંપ્રદાયોમાંથી ૩ સાધુઓના થયેલ સ્વર્ગવાસનો છે. સ્થાનકવાસી સંપ્રદાયના તપસ્વી સાધુ કેશરીમલજીના સ્વર્ગવાસની વાત ઉપર કહી ચૂકયો છું. તે સિવાય અંચલગચ્છના જે પાંચ સાધુઓનું ચતુર્માસ થયું હતું, તેમાંથી બે સાધુઓનાં માત્ર એક જ અઠવાડીયામાં થયેલાં આકસ્મિક મૃત્યુએ ખરેખર સમસ્ત જૈન સમાજને જ નહિં, પરન્તુ સમસ્ત ભૂજની પ્રજાને ગમગીનીમાં નાખી દીધી હતી. પરન્તુ ભાવીભાવની આગળ કોનું શું ચાલી શકે છે ?

ભૂજ એક પાટનગર છે. અહિં પ્રજાકીય સેવા કરનારા સેવાભાવી કાર્યકર્તાઓ પણ સારી સંખ્યામાં છે. પોતાના શાન્ત સ્વભાવ અને વયોવૃદ્ધ હોવા છતાં એક યુવાનને છાજે તેવા જોરથી કાર્ય કરનાર નગરશેઠ સાકરચંદ પાનાચંદ, પોતાની મીઠી વાણી, પ્રામાણિકતા, બાહોશી અને ધારાશાસ્ત્રી તરીકે પંકાયેલા શ્રીયુત તુલસીદાસ મૂલજીભાઈ શેઠ બી. એ. એલએલ. બી., કેળવણીના પ્રેમી, અને શાન્તવૃત્તિથી કાર્ય કરવામાં માનનારા ભાઈ ગુલાબશંકર ધોળકીયા, બી. એ. એલએલ. બી, પ્રજા અને તમામ રાજ્યાધિકારીઓમાં પણ પોતાની નિઃસ્વાર્થ સેવામાં પંકાયેલા, અને રાજ્યાધિકારીઓ તેમજ પ્રજાની વચમાં સાંકળ સમાન કાર્ય કરનાર માસ્તર રાયસિંહ કાનજી રાઠોડ. વિગેરે સ્થાનિક કાર્યકર્તાઓના કારણે કંઇને કંઇ જાહેર પ્રવૃત્તિ ભૂજમાં થયા કરે છે. દુષ્કાળની રાહત પ્રવૃત્તિમાં, પ્રજાકીય પ્રવૃત્તિમાં કે બહારના કોઇ પણ શક્તિશાળી પુરૂષોની શક્તિનો લાભ ભૂજની પ્રજાને અપાવવામાં આ અને બીજા ભાઇઓ સારો ભાગ લે છે. બેશક, ઘણી વખત આવા સાચા કાર્યકરનારાઓમાં, કેટલીક એવી વ્યક્તિઓ પેસી જાય છે કે, જેમના નૈતિક જીવન માટે લોકોમાં અશ્રદ્ધા હોવા ઉપરાંત, સમય કે સ્થાન જોયા વિના, માત્ર વાણીનો પ્રવાહ છોડવામાં જ પોતાની હોશીયારીની સાર્થકતા સમજે છે. તેમજ સેવા માટે નહિ, પરન્તુ કેવળ સસ્તી કીર્તિ અને યેન કેન પ્રકારેણ પોતાનો ચોક્કસ સ્વાર્થ સાધવાના હેતુથી જ આવા પ્રતિષ્ઠિત નેતાઓની વચમાં 'માન ન માન, મૈં તેરા મેમાન' થઇને પેસી જાય છે. પરિણામ એ આવે છે કે, આવા પ્રતિષ્ઠિત યોગ્ય વ્યક્તિઓનાં સાચાં કાર્યોને પણ હાનિ પહોંચે છે.

આવા જ એક બીજા અનુભવની વાત કહી લઉં.

કચ્છ એક હિંદુ રાજ્ય છે. કચ્છના મહારાઓશ્રી અને સમસ્ત રાજકુટુંબ ધર્મપ્રેમી છે, પરન્તુ કચ્છના મહારાઓ સાહેબ (સ્વર્ગસ્થ) જૂની ચાલી



શ્રીયુત ગુલાબરાય કલ્યાણજી વેગ





ભુજના નગરશેઠ સાકરચંદ પાનાચંદ

આવતી રૂઢીઓમાં વધારે માનનારા હોઇ કેટલાક એવા રીવાજોને પણ વળગી રહ્યા હતા કે જે વર્તમાન સમયને માટે અને વિચારશીલ ધાર્મિક ભાવનાના માણસોને માટે અનુચિત લેખી શકાય તે રીવાજ છે: નવરાત્રી અને દશેરાના દિવસોમાં માતાઓની આગળ થતા પશુના વધ સંબંધી. કચ્છનાં અમુક સ્થાનોમાં નવરાત્રિ અને દશેરાના દિવસે પશુ-વધ થાય છે. આ પશુવધ બંધ કરાવવા માટે મુંબઇની 'જીવ દયા મંડળી 'એ અને જુદા જુદા શહેરોના લોકોએ ઘણા તારો હીઝ હાઇનેસ ઉપર કર્યા હતા. અને વર્તમાનપત્રોના પાના ઉપર પણ આ ચર્ચાએ ઉગ્ર રૂપ લીધું હતું. કે જે પ્રયત્નો પ્રશસ્ત પ્રયત્નો કહી શકાય. બેશક આ પ્રસંગે હું કબુલ કરૂં છું કે, મારા જેવા માટે લોકો એ જરૂર આશા રાખે કે, હું તે સંબંધી મહારાઓ સાહેબને ઉપદેશ આપી બંધ કરાવું અને તે જ ઇરાદાથી ઘણી સંસ્થાઓ અને વ્યક્તિઓ તરફથી તારો અને પત્રો મને પણ મળ્યા હતા.

પરન્તુ સમજુ મહાનુભાવો સમજી શકે છે કે, મારૂં કામ ઉપદેશ આપવાનું હોય છે, સમજાવવાનું હોય છે, તે સિવાય બીજું શું કરી શકાય? છતાં કેટલાક બિચારા દયાપાત્ર જીવોએ આ નિમિત્ત લઇને મારા ઉપર આક્ષે પોનો વરસાદ વરસાવવામાં બાકી નહોતી રાખી. એ વાતને હું સારી પેઠે જાણું છું. એ આક્ષેપ કરનારાઓ કે જેઓ પોતાને કચ્છના કાર્યકર્ત્તા તરીકે ઓળખાવે છે. પણ એટલુ તો જરૂર સમજતા હશે કે, કચ્છ રાજ્યનો હું માલિક નહિં હતો, અથવા કચ્છનું રાજ્યકુટુંબ મારે આધીન નહિ હતું. છતાં એક અથવા બીજી રીતે પોતાના હૃદયનો દ્વેષ ઠાલવવાનીજ વૃત્તિ જ્યાં હોય, ત્યાં બીજો વિચાર ઓછો આવે છે. માણુસો ભૂલી જાય છે અને તેમાં ખાસ કરીને જેઓ અકારણ વૈરવૃત્તિઓને પોતાના હૃદયોમાં સ્થાન આપી રહ્યાં છે, અને જેમનો ધંધો એક અથવા બીજા બ્હાને કેવલ નિંદાઓ અને આક્ષેપો કરીને જ કાર્યકર્ત્તા તરીકેની પ્રસિદ્ધિ મેળવવાનો હોય છે, તેઓ ભૂલી જાય

છે, કે કોઇ પણ કાર્ય જબરદસ્તીથી થઇ શકતું નથી. શાન્તિપૂર્વક સમજાવાથી જે ફાયદો થઇ શકે છે, તે કોઇના ઉપર હુમલો કરવાથી થતું નથી.

ભૂજની સ્થિરતા દરમિયાન કચ્છના વાગડ અને બીજા પ્રાન્તોના દુષ્કાળ પીડિતોને બની શક્તી રાહત આપવા એક અપીલ કરાચીના નાગરિકો તરફ મેં મોકલી હતી. મને જણાવતા ખુશી થાય છે કે, ભાઇ જમશેદ મહેતા, ભાઇ એદલ ખરાસ, શેઠ ડુંગરશી ધરમશી સંપટ, શેઠ મોહનલાલ કાલીદાસ, ( શેઠ રવજી ઝવેરચંદવાલા ) વિગેરે મહાનુભાવોએ મારી અપીલને માન આપી સારી રકમો ભરી લગભગ બે હજાર રૂપિયા, શેઠ ડોસાભાઇ લાલચંદ તથા નગરશેઠ ઉપર મોકલ્યા હતા. તેમજ મોમ્બાસા (આફ્રીકા)થી ભાઇ મગનલાલ જાદવજી દોસીએ પણ પોતાના તરફના એક હજાર રૂપિયા મોકલ્યા હતા. એમ લગભગ ત્રણ હજારની રકમ આવી હતી. કે જેની વ્યવસ્થા, નગરશેઠ સાકરચંદભાઇ તેમજ કલકત્તાવાળા શેઠ ડોસાભાઇ લાલચંદની મારફત કરાવવામાં આવી હતી.

ચોમાસું પૂરૂં થાય છે, ભૂજને છોડવાનો પ્રસંગ આવે છે, વધુ રોકાવા માટે જનતાનો આગ્રહ થાય છે, પણ જલદી અબડાસાની યાત્રા કરવાની ભાવનાથી કાર્તિક વદિ ૬ ના દિવસે વિહાર કરવાનો વિચાર પાકો રાખ્યો.

એક સાધુ તરીકે મારે જેટલી જવાબદારી સંભાળવાની છે, મારે જે કંઇ કર્તવ્ય બજાવવાનું છે. તેમાંનું શતાંશે પણ નથી બજાવી શકાતું ! પણ સજ્જનો–ગુણગ્રાહીઓ એક નાની વાતને પણ બહુ મોટું રૂપ આપે છે. ભૂજની જૈન અને જૈનેતર પ્રજાએ, તમામ ઓફીસરોએ અને રાજ-કુટુંબે મારા પ્રત્યે જે કાંઈ સદ્ભાવના અને પ્રેમ અત્યાર સુધી બતાવ્યાં,

તેના બદલામાં મારે મારી કૃતજ્ઞતા બતાવવા સાથ અંતિમ ઉપદેશ આપવાનો એક મેળાવડો તા. ૧૯ નવેમ્બર ૧૯૪૦ ના દિવસે કચ્છ સ્ટેટના ચીફ મેડીકલ ઓફીસર ડૉ. જાદવજીભાઈના પ્રમુખપણા નીચે અહિંના આગેવાનોની એક કમીટીએ યોજ્યો હતો, જેમાં ભૂજની મોટી જનતાએ અને લગભગ તમામ ઓફીસરોએ ભાગ લીધો હતો. ભૂજની જનતાને, કચ્છના રાજ્ય કુટુમ્બને અને જે જે મહાનુભાવોએ વિશેષ રૂપે મારી પ્રત્યેક પ્રવૃત્તિમાં સાથ આપ્યો હતો, તે બધાઓને મેં અન્તઃકરણથી આશીર્વાદ આપ્યો. પરન્તુ તેજ પ્રસંગે ભૂજની જનતા અને રા. રા. દીવાન સાહેબથી લઈ તમામ ઓફીસરોએ એક ' આભાર પત્ર ' આપીને પોતાની સજ્જનતાનો, મારા પ્રત્યેના મમત્વનો, અને પોતાની સહૃદયતાનો જે વધુ પરિચય કરાવ્યો, તેને તો હું કદી પણ ભૂલી શકીશ નહિં. સમસ્ત જનતાએ જે આભાર પત્ર આપ્યુ તે આ છે:—

## આભાર–પત્ર

**શાંતિ પ્રવર્તક, ધર્મધુરંધર મુનિરાજ**
**શ્રી વિદ્યાવિજયજી મહારાજ**

**ભૂજ–કચ્છ.**

**પૂજ્ય મુનિરાજશ્રી,**

કચ્છના પાટનગર ભુજના નાગરિકોની આ સભાને, આપે અમારા ઉપર ઉપકાર કરેલા ઉપકારની કૃતજ્ઞતા પ્રગટ કરવા આજે એકત્રિત થતાં ઘણો હર્ષ થાય છે.

**મહારાજશ્રી,**

જે વખતે આખી દુનિયામાં જડવાદનું તાંડવનૃત્ય ચાલી રહ્યું છે, અનેક પ્રકારનાં પ્રલોભનોમાં સંસારી આત્માઓ ફસાઈ રહ્યા છે; અને લોકો

ત્રિવિધ તાપથી સંતપ્ત થઇ રહ્યા છે, તે વખતે આપ અધ્યાત્મવાદની પ્રાચીન સંસ્કૃતિનો સૂર જનતાના કાનોમાં પહોંચાડીને પોતાના કર્તવ્ય તરફ વાળવા માટે જે પ્રયત્ન કરી રહ્યા છો, તેમ એ સંતપ્ત જીવોને જ્ઞાનામૃતનો છંટકાવ કરી જે શાંતિ આપી રહ્યા છો એ માટે ખરેખર આપને ધન્યવાદ ઘટે છે.

સાધુવર્ય,

એક સાચા સાધુમાં જોઇતા ત્યાગ તપશ્ચર્યા ને ક્ષમાના ગુણો આપનામાં જે સ્પષ્ટ રીતે જણાઈ રહ્યા છે, તેનાથી અમારા આત્માને ઘણો સંતોષ થાય છે, અને તેની જે અસર અમારા દિલ ઉપર થઇ છે તે અમે કદિ ભૂલી શકીએ તેમ નથી.

પૂજ્યશ્રી,

બાહ્ય દૃષ્ટિએ આપ જૈન સાધુ હોવા છતાં, આપની ઉદારતા, આપનો કાર્યક્રમ, આપનો લોકપ્રેમ, આપના ઉપદેશની નિષ્પક્ષપાતતા, અને આપની પરધર્મ–સહિષ્ણુતા, એ બધું સ્પષ્ટ બતાવી આપે છે કે–**આપ જૈન સાધુ જ નહિ, પણ જગતના સાધુ છો અને આપે ખરેખર જ ' वसुधैव कुटुंबकम् ' એ વાકયને ચરિતાર્થ કર્યું છે.**

ગુરૂદેવ,

આપના ઉપદેશમાં રહેલી વિશાળ ભાવનાએ જેમ અમને આકર્ષ્યા છે, તેમ આપની વક્તૃત્વકળાએ ખરેખર અમને મુગ્ધ કર્યા છે. કોઇ પણ વિષયને અતિ સ્પષ્ટ રીતે અને વ્યવહારકુશળતાપૂર્વક સમજાવવાની આપની કળા અદ્ભૂત છે. તેમાં બે મત હોઇ શકે નહિ. જયારે આપની વાક્ધારા કોઇ પણ વિષય પર ચાલે છે, તે વખતે કોણ હિંદુ કે મુસલમાન, કોણ પારસી

કે યહૂદી, કોણ જૈન કે બૌદ્ધ જાણે કે પોતાના જ ધર્મગુરૂના **મુખથી,** પોતાનાં શાસ્ત્રોનો ઉપદેશ સૌ સાંભળી રહ્યા હોય, તેમ બધાને લાગે છે.

**મહારાજશ્રી,**

કચ્છનાં સદ્દભાગ્ય છે કે આ દેશમાં આપના જેવા એક સંત, વિદ્વાન્ અને પવિત્ર ચારિત્રધારી મુનિવરનું આગમન થયેલ છે અને તેમાંય અમે ભૂજવાસીઓ તો ખરેખર જ ભાગ્યશાળી છીએ કે આ ચાતુર્માસનો લાભ અમને મળ્યો; પણ તેને માટે તો સર્વ યશ **અમારા રાજ્યના યુવરાજ મહારાજ કુમારશ્રી વિજયરાજજી** સાહેબને ફાળે જાય છે કે જેઓ નામદારે આપને ભૂજમાં રહેવા માટે સૌથી પહેલાં આગ્રહ કર્યો હતો

**મુનિવર,**

આપના પ્રમુખપદે થયેલા અખિલ કચ્છ વિદ્યાર્થી સંમેલનમાં, તેમજ દીપોત્સવી પ્રસંગે ફટાકડા નિષેધ પ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિઓમાં આપે આપના જ્ઞાનનો જ નહિ, પણ સક્રિય જે જે ફાળો આપ્યો છે, તે અમારા માટે એક મોટામાં મોટો લાભકર્તા ફાળો છે અને તે વસ્તુ પણ અમારાથી ભૂલાય તેમ નથી.

**મહારાજ શ્રી,**

આપે કેવળ ભૂજની પ્રજાને જ નહિ, પરંતુ અમારા **નેક નામદાર મહારાઓશ્રી, તેમજ યુવરાજ મહારાજ કુમારશ્રી સાહેબની,** મુલાકાતો લઇને અવારનવાર રાજ્યપાલકોને પણ ઉપદેશ આપવાના પ્રસંગો લીધા છે, તે પરથી એ સ્પષ્ટ થાય છે કે આપની પ્રવૃત્તિ, રાજા અને પ્રજાની વચ્ચમાં પ્રેમની સાંકળના સાધનરૂપ હોય છે.

પૂજ્ય મુનિરાજ,

અમે વિશેષ સદ્‌ભાગી એટલા માટે પણ છીએ કે આ ચાતુર્માસમાં, જેમ આપની વાણીનો, જ્ઞાનનો અને સંયમનો લાભ અમને મળ્યો છે, તેવી જ રીતે **જૈનધર્મ**ના સ્થાનકવાસી સંપ્રદાયના બીજા સાધુવર્ય શ્રી **ગબુલાલજી** આદિ સંતોના પણ ઉપદેશ અને દર્શનનો લાભ મળ્યો છે. અને તેમાં પણ મહાતપસ્વી **શ્રી કેશરીમલજી**ની ઉગ્ર તપશ્ચર્યાએ અમારા દિલ પર જે અસર કરી છે તે કદિ ભૂલાય તેમ નથી.

ગુરુદેવ,

આપે ભૂજની પ્રજા ઉપર કરેલા ઉપકારોનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. આપ તો ત્યાગી છો, જગતના કલ્યાણ માટે ત્યાગ સ્વીકારેલ છે, એટલે આપને કોઇ પણ જાતના બદલાની ઇચ્છા ન હોય એ સ્વભાવિક છે. છતાં અમે આ ટૂંકા શબ્દોમાં જે કંઇ હૃદયની ભાવના પ્રગટ કરીએ છીએ, તેને સ્વીકારી અમને વધુ આભારી કરશો; અને અમારી આપના પ્રયાણ પ્રસંગે તો એજ પ્રાર્થના છે કે—આપ કચ્છમાં વધુ ને વધુ રોકાઇ કચ્છની પ્રજા ઉપર વધારે ને વધારે ઉપકાર કરો.

ભૂજ ( કચ્છ ) તા. ૧૯-૧૧-૪૦.

**અમે છીએ આપના આભારીઃ**

**ત્રિભુવનરાય દુલેરાય રાણા રાવબહાદુર,**
બી એ: એલ એલ. બી. દીવાન, કચ્છ.

**જાદવજી હંસરાજ**, એલ. એમ. એન્ડ એસ. (Bby), ડી. ઓ. એમ. એસ. (લંડન), ચીફ મેડીકલ ઑફિસર–કચ્છ સ્ટેટ

**જદુરામ પુરૂષોત્તમ ભટ્ટ**, બી. એ: એલએલ. બી., નાયબ દીવાન, કચ્છ

**દુઆગો પીર કરમશા જીલ્લાની**, ( ભીડ વાલાપીર શ્રી ભૂજ).

**માલ્કમ રતનજી કોઠાવાલા, ખાનબહાદુર,**
કમીશ્નર ઓફ પોલીસ–કચ્છ સ્ટેટ.

**શાહ સાકરચંદ પાનાચંદ,** નગરશેઠ–ભૂજ.

**હીરાલાલ હરગોવિંદ પંડયા,** બી. એ. એમ. એસસી.
( U. S. A. ), રેવન્યુ કમીશ્નર, કચ્છ.

**ઉપાધ્યાય શ્રી પદ્મમેરજી જેરાજમેરજી,** મોટીપોશાળના અધ્યક્ષ–ભૂજ.

**યશશ્ચંદ્ર મોતીભાઈ મહેતા,** બી. એ. એલએલ. બી. એડીશનલ
જજ, વરિષ્ટ કોર્ટ–ભૂજ.

**છબીલદાસ કાટકોરીઆ,** બી. ઈ., એ. એમ. આઈ. ઈ., સ્ટેટ
એંજિનીયર–કચ્છ.

**માવજી કાનજી મહેતા,** બી. એ., એજ્યુકેશનલ ઇન્સ્પેકટર
–કચ્છ સ્ટેટ.

**મોતીલાલ વીરચંદ મહેતા,** એકાઉન્ટેન્ડન્ટ જનરલ–કચ્છ સ્ટેટ.

**સૌભાગ્યચંદ ખીમચંદ કોઠારી,** બી. ઈ. એ. એમ. આઇ. ઇ.
રેલ્વે મેનેજર અને એંજીનીઅર-ઇન-ચીફ.–કચ્છ સ્ટેટ.

**લાભશંકર મણિશંકર પાઠક,** બી. એ., હેડમાસ્તર, સા. આલ્ફ્રેડ
હાઇસ્કૂલ–ભૂજ.

**રતનજી પાલનજી વાડીઆ,** પોસ્ટ માસ્તર સા. ભૂજ

**હીરાચંદ ટોકરશી સંઘવી,** ખાનગી ખાતાના ઉપરી–કચ્છ સ્ટેટ.

**ફરદુનજી પેશતનજી ભૂજવાલા,** (સ્ટોર સુપરિન્ટેન્ડન્ટ–કચ્છ સ્ટેટ.)

**ઇશ્વરલાલ રતનલાલ અંતાણી,** હાઇકોર્ટ પ્લીડર, વકીલ–ભૂજ.

**ડૉ. મૂલજી ગોવિંદજી શેઠ.**

**કેશવલાલ કે. છાયા,** બી. એ.,એલએલ. બી., નિવૃત્ત પ્રાઇવેટ
સેક્રેટરી ટુ ધિ મહારાઓ ઓફ શીરોહી.

**શાહ વિશનજી માનસંગ.**

**વકીલ કુંવરજી હરિરામ.**

**વકીલ ગોપાલજી ઉમરશી,** બી. એસસી. એલએલ. બી., વકીલ-ભૂજ.

**છોટાલાલ હીરાચંદ સંઘવી,** બી. ઇ., એ. એમ. આઈ. ઇ., એ. એમ. આઇ. સી. ઇ., ( Enq. ) પ્રોજેકટ-ઇજનેર-કચ્છ સ્ટેટ.

**શાહ હેમચંદ સાકરચંદ.**

**શાહ જેઠાલાલ શીવલાલ,** પોસ્ટલ ઇન્સ્પેકટર-કચ્છ

**જગજીવન મૂલજી બનીઆ,** બી. એ. બી. એસસી, રાજકુમારોના ટયુટર ભૂજ

**અમૃતલાલ વિશનજી મહેતા,** બી. એ. એલએલ. બી. વકીલ.

**કોઠારી વેલજી જાદવજી.** **શાહ પુરૂષોત્તમ સોમચંદ**

**ઠા. ભવાનજી નારણજી** **શાહ વિશનજી માનસંગ.**

**રાઠોડ રાયસિંહજી કાનજી.** **મેમણ જકરીઆ આદમ રાંવાલા.**

**શાહ તેજશી મૂલચંદ** **શાહ સાકરચંદ માધવજી.**

**કંચનપ્રસાદ કે. છાયા,** બી. એ. એલ એલ. બી. વકીલ.

**પાનાચંદ કેશવજી શાહ.** **શાહ મોતીલાલ ગોપાલજી**

**મહેતા સાકરચંદ કચરા.** **શાહ જાદવજી પાનાચંદ.**

**શાહ પૂનમચંદ કરમચંદ.** **શાહ છગનલાલ વિશનજી.**

**કરમચંદ દેવશી શાહ,** બી. એ. એલએલ. બી. વકીલ.

મારા જેવા એક સાધારણમાં સાધારણ અલ્પજ્ઞ અને શક્તિહીન સાધુને આટલું બધું માન આપે, એ એમની સજ્જનતા સિવાય બીજું શું કહી શકાય ? કાર્તિક વદિ ૬ ના દિવસે અબડાસાની યાત્રા માટે અમે પ્રસ્થાન કર્યું. પહેલું મુકામ શેઠ ડોસાભાઇની ધર્મશાળામાં રાખ્યું હતું, જેમાં લગભગ બે હજાર માણસોને એક બે ભાવિક ગૃહસ્થોએ જમણ આપી બધાઓની ભક્તિ કરી હતી.





કચ્છ—ભૂજથી વિહાર કર્યો, ને ગામ બહાર ધર્મશાળામાં ભૂજની પ્રજાને
અંતિમ ઉપદેશ મુનિ શ્રી વિદ્યાવિજયજીએ આપ્યો, તે પ્રસંગનું દૃશ્ય.

: ૧૪ :

## માકપટ



ભૂજથી નખત્રાણા સુધીનો પ્રદેશ એક અલગ તરી આવતો હોય એમ દેખાય છે. આ પ્રદેશને 'માકપટ' નામે ઓળખવામાં આવે છે. તેનું કારણ એ છે કે આ પ્રદેશમાં માક-ઝાકળ-ઓસ ખૂબ પડે છે. કેટલાકો કહે છે કે આંહિ માખોનો ઉપદ્રવ બહુ રહે છે, માટે તે 'માકપટ' કહેવાય છે, પણ ખરી રીતે માખો કરતાં માક-ઝાકળ-ઓસનું કારણ વધારે સાચું જણાય છે. સુખપર, માનકુવા, સામત્રા, મંજલ મંગવાણા, ભડલી, વિત્થોણ, અંગીઆ અને નખત્રાણા-આટલાં ગામોમાં બબ્બે ત્રણ ત્રણ દિવસની સ્થિરતા થઇ. દરેક ગામમાં ઉત્સાહ સારો દેખાયો. ગામો નાનકડાં, વસ્તી બહુ ઓછી, તેમાં જૈનોની વસ્તી બહુ ઓછી, ખાશ કરીને માનકુવામાં કંઇક વસ્તી વધારે છે. આ ગામડાંઓમાં યુવકો અને વૃધ્ધોનો સંપ સારો છે.

નાનકડાં ગામડાં હોવા છતાં વ્યાખ્યાનમાં હજાર હજાર કે કદાચ બબ્બે હજાર માણસોની ભીડ થઇ જતી. કારણ એ હતું કે, આસપાસનાં ગામડાંઓમાંથી લોકોનાં ટોળાં ઉતરી આવતાં. મોટે ભાગે આ પ્રાંતમાં

કણબીઓની વસ્તી વધારે છે. કણબીઓ સારા શ્રીમંત છતાં બહુ જ ભક્તિવાળા અને પ્રેમાળ છે. જાણે કે અમારા દેશમાં આવા સાધુ ક્યાંથી ? એમ ધારી બિચારા ખૂબ ઉપદેશ સાંભળવા આવે. સ્ત્રીઓ અને પુરૂષો સૌ.

આંહિના કણબીઓમાં બે પંથ છે : કેટલાક શુદ્ધ હિંદુ છે, અને કેટલાકોમાં મુસલમાન સંસ્કૃતિ છે, કે જેઓ ' પીરાની પંથ 'ના કહેવાય છે. ખરી રીતે આ બધાએ કેવળ હિન્દુ હતા, પણ મુસલમાન જમાનામાં કેટલાક મુસલમાની રીવાજો પેસી ગયા, અને તેઓ ' પીરો 'ની પૂજા કરવા લાગ્યા. વેષ, ખાનપાન, અને બીજું બધું ય હિંદુ રીવાજ પ્રમાણેનું હોવા છતાં ' સુન્નત ' અને દાટવાનો રીવાજ મુસલમાનોમાંથી આવ્યો. ચોક્સ પીરોના ભક્ત બનવાથી એ પીરોના લાગા એમના ઘરમાં પેસી ગયા. પણ પાછો પલટો ખાધો. ઘણા આવા હિંદુઓમાંથી મુસલમાન થયેલા પોતાનો અસલી ધર્મ સંભાળવા લાગ્યા છે, અને અત્યારે તેઓમાંનો મોટો ભાગ શુદ્ધ હિંદુ થયો છે, છતાં તેમની જાતિ એક હોવાને કારણે તેમની પંચાયતો અને પંચાયતી મકાનો વગેરે વહીવટ બધો ભેગો ચાલે છે. ખાનપાન, વ્યવહાર અને છોકરીઓની લેણદેણ વિગેરે પણ ભેગું જ. એના લીધે કેટલાક રૂઢીમાં મસ્ત બનેલા લોકો આ હિંદુ થયેલા પ્રત્યે રોષ રાખે છે, અને તેના લીધે કોઇ કોઇ સ્થળે કલેશ પણ થાય છે. પણ એકંદર રીતે હવે લોકો સમજ્યા છે, અને પોતે ' હિંદુ ' છે, એમ માની મુસલમાની રીતરીવાજોને દૂર કરી રહ્યા છે. આયા જીલ્લામાં અને કરાંચીમાં પણ આવા લોકોની વસ્તી મેં જોઇ છે, અને તેઓ પણ પોતાના મૂળ ધર્મ ઉપર આવી રહ્યા છે.

આ કણબી લોકોની શ્રીમંતાઇનું અનુમાન તો એમના પંચાયતી મકાનો અને તેની કાયમતી બનેલી વ્યવસ્થાઓ જોવાથી થઇ શકે છે. આલીશાન વિશાળ હોલોથી યુક્ત એમનાં મકાનો છે. નાત ભેગી થાય ત્યારે બબ્બે પાંચ પાંચ કે દશ દશ હજાર માણસોને ઉતરવાના, પંચોને ભેગા

થવાનાં, ખાનપાનનાં અને સુવા બેસવાનાં સાધનો વસાવેલાં છે. શ્રીમંત હોવા છતાં બીજી કોમના શ્રીમંતોમાં જે કુડકપટ અને જૂઠ વિગેરે આપણે જોઇશું, તેવું આ લોકોમાં ઓછું દેખાશે. શ્રદ્ધા ભક્તિ વખાણવા લાયક છે.

ભૂજ જેવાં શહેરોની દૃષ્ટિએ આ તરફનાં ગામો ગામડાં ગણાય, પણ શહેરો કરતાં આ ગામડાંઓમાં કેટલાક ગુણો ખાસ વખાણવા લાયક હોય છે. શહેરના લોકોનું શિક્ષણ, શહેરના લોકોની ચાલાકીઓ, શહેરના લોકોની સફાઇ અને શહેરના લોકોના સંસ્કારો કદાચ આ ગામડાંઓમાં નહિ હોય, પણ શ્રદ્ધા અને ભક્તિ એ તો જરૂર વખાણવા લાયક છે જ. ગમે તેટલા દૂરથી અને ગમે તેટલું ખર્ચ કરીને ભૂજમાં સાધુને વંદન કરવા માટે આવનાર મહેમાનને ભાગ્યે જ કોઇ અતિથી સત્કારનો લાભ લેવા લઇ જશે, જ્યારે આ ગામડાંઓમાં ગમે તેટલાં માણસો આવ્યાં હશે, તેમનો અતિથી સત્કાર બહુજ આદર અને ભક્તિભાવપૂર્વક થશે. ઘણી વખત જોવાય છે કે અજ્ઞાન ગણાતી પ્રજામાં–ગામડીયા તરીકે ઓળખાતી પ્રજામાં માનવતાના જે સ્વાભાવિક ગુણો દેખી શકાય છે, તેવા ગુણો શહેરી લોકોમાં–શહેરના જીવનમાંથી ભાગ્યેજ જોવાય છે. શહેરનું માણસ ગામડાંમાં જાય અને એકના એક ઘરે અનેકવાર ભોજન કરી આવે, છતાં એજ ગામડાંનો માણસ જો શહેરમાં આવે, અને પેલા સત્તર વખત જમી આવેલ ગૃહસ્થની અડફેટમાં વારંવાર આવી જાય, તોપણ જાણે કે કોઇ જન્મારાની જાણ પહેચાન હોય જ નહિ, એની સામે પણ નહિ જુએ, જ્યારે ભોજન માટે નિમંત્રણની તો વાત જ શી કરવી ? કોણ જાણે શહેરોના જીવનમાં અને ગામડાંઓના જીવનમાં શાથી આવો ફરક દેખાય છે ? જો કે કોઇ અપવાદ તરીકે શહેરોમાં કોઇ અતિથી સત્કારના ગુણવાળું કુટુંબ હોય છે, અને હોઇ શકે છે, પણ મોટે ભાગે આવું દેખાય છે.

માનકુવામાં શ્રી મેઘજીભાઇ, ચાંપશીભાઇ, ભવાનજી રાઘવજી વિગેરે;

મંજલ (મંગવાણા)માં **આણંદજીભાઇ** અને **દેવચંદભાઇ** વિગેરે; **ભડલીમાં** **કુંવરજીભાઇ** અને **ચાંપશીભાઇ** વિગેરે; વિથોણમાં **પ્રાગજીભાઇ**, **પુરૂષોત્તમભાઇ** વિગેરે; **અંગીઆમાં** શેઠ **વેલજીભાઇ** ડુંગરશી અને **નખત્રાણામાં** **બેચરશેઠ**, **પુરૂષોત્તમ** શેઠ વિગેરે આગેવાનો બહુજ ઉત્સાહી, ધર્મપ્રેમી અને દરેક કાર્યમાં ઉત્સાહથી ભાગ લેનારા છે.

**નખત્રાણા** જો કે તાલુકો નહિ, પણ તાલુકાની અંદરનું એક પ્રધાન થાણું છે. જૈનોનાં ઘર જો કે થોડાં છે, પણ આખા ગામમાં શિક્ષિતોની બહોળી સંખ્યા છે. વકીલ **રામજી** વાલજી વિગેરે ઉત્સાહી ગૃહસ્થોનાં કારણે વ્યાખ્યાનો અને ધર્મચર્ચાઓની પ્રવૃત્તિ આંહિ ખૂબ ચાલી. આસ-પાસનો પ્રદેશ એટલો રમણીય છે, કે ગમે તેવાને આંહિ સ્થિરતા કરવાનું મન થઇ જાય. મારી તબીઅતના કારણે હું કોઇ અનુકૂળ ગામ તો શોધ્યાજ કરતો હતો. આંહિનાં હવાપાણી, જૈન અને જૈનેતરોનો ભક્તિભાવ એ બધું જોઇને મને પણ આ ગામ સ્થિરતા કરવા માટે પસંદ આવ્યું. એટલામાં તો જૈન અને જૈનેતર આખા ગામે ચોમાસાની વિનંતિ કરી, પણ હજુ તો ચોમાસું કાલ જ પુરૂં થયું હતું, અત્યારથી કેમ રહેવાય ? અને કેમ હા પડાય ? વળી **અબડાસાની** તમન્ના જાગ્રી હતી, એટલે ચતુર્માસ માટે ભવિષ્યમાં વિચારવાનો જવાબ આપી ત્યાંથી **અબડાસા** તરફ વિહાર કર્યો. **કોટડા** અને **વિમોટી** થઇ માગસર વદિ પાંચમ ગુરૂવારે **અબડાસાની** ભૂમિ **તેરામાં** પ્રવેશ કર્યો. **કોટડા** અને **વમોટીમાં** જૈનોનું કોઇ પણ ઘર નથી, જો કે **નખત્રાણા** ગૃહસ્થો સાથે હતા, છતાં ત્યાંના નિવાસીઓએ સારી ભક્તિ કરી. **વમોટી** એક સારૂં ગામ હતું, મોટી વસ્તી છતાં અમે ગયા ત્યારે તો ઉજ્જડખંખ દેખાતું હતું. સ્કૂલના માસ્તરને પૂછપરછ કરવાથી માલમ પડયું કે દુષ્કાળને લીધે ઢોરોનો તો નાશ થયો, પણ સેંકડો માણસો પણ ઘરબાર છોડી ભાગી ગયાં છે. લુહાણા કેળવણી ખાતાં તરફથી ચાલતી સ્કૂલ પણ શિક્ષકનો સારો ઉત્સાહ હોવા છતાં નિસ્તેજ દેખાતી હતી.

: ૧૫ :

## અબડાસા*

* —*—*—*

કચ્છની રાજ્યવ્યવસ્થા માટે જે આઠ તાલુકાઓ મુકરર થયેલા છે, તેમાં 'અબડાસા' એક મોટો તાલુકો છે. અબડાસા તાલુકાની મુખ્ય બે કોઠી જખૌ અને બિટ્ટામાં. જખૌમાં આ તાલુકાના વહીવટદારનું મુખ્ય સ્થાન છે, અને બિટ્ટામાં ન્યાયાધીશની કોર્ટ છે. અત્યારે વહીવટદારની જગા ઉપર શ્રીયુત હરિલાલભાઇ છે, અને બિટ્ટામાં ન્યાયાધીશ શ્રીયુત સવાઇલાલભાઇ રાણા છે.

---

નોટઃ— * 'અબડાસો' નામ આંહિના એક અવટંકી વીર 'અબડા-અણ'ના નામ ઉપરથી પડયું કહેવાય છે. વિક્રમની ચૌદમી શતાબ્દિમાં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખૂનીએ સિંધ પર ચડાઇ કરીને સુમરા સરદારોને હઠાવ્યા. આથી સોળસો સુમરી સતીઓ પોતાના સતીત્વનું રક્ષણ કરવા સિંધ છોડીને અબડાસાના અદ્દભૂત વીર અબડાઅણ ભંગને શરણે આવી. સુમરીઓને સટકી ગએલી જોઇને બાદશાહી લશ્કરે તેમની પૂંઠ પકડી અને સુમરીઓ સોંપી

૯

'બાર ગાઊએ બોલી બદલાય' એ કહેવત પ્રમાણે અબડાસા ભૂજ અને કંઠી કરતાં દરેક વિષયમાં લગભગ જુદો પડી ગયા જેવો છે. ખાનપાન, રીતરીવાજ, રહેન સહેન, વેષવિભૂષા, ધંધો રોજગાર–બધામાં બીજા તાલુકાઓ કરતાં આ તાલુકાની ભિન્નતા સ્પષ્ટ તરી આવે છે.

નાના કે મોટા, શ્રીમંત કે ગરીબ, વાણીયા કે બ્રાહ્મણ, લોહાણા કે રાજપુત વિગેરે તમામનો લગભગ એકજ ખોરાક–બાજરીના રોટલા ને છાશ. ભલે ગરમી હોય કે શરદી હોય. શરીર સૌનાં ખડતલ. ગમે તેવી મજૂરી કરવી હોય તો પણ શરમ કે આળસનું નામ નહિ. અબડાસાનો વાણીઓ મુંબઇમાં ભલે પોતાની પેઢીમાં ગાદી તકીએ બેસીને મૂનીમો ઉપર હુકમ કરતો હોય, પણ દેશમાં આવીને ખભે કોદાળી લઇ ખેતરમાં ઘાસ ખોદવા જવું હોય તો એને જરાએ વાંધો નહિ. પગમાં ચોરણું અને એના ઉપર ધોતીયાની ભેઠ અને ખમીશ કે અંગરખું પહેરી ગમે તેવી મજૂરી કરવા તે જઇ શકે. મંદિરે, ઉપાશ્રયે સુંદર વસ્ત્રાભૂષણથી સજ્જિત થઇને દેવગુરૂને વંદન કરવા જનારી શ્રાવિકાઓને મેલા ઘેલા સાડલામાં માથે ટોપલો અને ખભે કોદાળી લઇને ખેતરમાં ઘાસ ખોદવા જતી આપણે જોઇએ અથવા સાંજે ઘાસનો ભારો માથે લઇને ગામમાં આવતી જોઇએ, ત્યારે ઓળખી ન શકીએ કે આ બહેન તે કોણ હશે? ઉપાશ્રયના વ્યાખ્યાનમાં સાફ સુથરાં કપડાં પહેરી વ્યાખ્યાન સાંભળનાર શ્રાવકને કોઈ ખેતરમાં ખેડુતી કપડાંમાં હળના બળદોનાં પૂછડાં આમળતો જોઇએ ત્યારે આપણને ખબર ન પડે કે આ ભાઇ કોણ હશે?

---

દેવા જામ અબડાને સંદેશો મોકલાવ્યો. શાહી સૈન્ય સાગર સમાન વિશાળ હોવા છતાં અબડાજામે સુમરીઓને સોંપી દેવા કરતાં યુધ્ધ કરીને ફના થઇ જવાનું બહેતર માન્યું. આથી તે શસ્ત્રસજ્જ થઇ પોતાનાં સૈન્ય સાથે શાહી લશ્કરને સામે ધસ્યો. ઘણું પરાક્રમ બતાવી આખરે તે યુધ્ધમાં ખપી ગયો. આ અબડાજામની વીરતાનાં સ્મરણમાં આ પ્રદેશનું નામ 'અબડાસો' રાખવામાં આવેલ છે.

અબડાસામાં મુખ્ય ધંધો ખેતીનો છે. તમામ કોમ ખેતી કરે, અને પોતાનો ગુજારો કરે. કેટલાક મોટાં ગામોમાં થોડોક વ્યાપાર અને કાંઇક ઉજવળતા દેખાય. ખાસ કરીને તે લોકોમાં ઉજવળતા સારી દેખાય કે જે લોકો ઘણેભાગે પરદેશ વસે છે.

અબડાસાનાં ગામોમાં નળીયા, જખૌ, કોઠારા, સુથરી અને તેરા—એ મોટાં ગામો ગણાય છે. વસ્તી પણ સારી. વ્યાપાર રોજગાર પણ સારો, અને બીજાં પણ કેટલાંક સાધનો હોય છે. આખા તાલુકાના ૧૫૭ ગામોમાં માત્ર જખૌ, નળીયા, તેરા અને કોઠારા—આ ચાર ગામોમાં તાર ઓફીસ છે. આ ઉપરથી સમજી શકાય છે કે આ પ્રદેશ વ્યાપાર રોજગારમાં કેવો હોવો જોઇએ. કહેવાય છે કે આ તાલુકા કરતાં વળી બીજા તાલુકાઓમાં ભાગ્યેજ એકાદ મુખ્ય ગામમાં તાર ઓફીસ હોય છે. ખેતીપ્રધાન દેશને તારની શી જરૂર ? એને તો વરસાદ જોઇએ, પણ બીચારો દેશ વરસાદને ય કયાં મેળવી શકે છે ?

આવો ખેતીપ્રધાન આ તાલુકો હોવા છતાં અને બીજાં શહેરો જેવી જંજાળો નહિ હોવા છતાં દ્વેષ અને ઇર્ષ્યાની માત્રા વધારે જોવાઇ. ભાઇઓ ભાઇઓમાં કલેશ, એક બીજાનું સારૂં કોઇ સહન કરી શકે નહિ. એક બીજાની નિંદાઓનો પાર નહિ. મંદિરોના ઝગડા. આ બધું શાથી હશે ? તે સમજી શકાયું નહિ. ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોય જ. કદાચ કોઇ કોઇ ગામમાં એકાદ બે ચરિત્ર ભ્રષ્ટતાના ઉદાહરણો બની પણ ગયા હોય ! છતાં તેનો કોલાહલ એટલો બધો કે જાણે આખો દેશ પતિત ન હોય !

અબડાસામાં જૈનોમાં મોટે ભાગે બલ્કે આખા અબડાસામાં કહીએ તો ચાલે, ' કચ્છી દશા ઓશવાળો 'ની જ વસ્તી છે. પછી કદાચ કોઇ ગામમાં વીસાઓ હશે. હા, દશામાંથી વિખૂટા કરેલા પાંચા પણ કોઇ કોઇ

ગામમાં છે. અબડાસામાં બધા જૈનો એક જ ધર્મ ને એક જ ગચ્છના લોકો છે. કંઠીમાં મંદિરમાર્ગી અને સ્થાનકવાસી બન્ને છે, જ્યારે અબડાસામાં કેવળ મંદિરમાર્ગી જ છે. કંઠીમાં ખરતળ ગચ્છ, તપાગચ્છ, પાયચંદ ગચ્છ અને અંચળ ગચ્છ—એમ જુદા જુદા ગચ્છો છે, જ્યારે અબડાસામાં એક જ ગચ્છ—અંચળ ગચ્છ છે. આખા કચ્છમાં એક ભદ્રેશ્વરને છોડીને જૈન મંદિરોની જેવી વિશાળતા, ને સુંદરતા અબડાસામાં છે, તેવી ક્યાંય નથી. કચ્છની જૈન પંચતીર્થી પણ આ અબડાસામા છે. પંચતીર્થ શા માટે? અબડાસાના એક એક ગામનું મંદિર ખરેખર દર્શનીય છે, અને દરેક ગામનાં મંદિરોમાં લાખોની મિલ્કતો છે.

બીજા પ્રાંતો કરતાં અબડાસામાં અતિથીસત્કાર પણ સારો થાય છે. કોઇ પણ ગામમાં ગમે તેટલાં યાત્રાળુઓ આવે, તેનું આદર સન્માન થાય છે, અને તમામ પ્રકારની વ્યવસ્થા જળવાય છે. ઘણાં ગામોમાં તો અમુક અમુક ગૃહસ્થો તરફથી મહેમાનોની સરભરા માટે હજારોની રકમો સ્થાઈ રખાયેલી છે, કે જેમાંથી મુકરર થયેલા ટંકોની ભોજનની વ્યવસ્થા બને છે.

આમ એકંદર દેશ ભક્તિવાળો છે, અને શ્રદ્ધાળુ પણ છે. તમામ લોકો એક જ અંચળ ગચ્છના હોવા છતાં કોઈ અપવાદને બાદ કરીએ તો, લોકો ધાર્મિક દુરાગ્રહથી દૂર છે; અને તેમાયે કોઇ વિદ્વાન, ત્યાગી સાધુ આવે તો તેને માટે તેને યોગ્ય માન સન્માન આપવામાં જરા પણ પાછા નથી પડતા. ઘણે ભાગે જોવાય છે કે ધાર્મિક ઝગડાઓનું નિમિત્ત સાધુઓ હોય છે. સાધુઓ પોત પોતાના ગચ્છ માટે, ક્રિયાકાંડો માટે ગૃહસ્થોને બહેકાવે છે. અમુકને માનવા, અમુકને ન માનવા, આવી વૃત્તિ સાધુઓની પ્રેરણાથી ગૃહસ્થોમાં ઉત્પન્ન થાય છે. ખરી રીતે ધર્મ શો છે? એ વસ્તુ ગૃહસ્થોને નહિ જ સમજાવતાં કેવળ પોતાના વાડાનો ધર્મ બતાવી તેની જ માન્યતામાં દુરાગ્રહી બનાવે છે.

આમ છતાં તેઓ પોતાનું સંભાળીને બેસી રહેતા હોય, ત્યાં સુધી તો ઠીક, પણ બીજાઓને ' નાસ્તિક ' અથવા ' મિથ્યાદૃષ્ટિ ' અથવા ' પાખંડી ' તરીકે ઓળખાવે છે. એક જ સિદ્ધાંત ને એક જ ધર્મને માનનારાઓ પણ આવા દુરાગ્રહમાં પડી સમાજમાં છિન્નભિન્નતા કરી નાખવા કોશિષ કરે છે.

આવો અનુભવ અબડાસાના વિહાર દરમિયાન અમને પણ થયો. સમાજ તો દૂધીનો વેલો છે. જ્યાં ચઢાવો ત્યાં ચઢે. ચઢાવનાર ઉપર બધો આધાર છે. જખૌના ઝગડામાં અમને ખુબ અનુભવ થયો. હું ગયો ત્યારે પૂર્ણ શ્રદ્ધાને ભક્તિપૂર્વક સૌએ લવાદનામું લખી આપ્યું. વ્યવસ્થા કરી, ને કેવળ જખૌમાં નહિ, આખા અબડાસામાં લોકો પ્રશંસા કરવા લાગ્યા કે ઘણું સારૂં થયું. સો સો વર્ષની મંદિરની આશાતના દૂર થઇ. જ્યારે બીજી વાર તે તરફ વિચરવાનું થયું ત્યારે કોઇ કોઇ એમ કહેનારા મળ્યા કેઃ–' મહારાજ, તમારે વળી આવા ઝગડામાં પડવાનું શું કામ ? ' વિગેરે. મેં વિચાર્યું કે વળી આ શું ? પણ તપાસ કરતાં જણાયું કે અમુક સાધુઓ એ તરફ વિચર્યા ને લોકોને બહેકાવ્યા કે ' અરે ! એ તો તપગચ્છના સાધુ, તમે અંચળગચ્છના, મંદિર અંચળગચ્છના શ્રાવકનું બનાવેલું તપગચ્છના સાધુને તે વળી ફેંસલાનું કામ સોંપાતું હશે ! ' એટલુંજ નહિ, પરન્તુ ઇર્ષ્યા અને દ્વેષથી થઈ શકે તેટલી નિંદાઓ કરી.

પણ એ તો સૌ સૌનો ધંધો છે. મનુષ્ય સ્વભાવ છે. કોઇનો કેવો સ્વભાવ હોય, કોઇનો કેવો હોય. કોઈ સાંધવાનું કરે, કોઇ ફોડવાનુ–તોડવાનું કરે. પરિણામ તો જે આવવાનું હોય તેજ આવે. થૂંક ઊડાડનારા બીચારા થૂંક ઉડાવીને બેસી રહે. બહુ તો સમાજમાંથી બેચાર દ્વેષીલા સ્વભાવવાળાઓને વીરોધી બનાવીને નિંદાઓ કરાવે, પણ એથી શું ?

દુનિયાનો એવો કયો શક્તિશાળી સુધારક ને પ્રચારક થયો છે કે જેની પાછળ વિરોધીઓ ન જાગ્યા હોય? મહાવીર, કે બુદ્ધ, વિવેકાનંદ કે રામતીર્થ, શંકરાચાર્ય કે દયાનંદ–એવો કયો પ્રચારક થયો છે, કે જેની પાછળ ઇર્ષ્યા અને દ્વેષથી બળીઝળીને નિંદા કરનારાઓ ન નીકળ્યા હોય! શક્તિની પાછળ વિરોધ નિર્માણ થયેલી વસ્તુ છે. સત્કાર્યમાં વિઘ્નો આવવાનાં જ. કોઇ પણ કાર્યકર્તાએ વિઘ્નોથી, નિંદાઓથી કે વિરોધોથી જરા પણ ડરવાનું ન જ હોય. હું તો મારાં પ્રવચનોમાં ઘણી વખત ઉપદેશ આપતાં કહું છું કે–" ઇશ્વરને પ્રાર્થના કરતાં કહો કે હજારો વિઘ્નો, હજારો નિંદકોની નિંદાઓ અને હજારો આફતોને સહન કરવાની મને શક્તિ આપો!" જુઓ, તમારો આત્મા કેટલો ઉન્નત બને છે! વિરોધીઓ સામે વિરોધ કદી ન કરવો. નિંદકો સામે નિંદાઓ કદી ન કરવી. આત્માની સાક્ષીથી તમારા અંતર-આત્માના અવાજ પ્રમાણે તમે તમારું કામ ધપાવે જાઓ, વિજય જરૂર મળશે.

અબડાસામાં મેં નહિ ધારી એટલી સ્થિરતા થઇ. ભ્રમણ પણ ખૂબ થયું. માગશર વદ પાંચમને રોજ તેરામાં પ્રવેશ કરી, અબડાસામાં વિહાર શરૂ કર્યો, અને ચૈત્ર વદ ૫ ને રોજ મંજલ રેલડીયામાં સ્થિરતા કરી. પૂરા ચાર મહીના કેવળ અબડાસામાં ફરવાનું થયું. તેરા, નળીયા, જખૌ, લાલા, પરજાઉ, વાડાપદ્ધર, કોઠારા, સાયરા, સુથરી, ડુમરા, વરાડીયા, સાંધવ અને ભાનાડા–આટલું ફરી નળીયાનો શતાબ્દિ મહોત્સવ ઉપર ફરી નળીયા આવવું થયું. શેઠ નરસી નાથાની ઉદાર સખાવત અને ધર્મપ્રેમના પરિણામે બનેલા મંદિરનાં સો વર્ષનો શતાબ્દિ મહોત્સવ સંઘ તરફથી ધામધૂમથી ઉજવવામાં આવ્યો હતો. પૂજાપાઠ અને જમણવારોની ધામધૂમ સાથે કંઇ સમાજને સ્થાઇ લાભકારક થઈ પડે એવો પણ કાર્યક્રમ ગોઠવ્યો હત, તો આ ઉત્સવ વધારે ચિરસ્મરણીય

બની જાત. મહોત્સવનું કાર્ય પત્યા પછી પાછો બીજો રસ્તો શરૂ કર્યો. જશા પર, સિંઘોડી, રાપર, વાંકુ, અરિખાણા થઇ બીજીવાર સુથરી આવ્યા. હવે સુથરીથી એક ત્રીજો માર્ગ લીધો, સાંધણ, હાલાપર, કોટડી, પોલડીયા થઇને મંજલ રેલડીયા આવવું થયું. આ પછી જખૌનો અંતિમ ફેંસલો સંભળાવવા માટે નારાણપુર, વરાડીયા, કોઠારા, પરજાઉ, લાલા થઇને જખૌ જવું થયું. ત્યાંનું કામ પતાવી રાણપુર, વાંકુ અને વરાડીયા થઇને ચૈત્ર વદ ૫ બુધવારે મંજલ રેલડીયામાં પાછું આવવું થયું, અને ત્યાં સ્થિરતા કરી.

અબડાસાના આ આખા વિહારમાં અનેક પ્રકારના અનુભવો થયા કે જે અનુભવો આ પ્રકરણના પ્રારંભમાં જ લગભગ ઉલ્લેખવામાં આવ્યા છે. દરેક ગામમાં બે, ચાર, આઠ દિવસની સ્થિરતા થતી. દરેક ગામમાં અપૂર્વ ઉત્સાહ જોવાયો. ગામેગામ મંડપો થાય, વ્યાખ્યાનો થાય, આસપાસના અનેક ગામના લોકો વ્યાખ્યાનો સાંભળવા અને વિનતિ કરવા આવે. એક ગામથી બીજા ગામ જતાં ગામના પ્રમાણમાં પચીશ, પચાસ, સો, બસો માણસોનાં ટોળાં સામા ગામ સુધી સાથે ચાલે. લોકો મહેમાનોની ખૂબ સરભરા કરે, એમ ધૂમધામ ચાલી રહે.

અબડાસા કંઠી કરતાં કાંઇક અશિક્ષિત દેશ વધારે. ખેતીપ્રધાન દેશ છે. મોટા ગામોના થોડાક લોકોને છોડીને બાકીના બધાય ખેતીનો ધંધો કરનારા હોય છે. ગામેગામ શાળાઓનાં સાધનો નાના મોટા પ્રમાણમાં જરૂર છે. કોઇ કોઇ સ્થળે દાનવીર શેઠ ગોકળદાસ તેજપાળ તરફની સુંદર સ્કૂલો ચાલી રહી છે, તો કોઇ સ્થળે 'લુહાણા કેળવણી ફંડ' તરફથી સ્કૂલો ચાલે છે, કોઇ કોઇ સ્થળે જૈનો તરફથી પણ શાળાઓ ચાલે છે. આ બધીય શાળાઓ કોઇ પણ જાતના જાતિભેદ વિના સાર્વજનિક હોય છે, એમ અબડાસા જેવા અજ્ઞાન દેશમાં પણ

છેલ્લાં કેટલાંક વર્ષોથી શિક્ષણનો પ્રચાર ઠીક ઠીક થઇ રહ્યો છે. આ સંબંધી વધુ હકીકત 'કચ્છની કેળવણી'ના પ્રકરણમાં જણાવીશ.

કચ્છ, ખાસ કરીને અબડાસા કેળવણીમાં પછાત હોવા છતાં બાઇઓમાં ધાર્મિકજ્ઞાનને પ્રચાર પુરૂષો કરતાં વધારે સારો છે. નળીયા, જખૌ, સુથરી, ડુમરા વિગેરે કેટલાંક ગામોમાં બહેનો જૈનધર્મના તત્વજ્ઞાનમાં (દ્રવ્યાનુયોગ વિષયમાં) કેટલીક બહેનો એટલી બધી વિદુષી છે, કે જેમનું જ્ઞાન જોઇને જ્ઞાનપ્રેમીને ખરેખર આનંદ જ થાય. કેટલાંક ગામોમાં ત્યાંના જૈન અને જૈનેતર મહાનુભાવના પરિચયથી જે આનંદ થયો, તે કદી ભૂલાય તેવો નથી. તેરામાં પંડિત પુરૂષોત્તમદાસ, વૈદ્યરાજ કૃષ્ણદાસભાઇ, ડૉ. જીવરાજભાઇ અને પટેલ કુંવરજીભાઇ ખરેખર તેરાની વિભૂતિઓ છે. જખૌમાં પંડિત રઘુનાથ શાસ્ત્રી વિગેરે, વાંકુમાં શેઠ દેશળભાઇ અને વિદ્યાધિકારી હાથીભાઇ વિગેરે; આરિખાણામાં શેઠ હીરજીભાઇ વિગેરે; સુથરીમાં ચોરાશી વર્ષની ઉમરના અને 'બાપા' તરીકે ઓળખાતા શેઠ ખીમજી ભગત, પટેલ વેલજીભાઇ શેઠ શામજીભાઇ વિગેરે અને કોટડીમાં શાંત સ્વભાવી, ઉદાર ચરિત શેઠ દેવરાજ ભાઇ વિગેરે ગૃહસ્થો ઉત્સાહી કાર્યકર્તા અને અગ્રગણ્ય વ્યક્તિઓ તરીકે ગણી શકાય.

નળીઆ શેઠ નરસી નાથાની ચેરીટીથી ખૂબ ઉજળું છે. શેઠ નરસી નાથાની ઉદારતા જગમશહૂર છે. એમની સખાવતોનું રીતસર ટ્રસ્ટડીડ થયેલું છે. એનું જ પરિણામ છે કે આજે એમનાં બધાં ય કાર્યો સુંદર વ્યવસ્થિત રીતે ચાલી રહ્યાં છે. નળીઆમાં શેઠ વેલજીભાઇ જેવંત, શેઠ વર્ધમાનભાઇ અને જૈનોના જુના કાર્યકરતા તરીકેના પ્રસિદ્ધ કાનજી કરમશી માસ્તર વિગેરેનો ઉત્સાહ ખૂબ પ્રસંશનીય છે. ગોકળદાસ તેજપાળ સ્કૂલના હેડમાસ્તર સાહેબ જયસુખલાલભાઇ ઘોળકીયા અને બીજા શિક્ષકોની સજ્જનતા અને પ્રેમ પણ ભૂલાય તેમ નથી.

નળીયા શેઠ નરસી નાથાના નામથી, જખૌ શેઠ ભીમશી રતનશી અને જીવરાજ રતનશીના નામથી, કોઠારા શેઠ કેશવજી નાયકના નામથી અને સુથરી શેઠ વસનજી ત્રીકમજી, ખેતરા ખીઅશી વિગેરેના નામથી પ્રસિદ્ધ છે. આ અને આવી બીજી અનેક વિભૂતિઓ આ અબડાસામાં થઇ ગઇ છે, કે જેમણે ખર્ચેલા અઢળક દ્રવ્યોના પરિણામે અબડાસા તીર્થોનું એક મહાન સ્થાન ગણાય છે.

કરનારા કરી ગયા, વાવનારા વાવી ગયા, ઉગાડનારા ઉગાડી ગયા, પણ કમનસીબે કેટલાક જૈનોને તેનાં ફળ ખાતાં પણ નથી આવડતું, અને તેનું જ એ ઉદાહરણ છે કે જખૌ જેવામાં વર્ષોથી જુમજુનો ઝગડો ચાલ્યો આવ્યો હતો. કેવળ જખૌમાં જ નહિ, એક અથવા બીજી રીતના મંદિરો સમ્બંધી ઝગડાઓ અબડાસાના અનેક સ્થાનોમાં સંભળાય છે. એ કમનસીબી નહિ તો બીજું શું કહી શકાય ?

ઉપર કહેવામાં આવ્યું છે તેમ, અબડાસામાં જુદા જુદા ગૃહસ્થો તરફથી, લુહાણા કેળવણી ખાતાં તરફથી, ગોકળદાસ તેજપાળ તરફથી તેમ જૈનો તરફથી જેમ અનેક સાર્વજનિક શાળાઓ ચાલે છે અને કન્યાશાળાઓ ચાલે છે, તેવી જ રીતે કેટલેક સ્થળે સાર્વજનિક દવાખાનાં પણ ચાલે છે. મોટાં મોટાં દરેક સ્થાનમાં લગભગ આવાં દવાખાનાં છે, તેમાં સાંધવનું દવાખાનું વધારે પ્રસિધ્ધ છે. ગામથી બહાર એક રળિયામણાં સ્થળમાં આ દવાખાનું આવેલું છે. બીમારોને રહેવા માટેના અને બીજાં અનેક સાધનો વસાવવામાં આવ્યાં છે. આ દવાખાનાનો સર્વ યશ તેના સખાવતી ગૃહસ્થ શેઠ થોભણ દેવજીને તો છે જ, પણ ડૉ. રાવને પણ મોટો યશ ઘટે છે. આવી રીતે ડુમરા અને બીજાં પણ કેટલાંક સ્થાનોમાં સાર્વજનિક દવાખાનાં છે. આ સખાવતી દવાખાનાંમાં તમામ પ્રકારનાં સાધનો મળવા છતાં ડાક્ટરો તરફની કનડગતો ઘણી સંભળાઇ છે. ચાર ચાર આનાનાં ઇંજીકશનોનાં પાંચ પાંચ

દસ દસ રૂપિયા તફડાવી ડાકટરો ખીસ્સાં તર કરે છે. ગરીબોને સતાવે છે. પરિણામે દવાખાનાંનો ઉદ્દેશ જળવાતો નથી. આવી રીતની સાર્વજનિક સંસ્થાઓમાં ' પોલડીયાની પાંજરાપોળ ' પણ એક છે. માંડવી પાંજરાપોળની અંતર્ગત આ પાંજરાપોળ છે. એક સુંદર જંગલની અંદર પશુધનના રક્ષણ માટે આલીશાન મકાનો બનેલાં છે. તેમાં હમણાંજ માંડવીના, પરંતુ કલીકટમાં રહેતા પ્રસિદ્ધ વ્યાપારી અને દાનવીર શેઠ નાગજી પુરૂષોત્તમ તરફથી હજારોના ખર્ચે આલીશાન બીલ્ડીંગો પશુઓ માટે બની છે. તે મકાનોના ઉદ્ઘાટનનો એક ભવ્ય મેળાવડો સંવત ૧૯૯૭ના માર્ગ૦ વદિ ૧૨ ને દિવસે થયો હતો. આવા જંગલની અંદર પણ માંડવીના ઉત્સાહી કાર્યકર્તાઓએ પહેલેથી આવીને એક સારા શહેરમાં બનાવી શકાય એવો ભવ્ય મંડપ બનાવ્યો હતો. આ મેળાવડામાં કચ્છના જુદા જુદા જાગીરદારો અને દેશાવરથી અનેક શ્રીમંતો પણ આવ્યા હતા. મેળાવડો ભવ્ય થયો હતો, અને તે પ્રસંગે અનેક વક્તાઓનાં સમયોચિત વ્યાખ્યાનો પણ થયાં હતાં.

વિચારતો હતો કે અબડાસા છોડી જલદી ગુજરાત, કાઠીયાવાડ જવું; પણ ભવિષ્યના ઉદરમાં શું ભર્યું છે, એની કોને ખબર છે ? તબી-અત નાદુરસ્ત હતી. શરીર લેવાઈ ગયું હતું. વખતો વખત કરાચીની બીમારીના થોડા થોડા હૂમલા થયા કરતા હતા. આ સ્થિતિમાં કોટડીના ઉપાશ્રયમાં માંડવીના દાનવીર શેઠ નાગજી પુરૂષોત્તમ આદિની સાથે પોલડીયાં સંબંધી વાતો ચાલી રહી હતી, ત્યાં એક કુટુંબ આવી અકસ્માત્ વંદન કરવા લાગ્યું. તે હતું મંજલ રેલડીયાના રહેવાસી ઉર્જનવાળાં બહેન રતનબેનનું કુટુંબ. તેમણે પોતાના ગામ માટે વિનતિ કરી. માત્ર ત્રણસો ચારસોની વસ્તીવાળું ટેકરી ઉપર વસાએલું આ નાનકડું ગામ એ મંજલ રેલડીયા. હવાપાણી માફકસર આવ્યાં. સંઘે વિનતિ કરી, અને ચોમાસું મંજલમાં જ કરવાનો નિર્ણય થયો. ચોમાસાની ભક્તિનો તમામ લાભ લેવાનો આદેશ સંઘ પાસેથી રતનબેને લીધો, ને ચોમાસું મંજલમાં કર્યું.

: ૧૬ :

# તીર્થો.



કોઈ પણ દેશની પ્રાચીનતા ને પવિત્રતામાં તે દેશમાં રહેલાં તીર્થો મોટું પ્રમાણ પૂરું પાડે છે. દેશની ધાર્મિકવૃત્તિ એ એનાં મંદિરો અને ધર્મસ્થાનોથી પુરવાર થાય છે. આર્યસંસ્કૃતિનું પોષણ તીર્થો, મંદિરોદ્વારા હંમેશાં થતું આવ્યું છે. રાજા ને પ્રજા બંન્નેમાં ધર્મના સંસ્કારો ચાલ્યા આવે છે. કચ્છની ભૂમિ હંમેશાંથી ધર્મવૃત્તિમાં વખણાઇ છે, એટલું જ નહિ, પરંતુ કચ્છમાં એવા ઉદાર પુરૂષો થઈ ગયા છે, કે જેમણે લાખો, કરોડો રૂપીઆ ધાર્મિક કાર્યોમાં ખરચ્યા છે. તેનાં પરિણામે કચ્છમાં દરેક ધર્મનાં તીર્થો મોજૂદ છે.

## હિંદુ તીર્થો.

કચ્છના રાજ્યનો જુનો ઇતિહાસ આપણે જોઇ ગયા છીએ. કચ્છમાં પુરાતન કાળથી હિંદુ રાજાઓ રાજ્ય કરતા આવ્યા છે. જો કે કોઈ

કોઇ સમયે મુસલમાન સત્તાઓ પણ આવી ગઈ હશે, પરંતુ મોટે ભાગે હિંદુ રાજાઓ થયા છે, અને એ કારણે કચ્છમાં હિંદુતીર્થોની બહુલતા હોય, તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી.

સાધારણ રીતે કચ્છના દરેક ગામમાં, ખાસ કરીને જુનાં ગામોમાં તો એક કે એકથી વધારે મંદિરો હશે જ–છેજ, પરંતુ કેટલાંક સ્થાનો તો ખાસ કરીને 'તીર્થો' તરીકે જ પ્રસિદ્ધ ગણાય છે. આવાં તીર્થસ્થળોમાં ધીણોધરમાં ગોરખનાથની જગા, પચ્છમમાં ગુરૂદત્તાત્રયનાં પગલાં, હબાયમાં હબાય માતાનું દેવળ, રાપરમાં વીથરીયા મહાદેવ, વોંધમાજ ઈશ્વરનું મંદિર, કંથકોટમાં સૂર્યનારાયણનું જુનું મંદિર, ખોખરા મહાદેવ, અંજારમાં જડેશ્વરનું દેવાલય, અજેપાળનું સ્થાનક, બહુચરાજી–અંબાજીનાં મંદિરો, ભૂવડમાં ભૂવનેશ્વરનું દહેરૂં, માંડવીમાં સત્યનારાયણનું મંદિર, સુખનાથ મહાદેવનું મંદિર, નાગનાથનું મંદિર, ગઢશીશામાં બીલેશ્વર મહાદેવનું સ્થળ, કોઠારામાં લક્ષ્મીનારાયણનું મંદિર, લખપતમાં માતાજીના મઢ, રોહામા બે જખનાં સ્થાનો. વળી ભૂજમાં જે જે મંદિરો છે, તેનો ઉલ્લેખ ભૂજનાં પ્રકરણમાં કરવામાં આવ્યો છે. આ બધાંય સ્થળો અતિ પ્રસિદ્ધ અને તીર્થો તુલ્ય ગણાય છે. આમાનાં ઘણાં સ્થાનોમાં તો મેળા પણ ભરાય છે.

આ ઉપરાંત નારાયણસર અને કોટેશ્વર એ બે કચ્છનાં અતિ પ્રસિદ્ધ અને અતિ પ્રાચીન મહાતીર્થો છે, કે જેમાં હજારો દેશાવરના હિંદુઓ પણ યાત્રા નિમિતે આવે છે. આ બન્ને તીર્થો કચ્છના પશ્ચિમ કાંઠે છે.

## પીરોનાં સ્થાનો.

કચ્છમાં કેટલાંક મુસલમાન તીર્થો પણ છે, કે જે પીરોનાં સ્થાન તરીકે પ્રસિદ્ધ છે. કચ્છનાં એવાં પીરનાં સ્થાનોમાં બન્નીમાં હાજી પીરની

જગા, કેરામાં પીર ગુલામઅલી શાહની જગા, લાકડીયામાં લાકડીયા પીર, કંથકોટમાં કંથડ પીર, માંડવીમાં રાવળ પીરની જગા, તેરામાં સૈયદ મહમદની મસ્જીદ, ગઢડામાં હાજી પીર, નખત્રાણામાં રામદેવ પીર અને તલવાણામાં રૂકનશા પીર. કરોલ કાસમ, જખઅહુતેર, પીશાન પીર, રૂકન પીર વિગેરે પીરોનાં સ્થાનો મુખ્ય છે. આ પીરોમાં કંથડ પીર, રાવળ પીર અને રામદેવ પીર.

આ અને આવા બીજાં પીરોના સ્થાનોમાં ન કેવળ મુસલમાનો જ જાય છે, બલકે કેટલેક સ્થળે હિંદુઓ અને જૈનો પણ જાય છે, ને માનતાઓ માને છે. કોઈ કોઇ જૈનો પોતાના મકાનની સાથે જ પીરનું સ્થાન રાખી ઝંડો ફરકાવે છે, બલ્કે કેટલાક જૈનોની તો અટક પણ 'પીર'ની છે. નથી સમજી શકાતું કે મુસલમાન સંસ્કૃતિની આટલી બધી અસર કચ્છના હિંદુઓ અને જૈનો ઉપર શાથી થઇ હશે ?

હજુ પણ કચ્છમાં કેટલાક જીવતા પીરો છે, કે જેઓ હિંદુઓ છે. દાખલા તરીકે શક્તિ સંપ્રદાય-મરજાદીનો અધ્યક્ષ તે પીર કહેવાય છે. કોટેશ્વર જાગીરના અધ્યક્ષ જે શિવને માનનાર સન્યાસી છે, તે પણ પીર કહેવાય છે. ધીણોધરની જાગીરના જાગીરદાર કે જેઓ નાથ સંપ્રદાયના છે, તે પણ પીર, અને ભૂજમાં કાલ્યાણેશ્વરજી જાગીરના અધ્યક્ષ સન્યાસી તે પણ પીર.

આમ મુસલમાન સંસ્કૃતિની અસર કચ્છના હિંદુઓ ને જૈનોમાં વધારે ને વધારે થએલી જોવાય છે.

## જૈન તીર્થો

હિંદુ અને મુસલમાન તીર્થોની માફક કચ્છમાં જૈનોનાં તીર્થો પણ અનેક છે. કચ્છમાં જૈનોની રાજ્યસત્તા કોઇ વખતે નહિ હોવા છતાં જૈનાચાર્યોને જૈન શ્રીમંતોનો પ્રયત્ન પોતાના ધર્મના રક્ષણ અને પ્રચાર માટે

આગમ થયો છે, એમ પ્રત્યેક ઇતિહાસકારને કબૂલ કરવું જ પડે છે. એક તરફ ત્યાગી આચાર્યોનો ઉપદેશ અને બીજી તરફ જૈન શ્રીમંતોની ઉદારતા આ બેના પરિણામે જૈનધર્મની જાહોજલાલી દરેક સમયમાં આગળ પડતી રહી છે.

જૈનાચાર્યો રાજ્યાધિકારીઓની સાથે પણ પરિચય કરતા. રાજાઓને ધર્મોપદેશ આપતા, અને તેમની પાસે અનેક કાર્યો કરાવતા. શિથિલાચારના સમયમાં પણ કેટલાક યતિઓ, ગોરજીઓ એવા સક્તિશાળી હતા, કે એક અથવા બીજી રીતે રાજાઓને મદદ કરતા, અને રાજાઓ તેમને વ્યક્તિગત જ નહિ, પણ ધર્મની દૃષ્ટિએ પણ સારૂં માન આપતા. કચ્છની ગાદી ઉપર થએલા ખેંગારજી ૧ લાના પરિચયમાં આપણે જોઈ ગયા છીએ, કે તેઓને કચ્છની ગાદી મળવામાં નિમિત્તભૂત તો જૈન યતિ જ હતા. કહેવાય છે કે ભૂજનાં ત્રણ મંદિરો પૈકી તપગચ્છનું મંદિર અતિ જુનું છે. ભૂજની સ્થાપનાનું તોરણ બંધાયું, તેજ વખતે કહેવાય છે કે આ મંદિરનો પાયો નંખાયો હતો, અને તે રાજ્ય તરફથી બંધાવીને જૈન સંઘને અર્પણ કરવામાં આવ્યું હતું.

બીજી દૃષ્ટિએ જૈનોની શ્રીમંતાઇ અને દાનવીરતા પણ અતિ મશહુર છે. એના પરિણામે આખા કચ્છમાં જૈનોની વસ્તીવાળા પ્રત્યેક ગામનાં ભવ્ય મંદિરો મોજૂદ છે. આ બધાં મંદિરોનો ઉલ્લેખ કરવો અશક્ય છે, પણ અત્યારે કચ્છમાં જૈનોનાં જે પ્રસિદ્ધ તીર્થો છે, તેનો જ પરિચય કરાવીશ. આ તીર્થો ખૂબ દર્શનીય છે, ને શિલ્પકળાની દૃષ્ટિએ પણ ઉંચું સ્થાન ધરાવે છે. આવાં તીર્થોમાં ભદ્રેશ્વર અને અબડાસાની પંચતીર્થી એ મુખ્ય છે.

## ૧. ભદ્રેશ્વર.

ભદ્રાવતી નગરીની પ્રાચીનતાના સંબંધમાં પહેલાં એક પ્રકરણમાં

કહેવામાં આવ્યું છે—એ ભદ્રાવતીમાં લગભગ આજથી ૨૪૭૭ વર્ષ પૂર્વે દેવચંદ્ર નામના એક ગૃહસ્થે મંદિર બંધાવ્યું, અને તેમાં પાર્શ્વનાથની મૂર્તિ સ્થાપન કરી. એ મંદિરના સંબંધમાં પાછળનો કાંઇ ઇતિહાસ જાણવામાં આવ્યો નથી. પણ કુમારપાળ રાજાએ એ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવેલો, એવું એક શિલાલેખ ઉપરથી જાહેર થયું છે. તે પછી સં. ૧૩૧૫માં જગડુશાહે જીર્ણોદ્ધાર કરાવ્યો. એ તો બીલકુલ ઇતિહાસ પ્રસિદ્ધ વસ્તુ છે. કહેવાય છે કે જ્યારે ભદ્રાવતી ભાંગી પડી ત્યારે આ મંદિર એક બાવાના હાથમાં ગયું. બાવાએ પ્રભુની મૂર્તિ ઉપાડી ભોંયરામાં રાખી દીધી. ત્યાર પછી જૈનોએ સં. ૧૬૨૨માં મહાવીર સ્વામીની મૂર્તિ પધરાવીને પ્રતિષ્ઠા કરી. તે પછી તો પેલા બાવાએ પણ પાર્શ્વનાથની મૂર્તિ જૈનોને પાછી સોંપી. આ મૂર્તિ હાલ મંદિરની પાછળ એક દેવકુલિકામાં મોજૂદ છે.

કહેવાય છે કે બીજીવાર પણ એવો પ્રસંગ આવેલો કે મંદિરનો કબજો ત્યાંના ઠાકોરના હાથમાં ગએલો, પણ પાછળથી ઠાકોર પાસેથી જૈનોએ લઇને સં. ૧૯૨૦માં રાઓશ્રી દેશળજીના પુત્ર રાઓશ્રી પ્રાગમલજીના સમયમાં જીર્ણોદ્ધાર કર્યો. છેલ્લામાં છેલ્લો જીર્ણોદ્ધાર સં. ૧૯૩૯ના મહા સુદ ૧૦ના દિવસે માંડવી નિવાસી શેઠ મોણશી તેજશીનાં પત્ની મીઠાંબાઇએ કરાવ્યો હતો.

ભદ્રેશ્વરનાં મંદિરની રચના ખૂબ ખૂબીવાળી છે. સમતળ જમીનથી મંદિરનો ગભારો ઘણો ઉંચો હોવા છતાં લગભગ ૧૦૦ કે તેથી વધારે ફૂટ દૂરથી પણ મુખ્ય મૂર્તિનાં દર્શન થઇ શકે છે. ૪૫૦x૩૦૦ ફૂટના પહોળા ચોગાનમાં આ મંદિર આવેલું છે. મુખ્ય મંદિરની ચારે તરફ બાવન નાની દહેરીઓ છે. ચાર મોટા ઘૂમટ અને બે નાના ઘૂમટ છે. ઘણા મોટા એવા ૨૧૮ થાંભલાઓ છે. મંદિરની ચારે તરફ અને કમ્પાઉન્ડથી બહાર પણ માંડવી, ભૂજ અને બીજાં બીજાં ગામો તરફથી બનેલ અનેક

ધર્મશાળાઓ છે. એક મોટો ઉપાશ્રય છે. વચ્ચમાં વિશાળ સુંદર ચોક છે. આ ચોકમાં વ્યાખ્યાનો કરી શકાય છે. દર વર્ષે ફાગણ સુદ ૩-૪-૫ નો મેળો ભરાય છે. પાંચમે ધૂમધામ પૂર્વક ધ્વજા ચઢાવવામાં આવે છે. મેળામાં સમય પ્રમાણે હજારો માણસ આવે છે.

આ મંદિરનો વહિવટ 'વર્ધમાન કલ્યાણજી' એ નામની પેઢીદ્વારા ચાલે છે. ભૂજ, માંડવી અને કચ્છનાં બીજાં ગામોના આગેવાન ગૃહસ્થોની કમીટી આ પેઢીના વહિવટદારો છે, અને કમીટીના પ્રમુખ ભૂજના નગરશેઠ સાકરચંદ પાનાચંદ છે.

પાટણના રહીશ અને મુંબઇનાં મહાન વેપારી ધર્મપ્રેમી શેઠ નગીનદાસ કરમચંદ સં. ૧૯૮૩ માં કચ્છની યાત્રાએ હજારો માણસોની મેદનીવાળો સંઘ લાવેલ અને આ તીર્થની યાત્રા કરેલી, ત્યારથી આ તીર્થની પ્રસિદ્ધિ વધારે થઇ છે.

## પંચતીર્થી

અબડાસાની પંચતીર્થી પણ ખાસ દર્શનીય અને ભવ્ય છે. પંચતીર્થીમાં પણ મુખ્ય તીર્થ સુથરી છે.

## સુથરી

યાત્રાળુઓ સમય હોય તો પાંચે તીર્થમાં જાય. નહિં તો સુથરીની યાત્રા તો જરૂર કરે. કોઠારા અને બીજાં તીર્થોની માફક સુથરીનું મંદિર બહુ વિશાળ નથી, છતાં એની ભવ્યતા અદ્ભૂત છે. 'ધૃત કલ્લોલ પાર્શ્વનાથ' ના નામથી આ તીર્થ મશહૂર છે. શા માટે આ નામ પડયું ? એની કથા આમ કહેવાય છે:—

'ઉદ્દેશી નામના એક ગરીબ ગૃહસ્થને સ્વપ્નમાં કોઇ દેવે કહ્યું: 'સવારે રોટલાની પોટલી બાંધી તું ગામ બહાર જજે. ત્યાં તને રસ્તામાં એક માણુસ મળશે, તેના માથે પોટલું હશે. તારા રોટલાનાં પોટલાના બદલામાં તે પોટલું તું ખરીદી લેજે. પોટલામાંથી તને જે ચીજ મળશે એનાથી તું સુખી થઇશ.' સવારમાં તેણે તેમ કર્યું. સામો માણુસ મળ્યો. પોટલું ખરીદયું. ઘેર લાવીને પોટલું છોડી જોયું તો તેમાંથી પાર્શ્વનાથની મૂર્તિ નીકળી. પોતાના રોટલાના ભંડારીયામાં આ મૂર્તિ મૂકી. ભંડારીયું અખૂટ થઈ ગયું.

સુથરીમાં આ વખતે એક યતિ રહેતા હતા. તેણે ઉદ્દેશીને સમજાવી મૂર્તિને ઉપાશ્રયમાં મૂકાવી, પણ રાત્રી પડતાં તો આ મૂર્તિ અહિંથી અલોપ થઈ ગઇ અને ઉદ્દેશીના ભંડારીયામાં જઇ પહોંચી.

યતિએ એક નાની દહેરી બંધાવી, એની પ્રતિષ્ઠામાં સંઘે સ્વામી વાત્સલ્ય કર્યું, તે વખતે ઘીના એક કુડલામાંથી ઘી નીકળતું જ ગયું. લોકોને બહુ આશ્ચર્ય થયું. કુડલામાં હાથ નાખીને તપાસ કરી તો ઉદ્દેશી શાહવાળી મૂર્તિ એ કુડલામાં દેખાવા લાગી. લોકોએ તેને બહાર કાઢી અને તેનું નામ 'ધૃત કલ્લોલ પાર્શ્વનાથ' રાખ્યું. સંઘે ઉદ્દેશીશાહને રાજી કરી તે તે મૂર્તિ સંઘના મંદિરમાં પધરાવી.'

ઘણી મૂર્તિઓના સંબંધમાં એક અથવા બીજી જાતની આવી ચમત્કારી વાતો શ્રદ્ધાળુ લોકોમાં પ્રચલિત હોય છે, છતાં એમાં તો કાંઈ શક નથી, કે આ મૂર્તિ એક ભવ્ય મૂર્તિ છે, અને પ્રતિષ્ઠા થયે લગભગ ૧૦૦ વર્ષ થઇ જવા છતાં દિવસે દિવસે એની જાહોજલાલી વધતી જ જાય છે. મંદિર ઉપર કળશથી લઈ કરીને ઠેઠ જમીન સુધી એકજ રંગથી સુશોભિત બનાવવામાં આવ્યું છે. જાત્રાળુઓ માટે ધર્મશાળા વિગેરેની સગવડ સારી છે. યાત્રાળુઓને ભોજનના ટકો મુકરર થએલા છે.

## કોઠારા

જૈનોનું સૌથી વધારેમાં વધારે માનનીય તીર્થ છે **પાલીતાણા–શત્રુંજય.** આ શત્રુંજય ઉપર નાનાં મોટાં સેંકડો મંદિરો છે, અને તે મંદિરોના જુદા જુદા વિભાગો 'ટૂંક' તરીકે ઓળખાય છે. એવી નવ ટૂંક શત્રુંજય ઉપર છે, એમાંની એક ટૂંકનું નામ છે 'શેઠ કેશવજી નાયક ટૂંક.' જે કેશવજી નાયકના નામથી શત્રુંજયની આ ટૂંક વખણાય છે, તેજ કેશવજી નાયક અને શેઠ વેલજી મલ્લુએ કોઠારાનું આ વિશાળ મંદિર બનાવ્યું છે. આટલું વિશાળ મંદિર આખા કચ્છમાં એક પણ નથી. મંદિરના ૧૨ વિશાળ શિખરો છે. જાણે એક મોટો પહાડ ઉભો કરવામાં આવ્યો હોય, એવું વિશાળ અને નક્કર આ મંદિર છે. સંવત ૧૯૧૮માં સોલ લાખ કોરીના ખરચે આ મંદિર બંધાયું છે. મંદિરની લંબાઇ ૭૮ ફીટ, પહોળાઇ ૬૪ ફીટ, ઉંચાઇ ૭૪ ફીટ છે.

શેઠ કેશવજી નાયકે ન કેવળ આવા મંદિરો બનાવીને જ, બલ્કે બીજી અનેક લાખો કરોડોની સખાવતો કરીને પોતાનું નામ અમર કર્યું છે. આજે ગમે તે કારણ હશે, કોઠારાનાં મંદિરની સુવ્યવસ્થા નથી એમ કહેવાય છે. કેશવજી નાયક શેઠના કુટુંબમાં તેમના પૌત્ર **નાયક શેઠના** નામે પ્રસિદ્ધ છે, તેઓ હાલ જશાપર ગામે રહે છે. સ્થિતિ પરિવર્તન હોવા છતાં એમની ખાનદાનીની ઝલક દેખાયા વિના નથી રહેતી.

## જખૌ.

જખૌના તીર્થની પ્રસિદ્ધી હમણાં હમણાં બહુ થઇ છે, અને તે પ્રસિધ્ધીનું કારણ છે ' ખૌનો ઝગડો, ' કે જે ઝગડો પતાવવાનું કામ મને અને બીજા બે ગૃહસ્થોને સોંપી જખૌની સંઘે ફેંસલો મેળવ્યો છે.

એક વિશાળ કમ્પાઉન્ડમા જ્યાં શિખરોવાળા જુદા જુદા ગૃહસ્થો તરફથી બનેલાં ૭–૮ મંદિરો આંહિ મોજુદ છે. મંદિરોની ઉંચ્ચાઈ અને

વિશાળતા તેમજ ભવ્યતા બહુ સુંદર છે. આમાંનું મુખ્ય મંદિર શેઠ જીવરાજ રતનશીએ સં. ૧૯૦૫ માં બનાવ્યું, કે જેનું નામ 'રત્ન ટૂંક' રાખવામાં આવ્યું હતું. બાકીનાં મંદિરો એક પછી એક તે પછી બનેલાં છે.

મંદિરમાં મૂળ નાયક પ્રભુ મહાવીર સ્વામી છે. મંદિરનું કમ્પાઉન્ડ વીશ શિખરોથી શોભી રહ્યું છે. એક સાથે આકાશમાં ઉડતી અનેક ધ્વજાઓ અપૂર્વ આહ્લાદ ઉત્પન્ન કરે છે. લાખોની મિલ્કત હોવા છતાં વર્ષોના ઝગડાને કારણે અત્યાર સુધીની મંદિરની નિસ્તેજતા, કેસલો સંભળાવ્યા પછી નવાં બંધારણ પૂર્વકની થયેલી કમીટીએ દૂર કરવા માંડી છે. આશા છે કે વિઘ્ન સંતોષીઓ વિઘ્ન નહિ કરે તો આ મંદિર અબડાસાની પંચતીર્થીમાં અગ્રસ્થાન ભોગવતું થશે.

'રત્ન ટૂંક'ના બંધાવનાર શેઠ જીવરાજ રતનશીના કુટુંબમાં અત્યારે શેઠ ચાંપશી કુંવરજી છે, અને શેઠાણી ખેતબાઈ છે.

નળીઆ :

નળીઆનું તીર્થ પણ ખાસ જોવા લાયક છે. સોલ શિખરો ને ચૌદ રંગમંડપોથી પોતાની શોભાને બતાવતું આ મંદિર ખૂબ આહ્લાદ ઉત્પન્ન કરે છે. એક પ્રકરણમાં જે શેઠ નરશી નાથાનો નામોલ્લેખ કરવામાં આવેલ છે, એજ શેઠ નરશી નાથા આ મંદિરના નિર્માતા છે. હમણાં જ ગયા મહા મહિનામાં આ મંદિરનો શતાબ્દિ ઉત્સવ ઉજવાયો હતો. આ તીર્થનો વહિવટ એક સારી વગવાળી કમીટી કરે છે. બંધારણપૂર્વકનું ટ્રસ્ટડીડ છે, એટલે વ્યવસ્થા સારી ચાલતી હોય તેમ દેખાય છે.

તેરા :

પંચતીર્થીમાંનું એક તીર્થ તેરા પણ છે. તેરા કચ્છનું ઇતિહાસ પ્રસિદ્ધ ગામ છે. તેરાનો કિલ્લો ઘણો મજબુત છે. તેરાની બાંગોળ

ઇતિહાસરસિકોને માટે અપૂર્વ સાધન સામગ્રી પૂરી પાડે છે. અહિં બે મંદિરો છે. એકમાં મૂળ નાયક "જીરાવલા પાર્શ્વનાથ" છે અને બીજામાં "શામળા પાર્શ્વનાથ" છે. મોટાં મંદિરને નવ શિખરો છે. ભવ્યતા અને સુંદરતામાં આ મંદિર પણ ઉતરે તેવું નથી. વ્યવસ્થા ઘણી સુંદર છે. આગેવાન શેઠ કુંવરજી પટેલ, શેઠ નારાણજી ને બીજાઓ બહુ જ સારી સંભાળ રાખે છે.

અબડાસાનાં પાંચે તીર્થો બહુ પ્રાચીન તો ન કહેવાય. લગભગ ૧૦૦–૧૨૫ વર્ષની અંદર અંદરનાં છે, છતાં વિશાળતાની દૃષ્ટિએ, સુંદરતાની દૃષ્ટિએ આ તીર્થો ઘણાં જ દર્શનીય છે. દરેક મંદિરમાં સેંકડો મૂર્તિઓ છે. એ મૂર્તિઓની ભવ્યતા પણ ખરેખર દિલને આનંદ ઉપજાવે છે.

દરેક તીર્થમાં લગભગ યાત્રાળુઓ માટેની દરેક સગવડ છે. ધર્મશાળાઓ તેમજ ભોજન માટેના પ્રબંધો પણ છે. વહીવટકર્તાઓની બેદરકારીથી અથવા કોઇની કંજુસાઇના સ્વભાવથી કોઇ તીર્થમાં યાત્રાળુઓને અગવડતા ભોગવવી પડતી હોય, તો તે વાત જુદી છે. હવે તો વર્તમાન જમાનામાં મોટરોનાં પણ સાધનો છે, એટલે યાત્રાળુઓને થોડા સમયમાં સગવડતાપૂર્વક યાત્રા થઇ શકે છે.

## કટારીયા

ઉપર પ્રમાણેની અબડાસાની પંચતીર્થી ઉપરાંત વાગડમાં પણ એક પ્રસિદ્ધ તીર્થ છે, તેનું નામ છે કટારીયા.

કાઠિયાવાડથી કચ્છ આવનાર વેણાસરના રણમાં ઉતરે. વેણાસરનું રણ ઉતર્યા પછી તત્કાળ કચ્છમાં પ્રવેશ થાય. પહેલું જ ગામ માણાબો. માણાબો પછી કટારીયા. આ પણ એક પ્રાચીન તીર્થ છે. આંહિ જગતપ્રસિધ્ધ જગડુશાહના મહેલો હતા. પહેલાં આ નગરી બહુ ઝબર હતી.

મુસલમાનોના વારંવાર અહિં હૂમલા થતા. કહેવાય છે, કે એક વીર રમણી હાથમાં કટારી લઇને એક વખતે રણક્ષેત્રમાં કુદી પડી હતી. આ વીર રમણીના પતિને દુશ્મનોએ મારી નાખ્યો હતો. પતિના ખૂનીને શોધી, તેને ઘોડા પરથી પછાડી, કટારી તેની છાતીમાં હૂલાવી દીધી હતી. વીર રમણીની કટારીની સ્મૃતિમાં આ ગામનું નામ કટારીયા પડયું છે. કટારીયાનું મંદિર ઘણું જ ભવ્ય છે, મનોહર છે, મૂર્તિ અતિ પ્રાચીન છે.

પ્રાચીન સમયમાં તો કચ્છમાં અનેક એવાં ભવ્ય મંદિરો હતાં, કે જે તીર્થ તરીકે ઓળખાતાં હશે. કંથકોટ એ પણ એક જૈનોનું તીર્થ હતું. આંહિ જૈનમંદિરો અનેક હતાં. એના ભગ્નાવશેષો આજ પણ મૌજૂદ છે. ઇતિહાસપ્રેમીઓ આ મંદિરોના શિલ્પની ભૂરી ભૂરી પ્રશંસા કરે છે. શ્રીયુત વ્રજલાલ ભગવાનલાલ છાયા, એમ. એ. બી. એસસી. મહાશયે પોતાના " કચ્છી સ્થાપત્ય કળા અને શિલાલેખો " નામના લેખોમાં આ મંદિરનો પરિચય આપતાં લખ્યું છે :

" એકંદર યોજના જોતાં એક કાળે તે બહુ જ ભવ્ય અને સુશોભિત હશે. તેના માટે જરા ય શક નહિ. ભદ્રેશ્વરવાળા જગડુશાહના પૂર્વજોનું બંધાવેલું છે. "

આ મંદિરની ડાબી બાજુના દરવાજા આગળની શિલાપર એક જુનો શિલાલેખ પણ છે. (જુઓ " સ્વદેશ "નો દિપોત્સવી અંક. સં. ૧૯૯૧).

આમ કચ્છમાં હિંદુ, જૈન ને મુસલમાન તીર્થો અનેક છે. રાજ્યની ધર્મ વત્સલતાનું એ પરિણામ છે, કે દરેક ધર્મના તીર્થસ્થાનોમાં ઘણે ભાગે રાજ્ય તરફથી કાંઇને કાંઇ ધૂપ-દીપ માટેની મદદ મળતી જ રહે છે. કેટલાંક હિંદુ તીર્થો તો રાજ્યના ખર્ચે જ નભી રહ્યાં છે, અને કેટલાંક તીર્થોમાં જબર મેળા પણ ભરાય છે.

: ૧૭ :

## જખૌનો ઝગડો



અબડાસાના મારા આખા યે વિહારમાં ખાસ ધ્યાન ખેંચનારી અગત્યની અને જગપ્રસિદ્ધ જે પ્રવૃત્તિ બની, એ જખૌના ઝગડાના ફેંસલાની છે.

વર્ષોની વીસીઓથી ચાલતા આવેલા જૈનોના આ ઝગડાનું શી રીતે મને લવાદનામું આપવામાં આવ્યું ? એનો પ્રાથમિક ને આખરી ફેંસલો શી રીતે આપવામાં આવ્યો ? અને તેનું હાલના તબક્કા સુધી શું ચાલી રહ્યું છે ? એ બધી ય હકીકત ન કેવળ જખૌના જૈનો માટે જ, બલ્કે સમસ્ત ભારતવર્ષના જૈનોને અને તેથી આગળ વધી કહું તો સમસ્ત હિંદુજાતિને માટે ઉપયોગી હોવાથી પુસ્તકના કલેવરને વધી જવાનો ભય સહન કરીને પણ એ આખો યે ફેંસલો અક્ષરશઃ આ પ્રકરણમાં આપું છું. જો કોઇ પણ ગામના જૈન સંઘને કિંવા હિંદુ મંદિરોના કાર્યકર્તાઓને આમાંનું કાંઇ ઉપયોગી થશે, તો હું પોતાને સદ્દભાગ્યી સમજીશ.

श्री वीतरागाय नमः ॥
श्री गौतमस्वामिने नमः ॥
श्री विजयधर्मसूरिभ्यो नमः ॥

# શ્રી જખૌ ( કચ્છ ) ના ' રત્નટૂંકતીર્થ 'ના ઝઘડા સંબંધી ફેંસલો અને નવું બંધારણ

-*-*****-*-

## અબડાસાની પંચતીર્થી : જખૌનું તીર્થ

[ ૧ ]–કચ્છમાં અબડાસા તાલુકો, એ પોતાનું ખાસ સ્થાન રાખે છે. કચ્છના બીજા તાલુકાઓ કરતાં, જૈનોને માટે અબડાસા તાલુકાનું મહત્ત્વ વધારે છે. એટલા માટે કે જૈન તીર્થોનું આ એક ખાસ સ્થાન છે. તેરા, નળીઆ, જખૌ, કોઠારા અને સુથરી–આ પાંચ સ્થાનો પંચતીર્થી તરીકે ઓળખાય છે. પાંચે ગામોનાં મંદિરો, એ મંદિરો નહિ, પણ જાણે કે દેવવિમાનો ખડાં કરવામાં આવ્યાં છે. એના બનાવનારાઓએ લાખો રૂપિયા ખર્ચ્યા છે. વીસમી સદીના શિલ્પનું રક્ષણ કર્યું છે. કચ્છના શ્રીમંતો પોતાની લક્ષ્મીનો ધર્મકાર્યોમાં વ્યય કરવામાં કેટલા ઉદાર હતા, એનું પ્રમાણ આ મંદિરો પૂરું પાડે છે. આ પાંચે તીર્થોનાં મંદિરો ચાલુ શતાબ્દિમાં--શતાબ્દિના લગભગ પ્રારંભમાં બન્યાં છે

[ ૨ ]–ઉપર્યુક્ત પંચતીર્થીમાં જખૌનું પણ સ્થાન છે. એક વિશાળ કમ્પાઉન્ડમાં ગગનચુંબી શિખરોવાળાં ભવ્ય મંદિરો જુદા જુદા ગૃહસ્થો તરફથી બનેલાં, સાત–આઠ અહીં મૌજૂદ છે. પણ આ તીર્થનો ઈતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે–કોઇ એક કમનસીબ ઘડીએ આ તીર્થમાં ઝઘડો શરૂ થયો અને તે જુગજુગનો ઝઘડો આજની ઘડી સુધી ચાલુ રહ્યો છે. આ ઝઘડામાં અનેક ભરતી ઓટો આવ્યા કરી છે. એણે અનેક

પ્રકારનાં રૂપો ધારણ કર્યાં છે. અને સમયે સમયે એકમાંથી અનેક શાખા-પ્રશાખાઓ પણ નીકળી છે. પરિણામે તીર્થને અને સ્થાનિક સમાજને ઘણું ઘણું સહવું પડયું છે.

[ ૩ ]-ભૂજનું ચતુર્માસ પૂરું કરી, અબડાસાની ઉપર્યુક્ત પંચ-તીર્થીની યાત્રા નિમિત્તે તેરા, નળીઆની યાત્રા કરી ચાલુ વર્ષના પૌષ સુદ ૧ ના દિવસે મારી મંડળી સાથે હું જખૌ આવ્યો. જખૌતીર્થના વહીવટ સંબંધી વર્ષોથી ચાલતા ઝઘડાની વાત હું સાંભળી ચૂકયો હતો. આ ઝઘડાએ એવું ભયંકર રૂપ પણ પકડેલું મેં સાંભળ્યું કે—આપસની તકરારોના કારણે મંદિરના દરવાજા પણ બંધ રહેલા, પૂજા–પ્રક્ષાલ અને ભાવિક સ્ત્રી-પુરુષોને દર્શનાદિ પણ બધું બંધ રહેલું. કેવળ સત્તાની સાઠમારીમાં લાખોની લાગતનાં બનેલાં અને લાખોની મિલ્કત ધરાવતા આવા પવિત્ર તીર્થમાં આ દશા થાય, એ ઘણી જ કમનસીબીની વાત કહી શકાય. દુરાગ્રહ, ધાર્મિક વૃત્તિનો કેવો લોપ કરાવે છે, એનું આ ઉદાહરણ છે.

[ ૪ ]-ગામમાં પ્રવેશ કરતાં જ મંગલાચરણમાં મેં અહીંના બન્ને પક્ષકારોનું ધ્યાન ખેંચ્યું. સલાહશાંતિ કરીને મંદિરની આશાતના દૂર કરવાનો અને ભવિષ્યની વ્યવસ્થા સુધારવા માટેનો ઉપદેશ આપ્યો. મને જણાવતાં ખુશી થાય છે કે-મારા ઉપદેશને માન્ય રાખી બન્ને પક્ષકારો સમાધાનીના નિર્ણય ઉપર આવ્યા. હું તો ચાહતો હતો કે–તેઓ પોતે જ આપસમાં સમજુતી કરી લે, પરંતુ લગભગ હમેશાં બનતું આવ્યુ છે તેમ, જ્યાં રાગદ્વેષની વૃત્તિઓ વધારે ઉગ્ર બની હોય, ત્યાં પોતાની મેળે આપસમાં સમજુતી થવી અશક્ય બને છે. તેમ અહીં પણ બન્યું. પરિણામે કેટલીક વાટાઘાટો પછી બન્ને પક્ષે એક ' લવાદનામું ' તૈયાર કર્યું. જે લવાદનામામાં મને, જખૌના વતનીઓ—શેઠ ચાંપશી કુંવરજી અને શ્રી. માણેકજી હંસરાજ—એમ ત્રણને ' લવાદ ' તરીકે મુકરર કર્યા.

[ ૫ ]-મારી સાથે મુકરર કરેલા લવાદો બન્ને પક્ષના આગેવાનો છે, તેમજ મંદિરના ટ્રસ્ટીઓ પણ છે. ઉપલક દૃષ્ટિએ, સામાન્ય નીતિથી વિચારીએ તો, પક્ષકારો લવાદ બને એ તો અજુગતું લાગે. પણ બીજી દૃષ્ટિએ વિચારતાં પક્ષકારો પૈકીના આગેવાનો લવાદ તરીકે મુકરર થાય તો કાર્યની વધારે સફળતાનું ચિહ્ન માની શકાય. પક્ષકારો એકબીજાની સાથે બેસી, મતભેદો સંબંધી વાટાઘાટો કરશે, અને ' પંચ એ પરમેશ્વર છે ' એ વસ્તુનો ખ્યાલ રાખી તટસ્થ વૃત્તિએ ન્યાય આપશે, તો તે વધારે શોભા અને લાભદાયક થશે, એમ માની, બન્ને ગૃહસ્થોને મેં મારા જોડીઆલવાદો તરીકે મંજૂર રાખ્યા.

## લવાદનામું

### શ્રી વીતરાગાય નમઃ ॥

[ ૬ ]-શ્રી જખૌના મંદિર અને મહાજનના વહીવટ સંબંધી કેટલાંક વર્ષોથી જે કંઈ મતભેદ પડેલો છે, તે સંબંધી બધી બાબતની તપાસ કરીને ફેંસલો આપવા માટે, અમે બન્ને પક્ષવાળાઓ મુનિરાજ **શ્રી વિદ્યાવિજયજી, શેઠ ચાંપસીભાઈ કુંવરજી** તથા **શા. માણેકજી હંસરાજને** ' લવાદ ' મુકરર કરીએ છીએ. તેઓ બન્ને પક્ષની બાબતો જાણ્યા પછી, જે કંઈ ફેંસલો આપશે, અને મંદિરના વહીવટ માટે જે કંઇ ધારાધોરણ બાંધી આપશે, તેને અમારો બન્ને પક્ષનો સમસ્ત સંઘ વધાવી લેવાને તૈયાર છે. અને તે ધોરણે બધો વહીવટ ચલાવવામાં આવશે.

[ ૭ ]-જ્યાં સુધી આ ફેંસલો ન સંભળાવાય, ત્યાં સુધી મુનિરાજ **શ્રી વિદ્યાવિજયજી**, મંદિરના ચોપડા, મંદિરની મિલ્કત અને બીજી વસ્તુઓ જેને સોંપવા ચાહે તેને સોંપીને, હાલ તુરતમાં મંદિરનો વહીવટ

ચાલુ કરાવે. અને મંદિરની આશાતના સંબંધી જે કંઇ સામાન્ય ફેરફાર કરવાની સૂચના કરે, તેને સમસ્ત સંઘ સમ્મત છે.

[ ૮ ]–આ 'લવાદનામું' અમે અમારી રાજીખુશીથી અને અમારા બન્ને પક્ષની સમ્મતિથી લખી આપીએ છીએ. તે અમારે કબુલ છે. ફે સલાનો કોઈ પણ પક્ષ અસ્વીકાર કરશે નહિ, એની અમે દેવ–ગુરુની સાક્ષીથી કબુલાત આપીએ છીએ. મિતિ સં. ૧૯૯૭ ના પોશ શુદ ૧, રવિવાર, તારીખ ૨૯–૧૨–૪૦.

[ ૯ ]–દા. નેણુસી હીરજી વીકમસી, મહાજનશ્રીના કેવાથી.

૧ શા. માણેકજી હંશરાજ દા. પોતે ( ૧ ) શા. વસાઇઆ ધારસી દા. પોતે
૨ શા. દામજી શામજી દા. પોતે ( ૨ ) શા. આણુંદજી જીવરાજ દા. પોતે
૩ શા. ખીઅરાજ કાનજી દા. પોતે ( ૩ ) શા. નેણુસી વસાઇઆ દા. પોતે
૪ શા. ખીઅરાજ ડોસા દા. પોતે ( ૪ ) શા. શામજી વસાઇઆ દા. પોતે
૫ કૃપાલ શામજી જીગણી ( ૫ ) શા. ખીમજી વેલજી દા. પોતે
( લિખિત ચિઠ્ઠી મોકલીને સંમતિ આપી છે. )
( ૬ ) શા. શિવજી જીવરાજ દા. પોતે (૧૪) શા. ખીમજી પદુ
( ૭ ) શા. જેઠા દેવજી દા. શિવજી (૧૫) શા. વેરસી ટોકરસી
( ૮ ) શા. લખમસી હરપાર (૧૬) શા. ચત્રભુજ ધનજી
( ૯ ) શા. જવેરચંદ કુંવરજી (૧૭) શા. શામજી રાયમલ
(૧૦) શા. લાલજી આણુંદજી (૧૮) શા. વિશનજી લાલજી
(૧૧) શા. ભવાનજી વીરધોર
(૧૨) શા. નરશી દેવજી
(૧૩) શા. ભવાનજી કાનજી

## તાત્કાલિક બંદોબસ્ત

[ ૧૦ ]—લવાદનામામાં મુકરર કરેલા ત્રણ લવાદો પૈકીના એક શેઠ **ચાંપસી કુંવરજી** મુંબઈ હતા. તેઓ આવે, ને અમે બધી બાબતોથી વાકેફગાર થઇ, સંપૂર્ણ ફેંસલો ને બંધારણ બનાવી આપીએ, ત્યાં સુધી તાત્કાલિક બંદોબસ્ત અને વ્યવસ્થા કરી આપવાની જે સત્તા, લવાદનામાના બીજા પેરેગ્રાફમાં મને આપવામાં આવી છે, તે અનુસાર મેં તાત્કાલિક જે વ્યવસ્થા કરી, તેમાં મહેતાજી **બીઅરાજ**ને છૂટા કરવામાં આવ્યા. ચાર આગેવાન ગૃહસ્થોની સમક્ષ ચાલુ તીજોરી (નવી) ને ખોલાવી ચીજો ગણી રીતસર લીષ્ટ કરવામાં આવ્યું, ને કેટલીક ચીજો અંદર મૂકવામાં આવી. સં. ૧૯૯૭ ના માગસર વદી ૦)) સુધીના ચોપડા, રીસીટ બુકો એ પણ તીજોરીમાં મૂકવામાં આવી. ચાલુ ખરચને માટે જોઇતી રકમ કઢાવી નવા મહેતાજીને સોંપવામાં આવી. બીજી કેટલીક ચીજો પેટીઓમાં ભરી, તેના ઉપર નંબરો નોંધી, સમુચ્ચયરૂપે નોંધ કરવામાં આવી. જુની તીજોરીની ચાવીઓ જેની જેની પાસે હતી, તેની પાસે જ રાખવામાં આવી પણ તે તીજોરી નહિ ખોલવાનું ઠરાવવામાં આવ્યું. ભંડારની કોટડીને ત્રણ તાળાં લગાવી, નવી તીજોરીની ને ભંડારની કોટડીની ચાવીઓ મારી દેખરેખ નીચે રાખવામાં આવી. મંદિરમાં આશાતનાનાં જે કારણો હતાં, તેમાંનાં ઘણાંખરાં દૂર કરવામાં આવ્યાં. આમ તાત્કાલિક વ્યવસ્થા જે કંઇ થઇ શકે તે પોષ સુદ ૭ ના દિવસ સુધીમાં કરવામાં આવી.

[ ૧૧ ]—મને જણાવતાં ખુશી ઉપજે છે કે મારી ઉપર પ્રમાણેની બધી વ્યવસ્થાને બન્ને પક્ષે વધાવી લીધી. એ વ્યવસ્થા કરવામાં બન્ને પક્ષે ઉત્સાહથી સહકાર આપ્યો, એટલું જ નહિ, પરંતુ એની ખુશાલીમાં, બધાંઓએ મળીને એક સારી રકમ ભેગી કરી બે દિવસ ખુશાલીનાં જમણ કર્યાં. બધાએ સાથે જમ્યા. બે દિવસ પૂજા–પ્રભાવનાઓ થઇ, જેમાં જરા પણ આનાકાની સિવાય બધાઓએ ભાગ લીધો.

## તકરારોનાં કારણો

[ ૧૨ ]—જે ઝઘડા સંબંધી મારે ફેંસલો આપવાનો છે, અને ભવિષ્યને માટે નવું બંધારણ ઘડી આપવાનું છે, તે સંબંધમાં ઊંડી તપાસમાં ઊતરું, તે પહેલાં મંદિરો અને પ્રજાના ઉપયોગ માટે ઉત્પન્ન કરાતી ધાર્મિક કે સામાજિક સંસ્થાઓમાં ઘણે ભાગે તકરારો શા કારણથી ઊભી થાય છે, તે સંબંધી કંઇક ઊહાપોહ આ સ્થાને કરી લઉં, તો તે વધારે લાભદાયક થઇ પડશે.

[ ૧૩ ]—ધાર્મિક કે સામાજિક કોઇ પણ સંસ્થામાં તકરારો ઊભી થવાનાં મુખ્ય બે કારણો મારી નજરે આવે છે. ૧. **માલિકી હક્ક** અને ૨. **વહીવટી હક્ક.**

[ ૧૪ ]—**માલિકી હક્કઃ**–કોઇ પણ વ્યકિત સાર્વજનિક ઉપયોગ માટે મંદિર, ધર્મશાળા કે કોઇ પણ સંસ્થા પોતાના દ્રવ્યથી ઊભી કરે છે, તેનો ઉદ્દેશ એક જ માત્ર હોય છે, કે તેનો લાભ સમસ્ત સમાજ ઉઠાવે, અને તેનું પુણ્ય પોતાને થાય. આવું સર્વોપયોગી પુણ્યકાર્ય ઉભું કરી દ્રવ્યની સાર્થકતા કરવી એ જ એનું ધ્યેય હોય છે.

[ ૧૫ ]—જૈનધર્મના સિદ્ધાંત પ્રમાણે જ્યારે કોઇ પણ ચીજ દેવી દેવતાને અર્પણ કરવામાં આવે છે, ત્યારે તે વસ્તુ ઉપરથી, તેના અર્પણ કરનારનો '**માલિકી હક્ક**' દૂર થઇ જાય છે. મંદિરોમાં સાધારણમાં સાધારણ ફળફૂલ કે નૈવેદ્ય ચઢાવવામાં આવે, તો પણ તેના '**માલિકી હક્ક**' થી ન કેવળ તેનો ચઢાવનાર જ દૂર રહે છે, બલ્કે કોઇ પણ જૈન, તે વસ્તુનો ઉપયોગ ન જ કરી શકે અને જો કરે તો તેના માટે સખ્તમાં સખ્ત દંડનું વિધાન છે.

[ ૧૬ ]—જૈન મંદિરો બનાવનારાઓનો જો '**માલિકી હક્ક**' કાયમ રહેતો હોય, તો તેનો અર્થ એ જ થાય છે કે મંદિર અથવા મૂર્તિ, એ એક

જાતની પોતાની પેઢી છે, કે જે પેઢી દ્વારા વગર મહેનતે લાખોની મિલ્કત પ્રાપ્ત થઇ શકે. પણ જૈનધર્મમાં તેવું કાંઇ નથી. બલ્કે સમસ્ત હિંદુ ધર્મમાં પણ આ જ પ્રમાણેનો સિધ્ધાંત હોવો જોઇએ, એમ હું માનું છું. આ સિધ્ધાંતમાં જેટલી ખામીઓ આવતી જાય છે, તેટલા જ તેટલા ઝઘડાઓ વધતા જાય છે.

[ ૧૭ ]—**વહીવટી** હકકઃ—ધર્માદા મિલ્કતો ઉપરનો બીજો **હક્ક** '**વહીવટી હકક**' છે. પોતે બનાવેલી વસ્તુ ઉપર '**વહીવટી હકક**' ભોગવવાની ઇચ્છા, સંસ્થાને ઉભી કરનાર પોતે જો રાખતો હોય, તો તેને પણ હું તો અનુચિત જ સમજું. જગતના કલ્યાણ માટે ધાર્મિક સંસ્થા ઉભી કરી, એટલે તેણે તો જાહેરમાં જ મૂકવી જોઇએ, અને તે સમાજને અર્પણ કરવી જોઇએ, અને તેમ કરીને તેનો 'વહીવટી હક્ક' સમાજને સોંપી દેવો જોઇએ. સંસ્થા ઉભી કરનારે પોતે 'વહીવટી હક્ક'નો મોહ ન રાખવો જોઇએ. 'વહીવટી હક્ક'નો આધાર પોતાની ઇચ્છા કરતાં સમાજની ઇચ્છા ઉપર વધારે અવલંબે છે. ઉદાર ગૃહસ્થની ઉદારતાની કદર કરવા માટે સમાજ 'વહીવટી હક્ક'માં એનું સ્થાન રાખે, એ જેટલું શોભાદાયક છે, તેટલું, પોતાની મેળે 'વહીવટી હકક' ભોગવવા પ્રયત્ન કરવો, એ શોભાદાયક નથી.

[ ૧૮ ]—ઘણે ભાગે ધર્માદા સંસ્થાઓમાં '**વહીવટી હક્ક**' માટે જ ઝઘડાઓ ઉભા થાય છે. સંસ્થા ઉભી કરનારા પોતાનો 'હક્ક' કાયમ કરવા પ્રયત્ન કરે છે, જ્યારે સમાજ પોતાનો હક્ક મજબૂત કરવા જાય છે. આ 'હક્ક'ની ખીંચાતાણી પણ ત્યાં જ થાય છે કે, જ્યાં આવશ્યકતાથી વધારે દ્રવ્ય હોય છે. અથવા ભેગું થાય છે. નિર્ધન મંદિરો કે નિર્ધન બીજી સંસ્થાઓની સામે પણ જોવા કોઇ ભાગ્યે જ જાય છે. દ્રવ્યની પાછળ જ ક્લેશો રહેલા છે. અને ગૃહસ્થો, પોતાના આવા 'વહીવટી હક્ક'ના મમત્વના કારણે પોતાના વ્યક્તિગત રાગ–દ્વેષોને પણ આવી

ધાર્મિક બાબતોમાં નાખીને પોતાના વૈરની વસુલાતો લેવાની પણ કોશીશો કરે છે.

[ ૧૯ ]—સમાજ એટલે ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનો સમૂહ. દરેક સમાજમાં ને દરેક ગામમાં કોઇ કોઇ એવી વ્યક્તિઓ પણ હોય છે, કે જેઓની ધર્મ ઉપર શ્રધ્ધા હોતી નથી, છતી શક્તિએ એક પૈસો પણ ધર્માદામાં નથી ખરચતા, મંદિરાદિમાં એક દિવસ દર્શન પણ નથી કરતા, છતાં યેન કેન પ્રકારેણ પોતાનો ' **વહીવટી હક્ક** ' જમાવવાની કોશીશો કરે છે. જ્યારે એક એવો બીજો વર્ગ પણ હોય છે, કે જેઓનો ધંધો, કોઇ પણ ઉપાયે બીજાને દબાવવા, પ્રતિષ્ઠિત કાર્ય કરનારી વ્યક્તિઓની ગુપ્ત કે જાહેરમાં નિંદાઓ કરવી, ધમકીઓ આપવી, તોફાનો મચાવવાં, પાર્ટીઓ પડાવવી, અને ખરી રીતે તેમનું સમાજમાં કે જાહેરમા કંઇ પણ સ્થાન નહિ હોવા છતાં, આ પ્રમાણેના ધંધા કરીને પોતાની સત્તા જમાવવાનો હોય છે. આવા ભિન્ન પ્રકૃતિના મનુષ્યો પોતાનો ' **વહીવટી હક્ક** ' જમાવવા કોશીશ કરે છે. અને તેમાંથી અનેક પ્રકારની લડાઇઓ ઊભી થાય છે.

## બે પક્ષો

[ ૨૦ ]—સર્વત્ર થતા ઝઘડાઓનાં મૂળ કારણો તરફ આટલું ધ્યાન ખેંચ્યા પછી હવે હું જખૌના ઝઘડા ઉપર આવું છું, કે જે ઝઘડા સંબંધી ફેંસલો આપવાની મારે મારી ફરજ બજાવવાની છે. આ ઝઘડાનું મૂળ કારણ ' **વહીવટી હક્ક** 'નું છે. અને તેજ કારણે જખૌના સમસ્ત સંઘમાં–મહાજનમાં બે પક્ષો પડી ગયા છે.

[ ૨૧ ]—**એક પક્ષઃ**—એક પક્ષ, કે જેને હું ' શેઠપક્ષ 'ના નામે ઓળખાવીશ અને જેના આગેવાન **શેઠ ચાંપશી કુંવરજી** છે, તેમનું કહેવું છે કે ' અમારા દાદા **શેઠ જીવરાજ રતનસીએ** ' રતનટૂંક '

નામનું મંદિર બનાવ્યું. તેની પ્રતિષ્ઠા સં. ૧૯૦૫માં થઇ, ત્યારથી આ મંદિરનો 'વહીવટી હક્ક' અમે ભોગવતા આવ્યા છીએ, કે જે 'વહીવટી હક્ક' શેઠ **ભીમસી** રતનસીના નામે ચાલુ રહ્યો છે. બેશક, અમે અમુક વર્ષોથી અમારી ઇચ્છાથી સમસ્ત મહાજનનો સહકાર જરૂર લેતા આવ્યા છીએ.'

[ ૨૨ ]—**બીજો પક્ષઃ**—બીજો પક્ષ કે જેના આગેવાન **શા. માણેકજી હંસરાજ** છે, તેમનું કહેવું એવું છે કે-' મંદિરોનો વહીવટ અમુક વર્ષોથી મહાજનને સુપ્રત થયેલો છે. મહાજન તેનો વહીવટ કરે છે. અને મંદિરના બનાવર તરીકે અમે **શેઠ ભીમસી રતનસીની** આગેવાની સ્વીકારતા આવ્યા છીએ.'

[ ૨૩ ]—**એક ખુલાસો**—અહીં એક ખુલાસો કરી નાખું: 'રતનટ્રૂંક'નું મંદિર બનાવનાર **જીવરાજ રતનસી** છે, ને વહીવટ કરનાર તરીકે **ભીમસી રતનસીનું** નામ લેવાય છે. એનું કારણ એ છે કે—**મેઘણ રતનસી, જીવરાજ રતનસી, પીતાંબર રતનસી ને ભીમસી રતનસી**–એ ચાર સગા ભાઇઓ હતા. સં. ૧૯૨૨ સુધી **જીવરાજ** રતનસીએ વહીવટ કર્યો છે. સં. ૧૯૨૨માં એ ભાઇઓમાં કારગતિ થઇ છે. તે વખતે **ભીમસી** રતનસી નહિ હતા, તેમનાં વિધવા **પૂંજામા** હતાં. આ કારગતિમાં મંદિર સંબંધી 'વહીવટી હક્ક' મજીઆરો સ્વીકારવામાં આવ્યો છે. છતાં એ હક્કનો ભોગવટો **ભીમશી** રતનશીનાં વિધવા **પૂંજામા** કરતાં હતાં, માટે વહીવટ કરનાર તરીકે **શેઠ ભીમશી રતનશીનું** નામ લેવાતું રહ્યું છે અને સં. ૧૯૪૭ સુધી આ વહીવટ શેઠ **ભીમશી રતનશીના** ઘરે હતો અને જરૂર પડે મહાજનનો સહકાર લેવામાં આવતો હતો, એમ કહેવામાં આવે છે. સં. ૧૯૪૭થી એક ચાવી શેઠને ત્યાં, ને બે ચાવીઓ મહાજન પૈકી બે વ્યક્તિઓ પાસે રહેવા લાગી.

## દલીલો

[ ૨૪ ]—**બીજો પક્ષ**, કે જેના આગેવાન **શા માણેકજી હંસરાજ છે**, તેઓનું કહેવું છે કે—' સં. ૧૯૪૭માં **ભીમશી** રતનશીના વિધવા **પૂંજામાએ** મંદિરનો ' વહીવટી હક્ક ' કુલ્લ સત્તાથી મહાજનને સોંપ્યો છે. ' આના સમર્થનમાં તેઓ એક છાપેલું હેન્ડબીલ, મંદિરની દિવાલ ઉપરનો શિલાલેખ અને સં. ૧૯૭૯માં સમસ્ત મહાજને એકત્રિત થઈ કરેલો ઠરાવ: એમ **ત્રણ પ્રમાણો** રજુ કરે છે. આ ત્રણે બાબતો હું તપાસું.

[ ૨૫ ]—**હેન્ડબીલ**—જે છાપેલું હેન્ડબીલ મારી આગળ રજુ કરવામાં આવ્યું છે: તેનું મુખ્ય હેડિંગ છે: **' વહીવટદારોની કોર્ટમાં જુબાની. '** આમાં **દેવજી રતનશી**ની જુબાનીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેની નીચે જ બે હેડિંગોવાળું લખાણ છે: **' માલિકોએ કરી આપેલ મહાજનને લખત '** અને **' નકલ પરથી નકલ ઉતારી છે. '** આ નીચેના લખાણમાં **પૂંજામાએ** મંદિરનો વહીવટ મહાજનને સોંપ્યાનો ઉલ્લેખ છે, કે જે ઉપરની જુબાનીવાળા લખાણથી વિરૂદ્ધ જાય છે. પણ આ લખાણની સત્યતાના સંબંધમાં જે મૂળ ( ઓરીજીનલ ) લખત જોઇએ તે મળતું નથી. એક હાથની લખેલી કૉપી કે જે **ધનજી પાસવીર**ના હાથની લખેલી કહેવામાં આવે છે, મને બતાવી; પણ તે પણ **નકલ** જ છે, **અસલ તો નહિ જ**. એટલે જ્યાં સુધી એની મૂળ ( ઓરીજીનલ ) કૉપી ન જોવામાં આવે ત્યાં સુધી આના ઉપર હું વધારે વજન ન રાખી શકું.

( ૨૬ )—**સિલાલેખ**—મૂળ મંદિરની એક દિવાલ ઉપર **શિલાલેખ** લાગેલો છે. આ શિલાલેખની છેલ્લી ત્રણેક લાઇનો ઘસી નાખેલી દેખાય છે. અને તે બિલકુલ વાંચી શકાતી નથી. બીજા પક્ષનું કહેવું છે કે ' આ લીંટીઓમાં મંદિરનો વહીવટ મહાજનને સોંપ્યાનો ઉલ્લેખ હતો, તેથી તેનો

ઇરાદાપૂર્વક નાશ કરવામાં આવ્યો છે.' આ સંબંધી તપાસની અંતે એ ત્રણ બાબતો વિચારણીય થઇ પડે છે:—૧. આ લાઇનો કયારે અને કોણે ઘસી નાખી, એનું કંઇ પ્રમાણ મળતું નથી. ૨. સંઘના ચોપડે શિલાલેખની નકલ ઉતારેલી હોવી જોઇએ, પણ તેવી અસલ નકલ રજુ કરવામાં આવતી નથી. ૩. શિલાલેખ જો મંદિરની પ્રતિષ્ઠાની સાથે જ, સં. ૧૯૦૫માં સ્થાપન કરવામાં આવ્યો હોય, અને મંદિરનો કુલ વહીવટ તે જ વખતે સંઘને–મહાજનને સોંપવામાં આવ્યો હોય, તો સં. ૧૯૪૭ સુધી શેઠ ભીમશી રતનશીને ત્યાં વહીવટ કેમ રહી શકે? અને સં. ૧૯૨૨ની ફારગતિમાં ત્રણે ભાઇઓનો મજીઆરો વહીવટ કેમ સ્વીકારવામાં આવે? એટલે આ શિલાલેખનું પ્રમાણ પણ શંકાવાળું જ ગણી શકાય.

[ ૨૭ ]—**મહાજનનો ઠરાવઃ**– 'વહીવટી હક્ક'ના સંબંધમાં એક અગત્યનું પ્રમાણ બીજા પક્ષ તરફથી રજુ કરવામાં આવે છે તે છે: '**સં. ૧૯૭૯ કચ્છી અશાડ સુદ ૧૨ ગુરૂવારની રાતના ૯ વાગ્યાના સુમારે ઉપાશ્રયમાં સમસ્ત મહાજને ભેગા થઇને કરેલો ઠરાવ.**' આ ઠરાવમાં ચાર બાબતોનો જે નિર્ણય કરવામાં આવ્યો છે, તે આ છે:—૧. દહેરાસરના મહેતાજી સંબંધી લખત ભીમસી રતનસી તથા મહાજન સમસ્તના નામથી કરવું. ૨. દહેરાસરનો વહીવટ ભીમસી રતનસીના મુનીમ જે હોય તે, શા. જેઠા ખેતસી, તથા માણેકજી હંસરાજ–એમ ત્રણ જણ, આગળથી વહીવટ કરતા, તે પ્રમાણે કરે. ૩. પદ્મપ્રભુની પ્રતિમા 'રત્નટૂંક'ના મંદિરમાં પધરાવે, અથવા બીજા કોઇ ગામ પધરાવે, તે પદ્મપ્રભુના વહીવટ કરનારાઓની મરજી ઉપર છે. ૪. કોરી ૩૨૦૦૦) શેઠ હીરજી ભીમશીની કાં. ઉપર દેરાસરની લેણી છે. એ કોરીઓની માગણી શેઠ ચાંપશી કુંવરજી ઉપર મહાજન ન કરે, અને ખર્ચ કરીઆવર અટકાવે નહિ.

[ ૨૮ ]—આ ઠરાવ નીચે શેઠ ભીમસી રતનસીના વહીવટ કરનાર દેવજી રતનસીની, ઘેલા માણેક અને શા. માણેકજી હંસરાજની સહીઓ છે.

( ૨૯ )—ખરી રીતે આ વહીવટી ઝઘડાનો અંત આ ઠરાવથી આવી જાય છે. કારણ કે સમસ્ત મહાજને ભેગા થઇને આ ઠરાવ કર્યો છે. આનો અર્થ હું એ સ્પષ્ટ કરું છું કે— સં. ૧૯૭૯ ના અષાડ શુદ ૧૨ સુધી ગમે તે રીતે ' વહીવટી હક્ક ' ભોગવાયો હોય, પરંતુ આજની તારીખથી આ મંદિરનો ' વહીવટી હક્ક ' શેઠ ભીમસી રતનસી તથા સમસ્ત મહાજનની સંયુક્તતાથી ભોગવાતો રહ્યો છે. અને આ ઠરાવ અનુસાર વહીવટ બરાબર સં. ૧૯૯૨ સુધી ચાલ્યો છે. એ પણ ઇતિહાસ તપાસતાં જણાયું છે.

## બે અગત્યની બાબતો

( ૩૦ )—સં. ૧૯૭૯ થી સં. ૧૯૯૭ ના સમય સુધીમાં બે અગત્યના બનાવો બન્યા છે, કે જેના ઉપર મારે વધારે વિચાર કરવાનો ને નિર્ણય આપવાનો રહે છે. આ બે બાબતોમાંની એક બાબત બની છે: સં. ૧૯૭૯ થી સં. ૧૯૯૨ ના સમય દરમ્યાન; અને બીજી બની છે: સં. ૧૯૯૨ થી સં. ૧૯૯૭ ના સમય દરમ્યાન.

( ૩૧ )—વાઘેરનો કેસઃ– સં. ૧૯૮૮માં એક મુસલમાન વાઘેર સાથે સમસ્ત મહાજનને ઝઘડો થયો છે અને આ ઝઘડાએ બહુ ભયંકર રૂપ પકડ્યું હતું. આ કેસનું જે વર્ણન મેં જુદી જુદી વ્યક્તિઓ તરફથી સાંભળ્યું, તે ઉપરથી મને જણાયું છે કે આ કેસ ખરેખર જ એક કમનસીબ બનાવ કહી શકાય. મને આ કેસમાં વધારે ઊંડા ઉતરવાની જરૂર જણાતી નથી, પણ આ કેસના અંગે થયેલા ખર્ચના સંબંધમાં જ મારે તો વિચાર કરવાનો રહે છે.

( ૩૨ )—જે વખતે આ કેસ થયો છે, તે વખતે બન્ને પક્ષો એક હતા અને તેના અંગે થયેલા ખર્ચની ચોક્કસ રકમ, તે કેસના ખર્ચ ખાતે માંડવામાં આવી છે. પણ કહેવાય છે કે--અમુક રકમ તેને જ અંગે

જુની તીજોરીમાંથી કાઢવામાં આવી. અને તે ખર્ચ હજુ ચોપડે પડયું નથી, તેનું શું કરવું ?

( ૩૩ )—મારી દૃષ્ટિએ વાઘેરની સાથે થયેલા કેસમાં મંદિરની કોઇ પણ રકમ ખર્ચવાનો ન ટ્રસ્ટીઓને હક્ક હોઇ શકે, ન સમસ્ત મહાજનને હોઇ શકે. જે કેસમાં મંદિર, મૂર્તિ, કે મંદિરની કોઇ પણ મિલ્કત સંબંધી રક્ષણ કરવાનું કારણ ન હોય, એવા કેસમાં મંદિરની રકમ ખરચવી, એ જરા પણ ઇચ્છવા ચોગ્ય નથી. કારણ કે કેસનું પ્રારંભિક સ્વરૂપ, મંદિરની સાથે સંબંધ રાખનારું નહિ હતું. પણ પાછળનું સ્વરૂપ જોતાં સમસ્ત મહાજને મળીને મંદિર, ધર્મ અને સમાજના ગૌરવ માટે આ ખર્ચ કર્યું છે, એમ બતાવવામાં આવે છે. વળી સમસ્ત મહાજનની સમ્મતિથી આ રકમ કાઢી એ પણ વાત ચોકકસ છે. સમસ્ત મહાજનનો જેના ઉપર તે વખતે વિશ્વાસ હતો, તેને આ કેસને અંગે ખર્ચવાને માટે તે રકમ આપી. કેટલીક રકમ આ કેસના ખર્ચ ખાતે મંડાઈ છે, એ પણ બન્ને પક્ષ કબુલ કરે છે, તો પછી જે રકમ આ કેસના ખર્ચ ખાતે માંડવી, કોઇ પણ કારણ સર રહી ગઇ હોય, તે રકમ પણ તે કેસના ખર્ચ ખાતે લખી વાળવી જોઇએ.

( ૩૪ )—**બન્ને પક્ષની વચ્ચેના કેસ**:—સં. ૧૯૯૨ થી સં. ૧૯૯૭ સુધીના સમયમાં કંઇક ઝઘડાઓ અને મતભેદો વધારે થયા છે. અને તે કારણે બન્ને પક્ષની ચોકકસ વ્યક્તિઓની વચમાં પરસ્પર કેસો પણ મંડાયા છે, કે જેનો સંબંધ મંદિરના હિત સાથે નથી જ જણાતો.

( ૩૫ )—આ સમયમાં આખા વહીવટનો ભાર લગભગ બે વ્યક્તિઓ ઉપર રહેલો દેખાય છે. **શા. માણેકજી હંસરાજ અને મહેતાજી ખીંઅરાજ કાનજી.** આ બન્ને એક જ પક્ષના છે. આ બીજા પક્ષકારોએ, પરસ્પર થયેલા કેસોમાં જે ખર્ચ કર્યું છે, તે મંદિરની

રકમમાંથી કર્યું છે. આ સંબંધી કયા કયા કેસોમાં કેટલું કેટલું ખર્ચ થયું, એ તો ચોપડા બતાવે, પણ ખર્ચ થયું અને મંદિરની મિલ્કતમાંથી થયું છે, એ વાત તો ચોક્કસ છે.

( ૩૬ )—મારી દૃષ્ટિએ પરસ્પરના વિવાદોમાં કોઈ પણ પક્ષકાર મંદિરની રકમમાંથી ખર્ચ કરે, એ બિલકુલ અનુચિત છે. અને તેમાંએ, જેમના હાથમાં મંદિરોનો વહીવટ હોય, તેમણે તો પોતાની પ્રામાણિકતા જાળવી રાખવા માટે પણ મંદિરમાંથી ખર્ચ કરતાં બચવું જોઇતું હતું, એમ સાદી સમજ કહે છે. કોર્ટ ફેંસલો આપતાં, કદાચિત્ તે ખર્ચ મંદિરમાંથી લેવાનું સૂચન કરે, તો તે વાત જુદી છે. વળી આ ખર્ચ મંદિરમાંથી ત્યારે થયું છે કે–મંદિરના મહેતાજી **ખીંઅરાજ**, પોતે એક પક્ષમાં ભળી ગયા, અને તેમણે પોતાના હસ્તકના વહીવટમાંથી ખર્ચ આપ્યું, એ વધારે ગેરવ્યાજબી કહેવાય. તેથી સિદ્ધાંતની દૃષ્ટિએ **શા.. માણેકજી હંસરાજ અને મહેતાજી ખીંઅરાજ** આ કેસોમાં ખર્ચાએલી રકમ માટે જવાબદાર ગણાય.

( ૩૭ ) --આવી રીતે આ એક હથુ સત્તાના સમયમાં કંઇક તકરારી કારણે એક દિવસ મંદિર અને પૂજા–પ્રક્ષાલનાદિ બંધ રહેલ તે, અને મહેતાજી **ખીંઅરાજે**, પોતાના મુકરર પગારથી વધારે પગાર લીધો તે–આ બાબતોને પણ હું અનુચિત જ સમજું છું.

## ભીમપુરાનું ટ્રસ્ટ

( ૩૮ )—જે મંદિરની તકરારી બાબતોનો હું ફેંસલો આપું છું, તે જ મંદિરની એક સ્થાવર મિલકતના સંબંધમાં પણ જનતાની ગેરસમજુતિ દૂર કરવા અહીં ખુલાસો કરી નાખું. અને તે છે–મુંબઇમાં **ભી**મપુરાના ટ્રસ્ટ સંબંધી હકીકત. મારા જાણવામાં આવ્યું છે તેમ, મુંબઇના **ભી**મપુરાનું રીતસર ટ્રસ્ટડીડ થયેલું

છે. અને તે ટ્રસ્ટમાં જખૌ મંદિરના સાધારણ ખરચ ખાતે વાર્ષિક અમુક હિસ્સો આપવાનું બંધારણ થયેલું છે. એ ટ્રસ્ટના એક ટ્રસ્ટી **શેઠ ચાંપસી કુંવરજી** છે, કે જેઓ મારી સાથે એક જોડીઆ લવાદ છે. તેઓની સાથે આ સંબંધી ચર્ચા થતાં, અત્યાર સુધી નહીં અપાયેલી રકમ, અને હવે પછી આપવાની રકમ નિયમિત રીતે આપવાને તેઓ તૈયાર છે. એટલે આ સંબંધી વિશેષ ઊહાપોહની જરૂર રહેતી નથી, આશા છે કે તેઓ નિયમ પ્રમાણે રકમ આપશે.

( ૩૯ )—મંદિર સંબંધી જે જે તકરારી બાબતો અગત્યની મને લાગી, તેના ઉપર મારી બુદ્ધિ અને મને મળેલાં સાધનોના પ્રમાણમાં મેં ઉપર ઊહાપોહ કર્યો છે.

### ઠરાવ.

( ૪૦ )—જખૌ મંદિરના ‘ વહીવટી હકક ’ માટે પડેલા ઝઘડા સંબંધી જે જે વસ્તુઓ મારે વિચારવાની હતી, તે અત્યાર સુધી ઉપર વિચારાઇ છે. હવે મારૂં કામ તમામ બાબતોના નિષ્કર્ષ રૂપે **ફેંસલો** આપવાનું છે. આ બાબતો સંબંધી હું મારો નિર્ણય જાહેર કરું તે પહેલાં એક વાત કહી દઉં અને તે એ કે—

( ૪૧ )—આ ફેંસલો આપવામાં મારું એક જ દૃષ્ટિબિંદુ રહે છે કે—જખૌના સમસ્ત મહાજનમાં સંપની વૃદ્ધિ થાય, મંદિરની આશાતના દૂર થાય, અને મંદિર જાહોજલાલીમાં આવે. હું નથી ચાહતો કે—કોઇ પણ નિમિત્ત, ટુકડાઓને સાંધવામાં વિઘ્નભૂત થાય. આ દૃષ્ટિએ બધું વિચાર્યા પછી હું ઠરાવું છું કે—

( ૪૨ )—૧. સં. ૧૯૭૯ ના અષાડ શુદિ ૧૨ ના દિવસે સમસ્ત મહાજને મળીને કરેલા ઠરાવ પ્રમાણે **શેઠ ભીમસી રતનસી** અને **સમસ્ત મહાજન—એ બન્નેનો સંયુક્ત ‘વહીવટી હકક’ કાયમ રાખવો.**

( ૪૩ )—૨. વાઘેરના કેસ માટે જુની તીજોરીમાંથી કાઢેલી રકમ, કે જે તે ખર્ચ ખાતે માંડવામાં ન આવી હોય, તે રકમ તે કેસના ખર્ચ ખાતે માંડી વાળવી.

( ૪૪ )—૩. બન્ને પક્ષોની વચ્ચે ચાલેલા કેસોમાં, બીજા પક્ષકારોએ જે ખર્ચ મંદિરના ચોપડામાં માંડયું હોય, તે જેમનું તેમ કાયમ રાખી, તેને માંડી વાળવું.

( ૪૫ ) ૪. નવા બંધારણ પ્રમાણે જે કમીટી મુકરર થાય, તે કમીટીએ, ચોપડા તપાસી જેની જેની પાસે દેવદ્રવ્ય, સાધારણ દ્રવ્ય આદિની રકમો લેણી નીકળતી હોય, તેનું લિષ્ટ તૈયાર કરી તે ઉઘરાણી વસુલ કરવાનું કામ હાથ પર લેવું.

( ૪૬ )—૫. મંદિર સંબંધી તમામ સ્થાવર જંગમ મિલ્કતનું નવેસરથી લિષ્ટ તૈયાર કરવું અને તે ઉપર કમીટીના પાંચે મેમ્બરોએ સહી કરવી.

( ૪૭ )—૬. હવે પછીથી મંદિરનો વહીવટ નીચે પ્રમાણેના ધારાધોરણ અનુસાર ચલાવવો.

## શ્રી જખૌ 'રત્નટુંક' જૈન તીર્થના વહીવટનું બંધારણ અને નિયમો.

### ૧. નામ

( ૪૮ )—આ તીર્થનો વહીવટ પાંચ ગૃહસ્થોની કમિટી કરશે. આ કમિટીનું નામ 'શ્રી જખૌ જૈન રત્નટુંક તીર્થરક્ષક કમિટી' એવું રહેશે.

## ૨. ઉદ્દેશ અને કાર્ય

( ૪૯ )—આ કમિટીનો ઉદ્દેશ મંદિર અને તેના સાધારણ ખાતાનો વહીવટ કરવાનું રહેશે. તેના માટે આ તીર્થની સ્થાવર--જંગમ મિલ્કતનો વહીવટ રાખવો, જીર્ણોદ્ધારાદિ કાર્યો કરવાં, મંદિરમાં કોઇ પણ જાતની આશાતના ન થવા દેવી, દ્રવ્યનો દુરુપયોગ ન થવા દેવો, નોકર ચાકર રાખવા, તેમજ મંદિર સંબંધી ચાલુ અને અકસ્માતી કાર્યો સંભાળવાં, તે કાર્યો રહેશે.

## ૩. મેમ્બરો

( ૫૦ )—આ કમિટીના જે પાંચ મેમ્બરો રહેશે,તે નીચેના ધોરણે રહેશે.

( ૫૧ )—૧. શેઠ, પ્રમુખ તરીકે કાયમ રહેશે. તેમની જગા પૂરવાની આવશ્યકતા ઉભી થાય, તો તેમના વારસદારથી પુરાશે.

( ૫૨ )—૨. બાકીના ચાર મેમ્બરો પૈકી, એક પ્રમુખે પસંદ કરેલા રહેશે.

( ૫૩ )—૩. બાકીના ત્રણ મેમ્બરો સમસ્ત મહાજન તરફથી ચૂંટાયલા રહેશે. અને તે સમસ્ત મહાજનની સભા બોલાવી ચૂંટવામાં આવશે.

( ૫૪ )—૪. શેઠ તરફથી મુકરર થએલ મેમ્બરની જગા ખાલી પડતાં તેની પુરતી શેઠ નિમણુંક કરીને કરશે.

( ૫૫ )—૫. મહાજન તરફથી ચૂંટાએલ મેમ્બરની જગા ખાલી પડતાં મહાજન સમસ્ત પોતાની સભા બોલાવી પુરતી કરી આપશે. કોઈ પણ પ્રસંગે મહાજન ત્રણ મહિના સુધીમાં મેમ્બરની ચૂંટણી ન કરી આપે, તો કમિટીના મેમ્બરો બહુમતિથી મહાજનમાંથી ચૂંટી લેશે.

( ૫૬ )—૬. મહાજન તરફથી ચૂંટાએલા ત્રણે મેમ્બરો સ્થાનિક હોવા જોઇએ. તેમ પ્રમુખ પોતે હાજર ન રહી શકતા હોય, તો તેમણે પોતાનો પ્રતિનિધિ સ્થાનિક મુકરર કરવો પડશે, અને તેને પોતાનું લિખિત મુખત્યારનામું આપવું પડશે. બીજા મેમ્બરોએ પોતે જ હાજરી આપવી પડશે.

( ૫૭ )—૭. એક વખત છૂટા થએલ મેમ્બરની ચૂંટણી તથા નિમણુંક ફરીથી પણ કરી શકાશે.

૪. સત્તા

( ૫૮ )—આ કમિટીને આ તીર્થ સંબંધી તમામ પ્રકારની વ્યવસ્થા કરવાની સત્તા રહેશે, કે જે કલમ ૨ માં બતાવવામાં આવી છે. દરેક કાર્ય, મિટિંગમાં બહુમતીથી પસાર કરીને કરાશે.

## ૫. મિટિંગો

( ૫૯ )—૧. ઓછામાં ઓછી મહિનામાં એકવાર આ કમિટીની મિટિંગ મેળવાશે, ને જે કાર્ય કરવાનું હશે તે સંબંધી નિર્ણય કરી, તેની યોગ્ય વ્યવસ્થા કમિટી કરશે.

( ૬૦ )—૨. ખાસ જરૂરી કામે પ્રમુખ પોતાની સહીથી પણ સરક્યુલર ફેરવી મિટિંગ બોલાવી શકશે.

( ૬૧ )—૩. બે મેમ્બરોની લિખિત સૂચના મળવાથી પણ સેક્રેટરી મિટિંગ બોલાવી શકશે.

( ૬૨ )—૪. મિટિંગમાં થયેલ કાર્યની નકલ દરેક મેમ્બરને સેક્રેટરી મોકલશે.

(૬૩)—૫. દરેક મિટિંગમાં થયેલ કાર્યની નોંધ **મીનીટ** બુકમાં રાખવામાં આવશે. અને તે ઉપર તે પછીની મિટિંગના પ્રમુખ સહી કરશે.

## ૬. હાજરી

(૬૪)—૧. સ્થાનિક દરેક મેમ્બરે બનતા સુધી દરેક મિટિંગમાં હાજરી આપવી જોઇશે.

(૬૫)—૨. કમિટીના જે સ્થાનિક મેમ્બરે, એક વર્ષની મિંટિંગો-માંથી એક પણ મિટિંગમાં હાજરી નહિ આપી હશે. તેનું નામ કમિટી-માંથી બાતલ કરવામાં આવશે.

(૬૬)—૩. કોઈ પણ મેમ્બરની જગા ખાલી પડતાં, જે રીતે તે મેમ્બર ચૂંટાઇને યા નિમણુંકથી આવ્યા હશે. તેની જગા તે રીતે પુરાશે.

(૬૭)—૪. ગેરહાજરીથી કમી થતા મેમ્બરોની નિમણુંક અથવા ચૂંટણી ફરીથી પણ કરી શકાશે.

## ૭. નવી ચુંટણી

(૬૮)—એક વખત નિશ્ચિત થયેલી કમિટી ત્રણ વર્ષ કામ કરશે. ત્રણ વર્ષ પૂરાં થતાં પ્રમુખ સિવાયના ચારે મેમ્બરોની નિમણુંક અને ચૂંટણી થશે.

## ૮. જવાબદારી

(૬૯)—કોઇ પણ જાતના ગેરવહીવટ માટે તે તે સમયના પાંચે મેમ્બરો જવાબદાર ગણાશે.

## ૯. કોરમ

( ૭૦ )—મિટિંગનું કોરમ ઓછામાં ઓછા ત્રણ મેમ્બરોનું રહેશે, અર્થાત્ ત્રણ મેમ્બરોની હાજરીથી કાર્ય કરી શકાશે. પણ એક વખતની મિટિંગમાં ત્રણની હાજરી ન હોય, તે કાર્ય ( જે અધુરું રહ્યું હશે તે ) બીજી મિટિંગમાં બે મેમ્બરોથી પણ કરી શકાશે. મિટિંગમાં સરખા મત પડતા હોય ત્યારે પ્રમુખ પોતાનો એક મત વધારે આપશે.

## ૧૦. સેક્રેટરી

( ૭૧ )—હિસાબી તમામ કામ, મંદિરો સંબંધી સીધી દેખરેખ તેમજ વ્યવસ્થા માટે એક પગારદાર સેક્રેટરી (મહેતાજી) રાખવામાં આવશે.

( ૭૨ )—૧. પ્રમુખના પ્રતિનિધિ અને સેક્રેટરી—એ બન્ને હંમેશાં જુદી વ્યક્તિઓ રહેશે.

( ૭૩ ) ૨. સેક્રેટરીની નિમણુંક કમિટી કરશે.

( ૭૪ )—૩. મિટિંગો બોલાવવી, પૂજારીઓ અને બીજા નોકરો ઉપર સીધી દેખરેખ રાખવી, હિસાબ ચોકખો રાખવો, મંદિરોની સ્વચ્છતા વગેરે ઉપર ધ્યાન આપવું, મિટિંગો બોલાવવી, મિટિંગોની નોંધ રાખવી, મેમાનો સંબંધી વ્યવસ્થા જાળવવી, એ વગેરે કાર્યો સેક્રેટરીએ કરવાનાં છે.

( ૭૫ )—૪. સેક્રેટરીના હવાલે રોજના ઉપયોગનાં વાસણો, આંગીઓ ને બીજી જરૂરી ચીજો રહેશે. ઉપરાંત રોકડ પુરાંત કોરી ૫૦૦) પાંચસો સુધી રહેશે. તેથી વધે તો સ્થાનિક મેમ્બરોને બોલાવી ચાલુ તીજોરીમાં મૂકી દેવાશે.

( ૭૬ )—૫. વધારેમાં વધારે કોરી ૨૦૦) બસો સુધીની પહોંચ સેક્રેટરી પોતાની સહીથી આપી શકશે તેથી વધુ રકમની પહોંચ પોતાની સહી સાથે, કમિટીના કોઇ પણ સ્થાનિક મેમ્બરની સહીથી આપી શકાશે.

( ૭૭ )—૬. સેક્રેટરી એક સાથે વધુમાં વધુ ૨૦૦) બસો કોરી સુધીનું ખર્ચ કરી શકશે, તેથી વધુ ૫૦૦) પાંચસો કોરી સુધીનું ખર્ચ, પ્રમુખ કે પ્રમુખના પ્રતિનિધિની સમ્મતિ મેળવી કરી શકાશે. અને તેથી વધારે ખર્ચના જરૂર પડે તો કમિટી બોલાવી મંજૂરી મેળવી કરી શકાશે.

## ૧૨. મિલ્કતનું રક્ષણ

( ૭૮ )—આ તીર્થની મિલ્કતના રક્ષણ માટે એક ભંડારની કોટડી અને તેમાં બે તીજોરીઓ રહેશે.

( ૭૯ )—**૧. તીજોરી જુની**:—આમાં ચાલુ ઉપયોગ વિનાનું બિનજરૂરી જોખમ રહેશે. આ તીજોરીની ચાર ચાવીઓ રહેશે. તેમાંની એક શેઠ અને બાકીની ત્રણ મહાજનના ત્રણ મેમ્બરો પાસે રહેશે. જીર્ણોદ્ધાર તથા નાણાની હેરફેર કે એવા કોઇ અગત્યના કાર્ય પ્રસંગે આ તીજોરી ખોલી શકાશે.

( ૮૦ )—**૨. તીજોરી નવી**:—અવારનવાર જરૂર પડતી જોખમી ચીજો તેમજ વધારેમાં વધારે પચાસ હજાર કોરી રોકડ આ તીજોરીમાં રહેશે. આ તિજોરીની પણ ચાર ચાવીઓ રહેશે અને તે, ઉપર પ્રમાણે શેઠ અને ત્રણ મહાજનના મેમ્બરો પાસે રહેશે.

( ૮૧ )—૩. મંદિર સંબંધી તમામ નાનામાં નાની ને મોટામાં મોટી ચીજોનું, તેનું નામ, તોલ, માપ ને ગણતરી સાથેનું લિષ્ટ રહેશે. તે તે તીજોરીમાં રહેશે.

( ૮૨ )—૪. બન્ને તીજોરીઓમાં એક વધારાની બુક રહેશે. જ્યારે જ્યારે જે જે ચીજ તે તે તીજોરીમાંથી કઢાશે, ત્યારે ત્યારે તેની નોંધ તેમાં રહેશે. ને તે ચીજ પાછી મૂકતાં, તારીખવાર તેમાં જમા થશે. હાજર રહેલ મેમ્બરો તેમાં સહી કરશે.

( ૮૩ )—૫. કમિટીએ મંજૂર કરેલા કોઇ પણ કાર્ય પ્રસંગે તીજોરી ખોલવામાં કમિટીનો કોઇ મેમ્બર સહકાર નહિ આપે તો, તેને વધારેમાં વધારે પંદર દિવસની મુદત આપવામાં આવશે. તેટલી મુદતમાં પણ જો તે સહકાર નહિ આપે, તો તે મેમ્બર, કમિટીના મેમ્બરપદથી દૂર થયો છે, એમ સમજી, કમિટીને તેની પાસેની ચાવી સિવાય પણ તીજોરી ખોલવાનો હક્ક રહેશે. અને તે મેમ્બરના સ્થાનમાં કમિટી બીજો મેમ્બર ચૂંટી લેશે.

## ૧૨. હિસાબનું ઑડિટ

( ૮૪ )—૧. દર વર્ષે હિસાબનું સરવૈયું કાઢી, તેની નકલ બધાઓની જાણ માટે દર ભાદરવા મહિનામાં બોર્ડ ઉપર જાહેર કરવામાં આવશે.

( ૮૫ ) ૨. દર ત્રણ વર્ષે કોઇ પણ સ્થાનિક, હીસાબી કામના સારા અનુભવી પાસે હિસાબ ઑડિટ કરાવાશે. અને સમસ્ત સંઘ ભેગો કરી તે હિસાબ જાહેર કરવામાં આવશે. તેમ દરેકને જોવા માટે ખુલો રહેશે. કમિટી ઉચિત સમજશે તો છપાવીને પણ બહાર મૂકશે.

## ૧૩. બંધારણમાં ફેરફાર

( ૮૬ )—આ બંધારણ હાલ ત્રણ વર્ષ સુધી કંઇ પણ ફેરફાર વિના ચાલુ રહેશે. તે પછી ત્રણ વર્ષના અનુભવથી તેમાં કંઈ ફેરફાર કે સુધારો વધારો કરવાની જરૂર જણાશે, તો કમિટી પોતે સર્વાનુમતિથી તે કરી શકશે. આ મિટિંગમાં કમિટીના પાંચે મેમ્બરોની હાજરી હોવી જોઇશે.

( ૮૭ )—આજના જમાનામાં બંધારણ વિનાની કોઇ પણ સંસ્થા જેમ લોકપ્રિયતા મેળવી શક્તી નથી, તેમ સફળતાને પણ પ્રાપ્ત કરી શકતી નથી. ' વહીવટી હકક ' માટે પડતી તકરારોમાં ઘણી વખત; 'બંધારણનો અભાવ ' પણ કારણ બને છે. બંધારણના અભાવથી, કાર્યકર્તાઓને પોતાની જવાબદારી સમજવામાં મુશ્કેલીઓ પડે છે. દરેક કાર્યકર્તાને પોતાની સત્તાનું ભાન પણ હોવું જોઇએ. વળી અત્યારે, એક હથ્થુ સત્તા તરફ લોકોનો ખૂબ ખૂબ અણગમો જાગ્યો છે. આવી અનેક બાબતો માટે બંધારણની તો ખાસ જરૂર છે જ.

( ૮૮ )—જખૌના જૈન સંઘમાં મંદિરના 'વહીવટી હકક' સંબંધી પડેલા ઝઘડામાં પણ બીજાં અનેક કારણો સાથે આ પણ એક કારણ છે કે-બંધારણનો અભાવ, અને તેટલાજ માટે ઝઘડાની મુખ્ય મુખ્ય બાબતોનો ફેંસલો આપવા સાથે એક બંધારણ પણ ઉપર બનાવી આપવામાં આવ્યું છે. જો કે આથી પણ વધારે બારીક બંધારણ બનાવી શકાતું હતું, પરંતુ કચ્છની પ્રજાનું અને ખાસ કરીને જખૌના મહાજનનું માનસ, જે કંઇ મારા સમજવામાં આવ્યું છે, અને અહીંની પરિસ્થિતિ જે જોવાઇ છે, એને અનુલક્ષીને મારી અલ્પમતિ પ્રમાણે ઉપર પ્રમાણે બંધારણ મુકરર કરી આપું છું. આશા છે કે સમસ્ત જૈન મહાજન અને કાર્યકર્તાઓ, કેવળ તીર્થનું હિત ધ્યાનમાં રાખી, પ્રભુ સાક્ષીથી, કોઇનો પણ પક્ષપાત કર્યા વિના, નિખાલસ હૃદયથી અને શુદ્ધ બુદ્ધિથી બધું કાર્ય કરશે.

( ૮૯ )—પ્રાન્તે-હું, ભાઇ લાલજીભાઈ ઘેલાભાઇ બી. એ., એલએલ. બી.નો આભાર માનું છું, કે જેમણે મને આ ફેંસલો આપવામાં પોતાના સમયનો, બુદ્ધિનો અને જ્ઞાનનો ખૂબ ખૂબ સાથ આપ્યો છે. શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપો !

જખૌ ( કચ્છ ) ફાગણ વદી ૧૧
સં. ૨૪૬૭, ધર્મ સં. ૧૯. સં.
૧૯૯૭ તા. ૨૩-૩-૪૧

( સહી ) વિદ્યાવિજય

( ૯૦ )—લી. હું ચાંપશી કુંવરજી જીવરાજ, મારા તરફથી સહી કરતાં જણાવું છું કે—અમારા શ્રી જખૌ જૈન ' રત્નટૂંક ' દેરાસરના ઝઘડાઓનું નિકાલ લાવવા માટે જે ' લવાદ પંચ ' નીમવામાં આવ્યો તેમાં એક લવાદ તરીકે મારી નિમણુંક કરવામાં આવી હતી. અને પૂજ્ય મહારાજ શ્રી વિદ્યાવિજયજીના તેડાવવાથી હું મુંબઈથી અત્રે આવી એઓશ્રીને જોઇતી મારા હકક તથા પક્ષ સંબંધી બધી બાબતોની માહેતી તથા સમજણુ આપી, તે ઉપરથી મહારાજશ્રીએ જે ફેંસલો બહુ પરિશ્રમ અને વખતનો ભોગ આપી કર્યો છે, તે વાંચતાં આ નીચે જણાવેલી બાબતોમાં સંમત ન હતો.

( ૯૧ )—(૧) પેરેગ્રાફ ૪૪ માં બન્ને પક્ષો વચ્ચે ચાલેલા કેસોમાં બીજા પક્ષ તરફથી ખર્ચાયેલ રકમ જેમની તેમ માંડી વાળવા ઠગવવામાં આવ્યું છે.

( ૯૨ )—(૨) પેરેગ્રાફ ૪૩માં વાઘેરોના કેસ વખતે તીજોરીમાંથી નિકળેલ રકમ તે વખતે મંડાતા રહી ગઇ તે રકમ ખરચ ખાતે લખી નાખવા ઠરાવવામાં આવ્યું તે.

( ૯૩ )—(૩) મહેતા ખીયરાજ કાનજીએ પોતાના મુકરર થયેલ પગાર કરતાં વધુ પગાર લીધેલ. એ બદલ પણ આપ મહારાજશ્રીએ ઘટતું લક્ષ ન આપ્યુ.

(૯૪)—એમ આ ત્રણ બાબતોમાં હું સંમત ન હતો, અને મારો વિરૂદ્ધપણું હતો. છતાં પૂજ્ય મહારાજ સાહેબના સમજાવટથી અને આ ફેંસલો લખાયા પહેલાં મેં મહારાજ સાહેબને કબુલાત આપી હતી કે અમે અમારા તરફનું સઘળી હકીકત આપના પાસે રજુ કરશું પણ છેવટ આખરે ફેંસલો આપ મહારાજશ્રી જે કરી આપશો તે હું કબુલ રાખીશ. તો કબુલાત મુજબ આપશ્રીએ આ કરેલો આખો ફેંસલો કબુલ કરી સમ્મત થાઉં છું.

લી. ચાંપશી કુંવરજી જીવરાજ

મિતિ સં. ૧૯૯૭ના ફાગણ વદ ૧૨ને સોમે તારીખ ૨૪ માર્ચ સન ૧૯૪૧

## અગત્યની નોંધ

(૯૫)—ઉપર પ્રમાણે સંપૂર્ણ ફેંસલો તેમજ ધારાધોરણ લખાઇ ગયા પછી અને અમારી બે લવાદોની સહીઓ થઈ ગયા પછી મારે દિલગીરી સાથે આ નોંધ લખવી પડે છે.

(૯૬)—ફેંસલામાં બતાવેલી ત્રણ બાબતો, કે જે પારેગ્રાફ ૩૧ થી ૩૭ સુધીમાં ચર્ચવામાં આવી છે–(વાઘેરનો કેસ, બન્ને પક્ષની વચ્ચેનો કેસ અને મહેતાજી ખીંઅરાજે નિયત પગારથી લીધેલો વધારે પગાર)– તેમાં મેં સ્પષ્ટ બતાવ્યું છે કે તેમાં ખરચાએલી અને ચોપડે નહિ મંડાએલી રકમો, દેવદ્રવ્યમાંથી ખર્ચવાનો કોઇનો કંઇ હક્ક નહિ હતો. તેમાં વાઘેરના કેસમાં કઢાએલી રકમ સમસ્ત મહાજને મળીને કાઢી છે, એટલે સમસ્ત મહાજન જવાબદાર છે. આપસના કેસોમાં ખરચાએલી રકમના જવાબદાર **શા. માણેકજી હંસરાજ** ને તે વખતના **મેતાજી ખીંઅરાજ** છે, કારણ કે તેમણે તે વખતની એકહથ્થુ સત્તાનો દુરુપયોગ કર્યો છે. અને નિયત પગારથી વધારે પગાર લેવાની જવાબદારી **મહેતાજી ખીંઅરાજની** છે. વળી આ મહાનુભાવોની એકહથ્થુ સત્તાના સમયમાં એક વખત મંદિરના દરવાજા બંધ રહ્યા, પ્રભુની પૂજા–પ્રક્ષાલ અને ભાવિક પુરુષોને દર્શન–પૂજન પણ બંધ રહ્યાં.

(૯૭)—આ બધી બાબતો દેવદ્રવ્યને હાનિ પહોંચાડનાર, વહીવટ કરનાર તરીકે પોતાની અયોગ્યતા પ્રકટ કરનાર અને સમાજનો વિશ્વાસ ખોનાર તરીકે બની છે, એમ કહેવાય અને તેટલા માટે તે ન માફ થઈ શકે તેવી છે.

(૯૮)—તેમ છતાં પારેગ્રાફ ૪૧ માં બતાવ્યા પ્રમાણે, મારો ઇરાદો કોઇ પણ રીતે અહીંના મહાજનમાં–સંઘમાં શાંતિ ફેલાવવાનો, આવા ભવ્ય તીર્થનું સંરક્ષણ કરવાનો, મંદિરના દ્રવ્યની થતી હાનિ બચાવવાનો,

અને કોઇ પણ રીતે સંઘની–મહાજનની કીર્તિ કેમ વધે, એવો પ્રયત્ન કરવાનો હોઇ નં. ૪૨, ૪૩, ૪૪, ૪૫ ના પારેગ્રાફોમાં શા. **માણેકજી હંસરાજ** અને તેમના પક્ષને અનુકૂળ થાય એવા જ ઠરાવો કર્યા.

( ૯૯ )—**અબડાસા** તાલુકાના વહીવટદાર સાહેબ શ્રીમાન્ હરિલાલભાઇની સમક્ષ શા. **માણેકજી** હંસરાજે અનેકવાર કબુલાત આપી કે અમે ખરચાએલી રકમ માફ કરવામાં આવે તો હું સહી કરવા તૈયાર છું. મારી અને જોડીઆ લવાદ શેઠ **ચાંપશી** કુંવરજીની તેમ કરવાની ઇચ્છા નહિ હોવા છતાં, જો આટલા જ માટે, એક લવાદ અલગ રહી જતા હોય તો, તેટલું સહન કરીને પણ ત્રણે લવાદો એકત્રિત થઇ જાય તો સારૂં, તેમ ધારી શેઠ **ચાંપશી** કુંવરજીને સમજાવી મેં તે વાત કબૂલ રાખી, ફેંસલો તૈયાર કર્યો.

( ૧૦૦ )—આમ બધી રીતે શા. **માણેકજી** હંસરાજનું માન રાખવા છતાં પણ મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે–ત્રીજા લવાદ **માણેકજી** હંસરાજે છેવટની ઘડીએ સહી કરવાની ચોકખી ના પાડી છે. મેં તેમને ૨૪–૩–૪૧ ના દિવસે એક પત્ર લખી સૂચના કરી કેઃ—

( ૧૦૧ )—"તમે એક જ વાતમાં મતભેદ જણાવેલો, તે વાત "તમારા કહેવા પ્રમાણે કરવામાં આવે, તો સહી કરવાની કબુલાત વહીવટ-"દાર સાહેબની સમક્ષ આપેલી. તમે કાલે મારી પાસે આવ્યા, વાંચ્યું. "સવારમાં આવ્યા. આઠ વાગે આવવાનું કહી ગયા. એ વખત માણસ મોક-"લવા છતાં હવે આવવાની ના પાડો છો. હમણાં વહીવટદાર સાહેબ ભુજ "જતાં મને મળીને ગયા, મેં તેમને વંચાવ્યું. તમારી ઇચ્છા પ્રમાણે લખાયું "છે, એટલે તમો સહી કરશો જ, એવું વહીવટદાર સાહેબ કહી ગયા છે. "તમારા કહેવા પ્રમાણે લખવું મને ગેરવ્યાજબી લાગતું હતું, છતાં ગામમાં "શાન્તિ થાય, તમારૂ કંઇ સ્થાન રહે, એ ઇરાદાથી તમારૂં માન રાખ્યું.

"છતાં તમને તેની કંઇ કિંમત નથી. અને જાણે કે–કોઇ પણ ઉપાયે ગામમાં
"અશાન્તિ રાખવી છે, મંદિરને હાનિ પહોંચાડવી છે, એવી જ તમારી વલણ
"હોય એવું બતાવો છો. ઘડીએ ઘડીએ તમારા વિચારોમાં ફરો છો. હું
"તમને આથી સૂચના કરું છું કે–તમારે તમારી માણસાઇ જાળવવી હોય
"અને ખરેખર જ તમે શાન્તિને ચાહતા હો તો આવો, વાંચો, અને સહી
"કરો. જો બપોરે બાર વાગ્યા સુધીમાં નહિ આવો તો આ ફેંસલા સંબંધી
"મને ઉચિત લાગશે તે માર્ગ લઇશ. અને જો કંઇ પણ અનિષ્ટ પરિણામ
"આવશે, તો તેના જવાબદાર તમે ગણાશો."

( ૧૦૨ )—મારે દિલગીરી સાથે જણાવવું પડે છે કે શા. માણેકજી હંસરાજે મારી સૂચના ઉપર ધ્યાન આપ્યું નથી. ને તેઓ પોતાના "લવાદ" તરીકેના ધર્મથી ચૂકયા છે. નીતિ, કાયદો તો એ છે કે–કોઈ વિષયમાં એમનો મતભેદ હતો, તો તેઓએ પોતાનો મતભેદ નોંધીને પણ સહી કરવી જોઇતી હતી. પરંતુ સર્વથા સહી કરવાથી દૂર રહેવું, એનો અર્થ શો હોઈ શકે, એ ભાગ્યે જ સમજાવવાની જરૂર રહે છે.

( ૧૦૩ )—હવે જ્યારે તેઓ સહી કરવાથી દૂર રહે છે, તો પછી, મારે દિલગીરી સાથે મારા જોડીઆ લવાદ શેઠ ચાંપસી કુંવરજીની સાથે મળતા થઇ ઠરાવવું પડે છે કે—

( ૧૦૪ )—( ૧ ) પેરેગ્રાફ ૩૪, ૩૫, ૩૬, ૩૭ માં જણાવ્યા પ્રમાણે આપસના કેસોમાં બીજા પક્ષે જે ખર્ચ મંદિરમાંથી કર્યું હોય, કે જે રકમ મંદિરના ચોપડા તપાસતાં માલૂમ પડે, તેના જવાબદાર તે વખતના વહીવટદાર ટ્રસ્ટી શા. માણેકજી હંસરાજ અને તે વખતના મહેતાજી ખીંઅરાજ કાનજી છે. નવી કમિટીએ તે રકમ વસુલ કરવા પ્રયત્ન કરવો.

( ૧૦૫ )—( ૨ ) પેરેગ્રાફ ૩૭ માં જણાવ્યા પ્રમાણે–મહેતાજી ખીંઅરાજ કાનજીએ, પોતાના નિયત પગારથી વધારે પગાર પોતાની

ઇચ્છાથી-મુન્સફીથી ઉપાડયો હોય, તેના જવાબદાર તેઓ છે. તે રકમ કેટલી છે, તે તપાસી, કમિટીએ વસુલ કરવા પ્રયત્ન કરવો.

( ૧૦૬ )—( ૩ ) પેરેગ્રાફ ૩૧, ૩૨, ૩૩ માં જણાવ્યા પ્રમાણે વાઘેરના કેસમાં જે રકમ ચોપડે મંડાયા વિનાની રહી હોય, તે રકમ કેટલી છે, તેની તપાસ કરી તે રકમની જવાબદારી સમસ્ત મહાજન ઉપર રહેલી છે. માટે સમસ્ત મહાજને તે રકમ ભરપાઇ કરી દેવી.

( ૧૦૭ )—( ૪ ) ઉપરના ઠરાવથી પેરેગ્રાફ ૪૩-૪૪ માં કરેલા ઠરાવો રદ થાય છે.

( ૧૦૮ )—અંતમાં ફરીથી પણ જણાવું છું કે નવા બંધારણ પ્રમાણે જે નવી કમિટી નીમાય તે પ્રભુ સાક્ષીથી, કોઇનો પણ પક્ષપાત રાખ્યા વિના મંદિરનો વહીવટ ચલાવે, એવી ભલામણ કરી, શાસનદેવ સર્વને સદ્દબુદ્ધિ આપો અને સૌનું કલ્યાણ થાઓ, એવી ઇચ્છા સાથે આ ફેંસલો અહીં પૂરો કરું છું.

| | |
|---|---|
| ફાગણ વદિ ૧૩, ૨૪૬૭. | (સહી) **વિદ્યાવિજય** |
| ધર્મ સં. ૧૯ | લી. **ચાંપશી કેંવરજી જીવરાજ** |
| સં. ૧૯૯૭. તા. ૨૫-૩-૪૧ | ઉપરના મહારાજ સાહેબના ઠરાવને હું સમ્મત છું. દા. પોતે. |

આજ તારીખ ૨૬-૩-૪૧ ના સવારના ૧૦ા વાગે જૈન ઉપાશ્રયમાં સમસ્ત મહાજનની સભા ભેગી થતાં પ્રમુખ શ્રી વિદ્યાવિજયજી મુનિરાજના પ્રમુખપણા નીચે, નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે.

૧. અહીંઆના ઝઘડા સંબંધી ફેંસલો અને બંધારણ સમસ્ત મહાજન મંજૂર કરે છે.

૨. બંધારણમાં જણાવ્યા પ્રમાણે પાંચ મેમ્બરોની ચૂંટણી, કમેટી સારૂં, નીચે પ્રમાણે કરવામાં આવી:—

૧. શેઠ ભીમશી રતનશી તરફથી શેઠ ચાંપશી કુંવરજી, પ્રમુખ.

૨. શેઠ ચાંપશી કુંવરજી તરફથી શા. લાલજી આણંદજી.

૩. સમસ્ત મહાજન તરફથી શા. વસાયા ધારસી, શા. શીવજી જીવરાજ તથા શા. વેરશી ટોકરસી એમ ત્રણ મેમ્બરો ચૂંટવામાં આવ્યા.

નોંધ:— જખૌના સમસ્ત મહાજનનો મોટો ભાગ આ સભામાં હાજર હતો. પ્રમુખે સમસ્ત મહાજનની સંમતિ લેતાં બંધારણ અને ઠેંસલો, એકીમતે મંજુર રાખવામાં આવ્યો હતો. મેમ્બરોની ચૂંટણી માટે સમસ્ત મહાજનમાં માત્ર એક જ વ્યક્તિનો વિરોધ હતો. અહીંઆના નિયમ પ્રમાણે રીતસર ટેલીઓ ફેરવીને મહાજનની આ સભા બોલાવવામાં આવી હતી.

૨૬-૩-૪૧
ફાગણ વદિ ૧૪. ૨૪૬૭.
ધર્મ સં. ૧૯

(સહી) વિદ્યાવિજય

શા. ચાંપશી કુંવરજી
શા. વસાયા ધારસી દા. પોતાના
શા. લખમશી હરપાર
શા. લાલજી ઘેલાભાઇ
શા. શીવજી જીવરાજ મણશી
શા. વેરસી ટોકરસી દા. પોતે
શા. પદમશી હરપાર
શા. રતનશી મકુ પુંજાની સઇ દા. પોતાના

શા. લાલજી આણંદજીની સહ, દ. પોતે.
શા. વિશનજી લાલજી દા. પોતે
શા. રતનશીં વેરસી દા. પોતાના
શા. નેણસી વસાયા દા. પોતાના
શા. ભવાનજી વીરઘોરની સહ
શા. વિશનજી કલ્યાણજીની સહ દા. પોતાના
શા. ઉમરશીં દેવસીંની સહ દા. પોતાના
શા. નેણશીં વસાયા ધારશીની સહી દા. પોતે
શા. દેવજી ખેતશીં દા. પોતાના
શા. ટોકરસીં સામતની સઈ દ. પોતાના
શા. રાયમલ હીરજી ધણીના કહેવાથી લખમશી હરપાર
શા. શામજી રાયમલ દા. પોતે
શા. મકુ વસાયાની સહ દા. શા. નેણસી વસાયા
શા. જેઠા દેવજીની સહી દા: વિશનજી લાલજી, ધણીના કેવાથી.
શા. કુંવરજી પાંચારીઆની સહ દા: વિશનજી લાલજી, ધણીના કેવાથી
શા. આણંદજી જીવરાજ
શા. ખીમજી દેરાજની સહી. દા: પોતે.
શા. દેવજી લખમશીની સઈ દા. ખીમજી દેરાજ, ધણીના કેવાથી
વેલજી શામજી પૂજારીની સહ દા. પોતાના.
શા. ભવાનજી કાનજી
શા. ઝવેરચંદ કુંવરજી દા. પોતે
શા. જીવરાજ હીરજીની સહ દા. શા. ભવાનજી કાનજી
શા. પદમસી મુલજીની સહ દા. પોતે
શા. નેણશી ટોકરશીની સહ દા. પોતે
શા. વેરસીં દેવજી લખમણની સહ દા. પોતાના
શા. શીવજી કેશવજીની સઈ દા. પોતાના

શા. નરશી દેવજી દા. પોતે, શા. આણંદજી ડોશાભાઇ દા. પોતાના
શા. નેણશી રતનશી દા. પોતાના, શા. ભવાનજી દેવશી દા. પોતાના
શા. હીરજી નેણશીની સઇ દા. પોતાના, શા. રામજી વસાયાની સઇ દા. પોતાના
શા. પાસુભાઇ હરપાર દા. પોતે

ઉપર પ્રમાણે મહાજને આપેલી સત્તા પ્રમાણે કમીટીએ પોતાનું કાર્ય સંભાળી લીધું, અને મંદિરમાં તેમજ મહાજનવાડીમાં જોઇતા સુધારા કરી, આજે કમીટી પોતાનું કાર્ય સારી રીતે ચલાવી રહી છે.

પરંતુ હંમેશ બનતું આવ્યું છે, તેમ દરેક ગામમાં કોઇને કોઇ તો એવી વ્યક્તિઓ હોય છે, કે જેઓના સ્વાર્થમાં કાંઇ પણ હાનિ પહોંચતી હોય, તે સમાજનાં કામો બગાડવા પ્રયત્ન કરે છે. આ હિસાબે મહેતાજી ખીંયરાજે કહેવાય છે કે બીજા કોઇના ઉશ્કેરવાથી બિદ્રા કોર્ટમાં આ ફેંસલો રદ કરાવવા અને પીવાય નહિ તો ઢોળી દેવું, એ ન્યાયે છેવટે તે મંદિરના વહિવટ ઉપર રીસીવર નીમાવવાનો દાવો કર્યો.

આ દાવો બિદ્રા કોર્ટમાંથી નીકળી જતાં તેમણે ભૂજની ઉંચ્ચી અદાલતમાં અપીલ કરી છે. આથી કોર્ટનાં પરિણામ ગમે તે આવે તેની સાથે મારા જેવા સાધુને કાંઇ પણ નિસ્બત ન જ હોય, ને નથી જ. પરંતુ લોક માનસ કેવું છે, એજ માત્ર આપણે તો જોવાનું છે. ખુશી થવા જેવું છે કે આખા સંઘમાંની એકાદ બે વ્યક્તિના ધમપછાડની કંઇ અસર થઈ નથી, ને આજે મંદિરનું કાર્ય-વહિવટ સુંદર રીતે ચાલી રહ્યું છે.

ઉપરના ફેંસલાની સેંકડો નકલો છપાવીને હિંદુસ્તાનના જુદા જુદા સંઘો, પત્રકારો, વકીલો, બેરીસ્ટરો, વિદ્વાનો અને આગેવાનોને મોકલવામાં આવી હતી. તેના જવાબમાં સંખ્યાબંધ અભિપ્રાયો મારી પાસે આવ્યા છે. કે જેમાં આ ફેંસલાને સર્વથા યોગ્ય ગણી એની પ્રશંસા કરવામાં આવી છે.

: ૧૮ :

# જૈનોનું સામાજિક જીવન

*-*-*-*-*-*-*

કુચ્છની આબાદીમાં જૈનોનો ફાળો મોટો છે. કચ્છની પાંચ લાખની મનુષ્યની ગણનામાં લગભગ પોણો લાખ જૈનો છે. ન કેવળ એક કોમ તરીકે, પરંતુ કેળવણીને છોડીને લગભગ બીજી બધી બાબતોમાં જૈનોનું વર્ચસ્વ છે. પ્રાચીન કાળથી જૈનો જેમ શ્રીમંતાઇમાં, તેમ ઉદારતામાં; જેમ વ્યાપારમાં, તેમ ખેતીના ઉદ્યોગમાં પણ પોતાનું અગ્રસ્થાન ધરાવતા આવ્યા છે; અને તે જ કારણે રાજ્યની પણ જૈનો પ્રત્યે ઉદાર ભાવના ચાલી આવી છે. રાજ્યની એ સદ્‌ભાવનાનું જ પરિણામ છે, કે બીજાં હિંદુ મંદિરોની માફક ઘણાં જૈન મંદિરોમાં પણ રાજ્ય તરફથી ધૂપ-દીપ માટે અમુક રકમ આપવામાં આવે છે. વળી જૈનોનાં પર્યુષણ ઉપર પંદર દિવસ સુધી લુહાર વિગેરેની ભઠ્ઠીઓ બંધ રખાવવામાં આવે છે.

સોળમા શતાબ્દીમાં કચ્છના રાજ્યને વ્યવસ્થિત કરનાર તેમજ ભૂજ, અંજાર ને માંડવીને વસાવનાર ખેંગારજી ૧ લાની રાજગાદીના

કારણભૂત એક જૈન યતિ (ગોરજી) માણેકમેરજી હતા, એ વાત પણ એક પ્રકરણમાં કહેવાઇ છે. તે પછી અંચળગચ્છીય કલ્યાણ-સાગરસૂરિએ કચ્છની પ્રજામાં ને રાજ્યમાં સારો સંબંધ જોડી ધર્મ પ્રચાર કર્યાના ઉલ્લેખો મળે છે. છેવટે ચાલુ શતાબ્દીમાં થએલા તપગચ્છીય શ્રી જીતવિજયજી દાદા અને પાર્શ્વચંદ્ર ગચ્છીય શ્રી ભાતૃચંદ્રસૂરિ મહારાજે અનુક્રમે વાગડ અને કંઠીમાં કરેલા મહા ઉપકારો આજે પણ લોકો ભૂલ્યા નથી.

આવી રીતે ધાર્મિક કાર્યોમાં પોતાની અઢળક લક્ષ્મીનો વ્યય કરી સંસારમાં કચ્છના જૈનોનું ઉજ્જવળ મુખ કરનાર ઇતિહાસ પ્રસિદ્ધ ભદ્રાવતીના જગડુશાહની વાત પહેલાં કહેવામાં આવી છે. આ ઉપરાંત હમણાં હમણાંના દાનવીરો શેઠ નરશી નાથા, શેઠ કેશવજી નાયક, શેઠ નરશી કેશવજી, શેઠ ખેતશી ખેમશી, શેઠ હીરજી ખેતશી, શેઠ વસનજી ત્રીકમજી, શેઠ ભીમશી રતનશી, શેઠ જીવરાજ રતનશી, શેઠ વેલજી માણેક, શેઠ શીવજી મોણશી, અને શેઠ ભારમલ તેજશી વિગેરે પણ છેલ્લી શતાબ્દીની જ વિભૂતિઓ થઈ ગઇ છે. આમ ઉત્તરોત્તર જૈનોનું અગ્રસ્થાન કચ્છમાં બરાબર ચાલ્યું આવ્યું છે.

પણ મારો ઉદ્દેશ આ પ્રકરણમાં જૈનોની પ્રાચીન સ્થિતિ બતાવવાનો નથી. આ પ્રસંગે વર્તમાન જૈનોની વ્યાવહારિક પરિસ્થિતિનો ખ્યાલ આપવા ચાહું છું.

કચ્છમાં જે જુદા જુદા તાલુકાઓ છે, તે બધામાં લગભગ જૈનોની વસ્તી છે. ખાસ કરીને કંઠી, અબડાસા હાલાઇ, અને વાગડમાં વધારે છે.

જાતિની દૃષ્ટિએ વિચારીએ તો કચ્છના જૈનોમાં મુખ્ય બે જાતિ છે: ઓશવાળ અને શ્રીમાળ. પોરવાલ કદાચિત કયાંય હોય ? આખા દેશમાં ઓશવાળો લગભગ ૫૦ થી ૬૦ હજાર કહેવાય છે, જ્યારે શ્રીમાળો લગભગ ૧૦ થી ૧૫ હજાર.

ઓશવાળ અને શ્રીમાળ—આ બંન્ને જાતિમાં ' ગુર્જર ' અને ' કચ્છી ' એમ બે વિભાગ છે, અને ' ગુર્જર ' અને ' કચ્છી ' માં વીશા, દશા, ને પાંચા એમ પાછા ભેદો છે, કદાચ પાંચા, જેઓને પોતાથી હલકા સમજતા હોય, તેમને ' અઢીઆ ' કહેવામાં આવે, તો કાંઈ ગુન્હો તો નજ કહેવાય ને !

જેઓ ગુજરાતથી આવી વસેલા છે, તેઓ ' ગુર્જર ' કહેવાય છે. આ ' ગુર્જરો ' ની ભાષા ગુજરાતી ભાષા જ છે, જ્યારે બીજાઓ, જેઓ ' કચ્છી ' તરીકે ઓળખાય છે, એમની આપસની બોલચાલની ભાષા ' કચ્છી ' છે. ' ગુર્જરો ઘણે ભાગે ભૂજ, માંડવી અને બીજાં મોટાં ગામોમાં છે.

કચ્છી ઓશવાળોમાં ' કચ્છી વીશા ઓશવાળ ' અને ' કચ્છી દશા ઓશવાળ ' એમ બે ભાગ છે, અને તે આખા કચ્છમાં ફેલાએલા છે. 'દશા'ના ભેદના કારણમાં એમ કહેવાય છે, કે જેઓ ' પુનર્લગ્ન ' કરતા હતા, તેઓ ' દશા ' તરીકે ઓળખાયા. અને 'પુનર્લગ્ન' નહિં કરનારા 'વીશા' તરીકે ઓળખાયા. જો કે આજે 'દશા'ઓમાં પુનર્લગ્ન થતાં નથી, છતાં 'દશા'ના 'વીશા' થઇ શકતા નથી, પરંતુ એઓમાં જેઓ 'પુનર્લગ્ન' કરે છે એમને ' પાંચા ' તરીકે ગણીને એમની સાથે સામુદાયિક ખાનપાન કે બેટી વ્યવહાર નથી કરતા. ' દશા 'ઓ પુનર્લગ્ન નહિ કરવા છતાં ' વીશાઓ ' ' દશા 'ઓની સાથે રોટી વ્યવહાર તો રાખે છે, પણ બેટી વ્યવહાર નથી રાખતા.

પણ હમણાં હમણાં એક નવું નાટક ઉભું થયું છે: ખુદ ' વીશા ' ઓમાં એક એવું ' મંડળ 'ઉભું થયું છે, કે જે ખુલ્લે ખુલ્લાં ' પુનર્લગ્ન 'ની હિમાયત કરે છે, એટલું જ નહિ પરંતુ ' પુનર્લગ્ન ' કરવા ઇચ્છતી બહેનોને ' પુનર્લગ્ન ' કરાવી આપવાની શરૂઆત પણ કરી છે. આ

મંડળમાં જે મેમ્બરો દાખલ થયા છે તેઓ કચ્છના જુદા જુદા ગામોના પ્રસિદ્ધ અને આગેવાન ગણાતા ગૃહસ્થો છે. સવાલ તો એ છે કે 'વીશા' કે જેઓ 'પુનર્લગ્ન'માં માનનારા નથી, તેઓ આ મંડળને શામાં ગણશે? એની સાથે રોટી–બેટી વ્યવહાર રાખશે કે કેમ? બલ્કે એથી ઉલટું આ 'પુનર્લગ્ન પ્રચારક મંડળ' પાંચા, દશા ને વીશા કરતાં યે વધીને પોતાને 'ત્રીશા' તરીકે તો નહિ ઓળખાવે? આજના જમાનામાં એક જ ધર્મ પાળનારાઓમાં આવા 'વીશા', 'દશા', 'પાંચા', તરીકેના ભેદોની શી કિંમત રહી છે? એનું આ પ્રમાણ પૂરું પાડે છે.

આ ભેદોની હદ કયાં સુધી આગળ વધી છે, એનું એક બીજું પણ પ્રમાણ મળે છે. 'દશાઓ' 'પાંચાઓ' સાથે રોટી–બેટી વ્યવહાર નથી રાખતા, તે તો નથી જ રાખતા, પરંતુ 'પાંચા'ઓ કોઇ ધર્મકાર્યમાં કાંઈ પૈસા આપે તો 'દશા' 'વીશા' લે છે ખરા, પણ એમની રીતસર રીસીટ નથી આપતા. ધર્મકાર્યમાં બધી લેવડ દેવડ કરવા છતાં રીસીટ આપવામાં 'પાંચાપણું' શા માટે આગળ ધરવામાં આવતું હશે? મંદિરાદિક ધર્મકાર્યોમાં આવો ભેદ શાથી? અને કયા ધર્મશાસ્ત્રના આધારે રાખવામાં આવતો હશે? એ નથી સમજી શકાતું, અને ન તો કોઇ સમજાવી શકે છે. કેટલાક વિચારકો આ પ્રથાને અનુચિત સમજે છે, છતાં 'પીછે સે ચલી આતિ હૈ' ના નિયમ પ્રમાણે ધપાવે રાખે છે.

ખૂબી તો એ છે કે, આમ 'વીશા' ને 'દશા' એ બધાએ પુનર્લગ્નનો નિષેધ કરવા છતાં, 'પુનર્લગ્ન'ની જનેતા 'કન્યાવિક્રય'ની રૂઢીની તો ઉપાસના છડે ચોક ખૂબ શ્રદ્ધાપૂર્વક કરી રહ્યા છે, એ વસ્તુ તરફ કોઇનુંયે ધ્યાન જતું નથી, અને જતું હશે તો કોઈ કાંઇ કરી શકતું નથી.

**કચ્છનો 'કન્યાવિક્રય' જગ પ્રસિદ્ધ છે. 'વીશા', 'દશા', 'પાંચા', 'અઢીઆ' બધાયે 'કન્યાવિક્રય'ના એકજ આરે પાણી પીને ભ્રષ્ટ થઇ રહ્યા છે—બદનામ થઇ રહ્યા છે.**

કચ્છમાં વિધવાઓનો-ખાસ કરીને બાળવિધવાઓનો વધારો છે. સ્ત્રીઓનું આધિપત્ય છે. પરણેલી સ્ત્રીઓના પતિઓ મોટે ભાગે પરદેશ રહે છે. ખેતીના ધંધાના કારણે સ્ત્રીઓને ખેતરોમાં જવાનું વધારે રહે છે. ઘરના કામકાજમાં બીજી કોમના નોકર ચાકરનો અવર જવર વધુ રહે છે; વળી કન્યાવિક્રયના લોભથી કે ગમે તે કારણે છોકરીઓ ખૂબ ખૂબ મોટી થઇ ગએલી હોય છે. આવાં અનેક કારણો છે, કે જેના લીધે કચ્છમાં બુરાં પરિણામો વધુ સંભળાય છે. એ શરમ કથાઓના કિસ્સાઓ ન કેવળ સમાજમાં દબાએલા રહે છે, બલકે રાજ્ય દરબાર સુધી આવા કેસો જાય છે, જેમાં સાચી કે ખોટી રીતે અનેક ભાઇઓ, બહેનો સંડોવાય છે.

આ બધું કોનું પરિણામ છે ? એની શોધ કરી કચ્છના સમસ્ત જૈનોએ પોતાની જાતિના કલંક સમાન આ 'કન્યાવિક્રય'ની પ્રથાને નાબૂદ કરવી જોઇએ. સમય શું શીખવે છે ? એ જાણવાની જરૂર છે.

કચ્છના જૈનોનું ઔદ્યોગિક જીવન વ્યાપાર અને ખેતી છે. જે જૈનો, કે જેમની સંખ્યા ઘણી મોટી છે, પરદેશમાં વસે છે, તેઓ વ્યાપારી જીવનવાળા છે. મુંબઇ, રંગુન, કલકત્તા, કરાચી, મલબાર ઉપરાંત વરાડ, ખાનદેશ, યૂ. પી., સી. પી., બંગાળ એટલું જ નહિ પરંતુ એડન, આફ્રિકા અને એવા દૂર દેશોમાં આજ પણ હજારો કચ્છી જૈનો વસે છે, અને જબ્બર સાહસપૂર્વક વ્યાપાર ખેડે છે. અનાજ, રૂ અને એવી કેટલીક ચીજોના વ્યાપારમાં તો કચ્છી જૈનો સિદ્ધહસ્ત તરીકે પંકાયા છે. છેલ્લી શતાબ્દીમાં જે જૈનોએ અઢળક દ્રવ્ય ખર્ચી કચ્છના જૈનોની કીર્તિ વધારી છે, તે પરદેશના વ્યાપારને જ આભારી છે. આજે પણ પરદેશમાં વસતા કચ્છી જૈન શ્રીમંતો હજારો લાખોની સખાવતો એક સાથે કરે છે.

કચ્છમાં વસતા જૈનોનો મુખ્ય ધંધો લગભગ ખેતીનો છે. જો કે મોટાં ગામોમાં કેટલાક જૈનો વ્યાપાર કરે છે, પણ વાગડ, અબડાસા, હાલાઇ, માકપટ અને કંઠીમાં પણ મોટે ભાગે ખેતી જ રહી છે. ખેતીમાં પણ આ કમનસીબ દેશમાં નિયમિત વરસાદ નહિ આવવાને કારણે કાંઇ કસ રહ્યો નથી, છતાં કચ્છમાં બીજો કોઇ ધંધો રહ્યો નથી, એટલે બાપદાદાથી ચાલ્યા આવતા એ ધંધાને વળગી રહેવા સિવાય છૂટકો ય શો છે ? એટલે ખરી રીતે તો દેશમાં વસતા જૈનોનું જીવન લગભગ નિરૂદ્યમી જેવું થઇ ગયું છે, અને નિરૂદ્યમી જીવનમાં અનેક પ્રકારની બુરાઇઓ પ્રવેશ કરે તો તેમાં આશ્ચર્ય જેવું યે શું છે ? આ નિરૂદ્યમીપણાનાં કારણે કેટલાકોની પાસે પૈસો હોવા છતાં " જીગર "નો અભાવ દેખાય છે. પરદેશથી આવેલો કચ્છી જે જીગરથી બે પૈસા ધર્માદામાં ખર્ચી શકે છે, તે જીગર સ્થાનિક કચ્છીમાં નથી જોવાતું, બલ્કે કેટલાક પરદેશથી આવેલા જૈનોના મુખથી મેં એમ પણ સાંભળ્યું છે, કે " અમારી પૈસો ખર્ચવાની જે વૃત્તિ પરદેશમાં હોય છે, તે વૃત્તિ કોણ જાણે દેશમાં આવ્યા પછી નથી રહેતી. " વાતાવરણ પણ વૃત્તિઓ પર જરૂર અસર કરે છે જ.

અબડાસાના પ્રકરણમાં મેં કહ્યું છે તેમ. કચ્છના જૈનોના માનસમાં એક વિશેષતા જરૂર છે, અને તે એ કે સમય આવે કોઇ પણ ધંધો કરવામાં તે પાછી પાની નહિ કરે; તેમ સંકોચ પણ નહિ કરે. મુંબઇ કે રંગુન, કલકત્તા કે કરાચીમાં મોટી પેઢી ચલાવતો શ્રીમંત દેશમાં આવે, અને તેને ખેતરમાં જવું પડે તો ચોરણો અને પહેરણ પહેરી, ઉપર ધોતીયાની ભેઠ બાંધી, ખભે કોદાળી કે ખરપો લઇને ખેતરમાં મજૂરી કરવા તે જરૂર જશે, અને તેમ કરવામાં જરાય સંકોચ નહિ કરે. સુખશીલીયાપણું કચ્છના જૈનોમાં ઓછું જોવાય છે. કચ્છના સ્થાનિક જૈનોમાં આજે એવા પણ ઘણા છે, કે જેઓ કડીયાનો

ધંધો કરે છે. વાગડના જૈનો કરાચીમાં સંખ્યાબંધ જોયા, કે જેઓ ચૂના—માટીનાં તગારાં ઉંચકવાનો ને સડક ઉપર પથરો તોડવાનો ધંધો કરીને પણ પોતાના કુટુંબનો નિર્વાહ કરે છે. કેટલાક જૈનો શાકભાજીના ટોપલા માથે લઇને નજીકના ગામોમાં વેચવા પણ જાય છે. જેઓ ખેતી કરે છે તેઓ સ્ત્રીઓ કે પુરૂષો જાતે ખેતરોમાં જાય છે, હળ ખેડે છે, ખાતર નાખે છે, ઘાસ કાપે છે અને યાવત ખેતી સબંધી બધું કામ કરે છે. જેની આર્થિક સ્થિતિ વધારે નબળી હોય તેઓ બીજાને ત્યાં ખેતીના કામ માટે મજુરી પણ કરે છે. બીજા દેશોના બેકાર હટ્ટાકટ્ટા યુવાનો જ્યાં ત્યાં ધર્માદાના પૈસા માગવા માટે હાથ પસારતા જોઇએ છીએ. 'દીક્ષા' ને બહાને સાધુઓને ઠગતા જોઇએ છીએ. એવા કચ્છની મારી મુસાફરીમાં મને નથી દેખાયા. કદાચ કોઇ હશે તો વિરલો જ.

કચ્છના જૈનોની આ સાહસવૃત્તિ જ ગણાય. પોતાના નિર્વાહ માટે દુનિયાના ગમે તે ભાગમાં જવું હોય, કે ગમે તે મજૂરીનો ધંધો કરવો હોય, તો તે કરવામાં સંકોચ કે ભય નહિ જ રાખે.

કચ્છના જે જૈનો અત્યારે દેશાવરોમાં રહે છે, તેઓમાંના ઘણાઓએ જુદા જુદા ક્ષેત્રોમાં સારી નામના મેળવી છે. કચ્છ અજ્ઞાનતા પ્રધાન દેશ હોવા છતાં બહાર રહેલા જૈનોમાં ઘણા વકીલો છે, ડોકટરો છે, ઈજનેરો છે, દાનવીરો છે, સાહિત્ય પ્રચારકો છે, એટલું જ નહિ પરંતુ કેટલાક મહાનુભાવો અતિ શ્રીમંત હોવા છતાં રાજદ્વારી ક્ષેત્રોમાં પણ આગળ પડતો ભાગ લઇ સારી નામના મેળવી છે. એ બહાર વસતા જૈનોમાંના ઘણા ખરા મારા અંગત પરિચયમાં પણ આવેલા છે, જ્યારે કેટલાકોનો અંગત પરિચય નહિ હોવા છતાં એઓ પોતાનાં કાર્યોથી ઘણા મશહૂર છે.

પરંતુ એ બધાઓના અને સ્થાનિક રહેનારાઓના માનસમાં ઘણું અંતર છે. સ્થાનિક કચ્છીઓમાં કેળવણીનો ખૂબજ અભાવ છે, એટલું જ નહિ, પરંતુ એમનામાં મોટા ભાગમાં રાગ-દ્વેષની વૃત્તિઓ પણ વધારે જોવાય છે. ખાસ કરીને ગામડાંઓમાં રહેનારાઓમાં. અને એ પણ સાચું છે કે—

જ્યાં આખા દેશમાં જ કેળવણીનું પ્રમાણુ નજીવું હોય ત્યાં જૈનો માટે તો કહેવું જ શું? વણિક કોમ પૈસો મેળવવા અને સંભાળવામાં જેટલી ચતુર ને ચંચળ હોય છે, તેટલી બીજી બાબતમાં ઓછી જ હોય અને તેમાંયે આવા ખેતીપ્રધાન દેશમાં કેળવણીનો અભાવ વધારે નજરે પડે, તો તે સ્વાભાવિક છે. મેં એવા અનેક પચાશ પચાશ વર્ષની ઉમરના જૈનો જોયા છે, કે જેઓને પોતાનું નામ માત્ર પણ લખતાં નથી આવડતું. અર્થાત અક્ષરજ્ઞાનથી પણ શૂન્ય છે, છતાં ખૂશી થવા જેવું છે, કે છેલ્લાં કેટલાંક વર્ષોથી દેશાવરોમાં રહેતા શ્રીમંત જૈનોની ઉદારતાથી લગભગ દરેક ગામમાં નાની મોટી પાઠશાળાઓ ચાલુ થઇ છે. કેટલાંક બાળાશ્રમો પણ સ્થપાયાં છે. એમ કેળવણી સંબંધી ઠીક ઠીક ઉહાપોહ થઇ રહ્યો છે. મારી જોએલી આવી સંસ્થાઓના સંબંધમાં હું કેળવણીના પ્રકરણમાં લખીશ.

જે દેશમાં અને જે જાતિમાં કેળવણીનો આટલો અભાવ હોય, તે દેશના લોકોને રાજ્યાધિકારીઓમાં આગળ પડતા ન જોઇએ, એ તો એક દેખીતી વાત છે. જો હું ન ભૂલતો હોઉં તો 'ક્રુ' જેવા સામાન્ય હોદ્દા ઉપર કોઇ કોઈ જૈનો મેં જરૂર જોયા છે. એ સિવાય ઊંચા હોદ્દા ઉપર આખા કચ્છમાં એક જ ભાગ્યશાળી કુટુંબ મારી નજરે પડયું છે, કે જે કચ્છ રાજ્યમાં સારામાં સારો હોદ્દો ને માન સન્માન મેળવી રહ્યું છે, અને તે છે ભૂજવાળા શ્રીયુત હીરાચંદભાઇ સંઘવી, અને તેમના બે સુપુત્રો ભાઇ ભવાનજી અને ભાઇ હેમચંદ. હીરાચંદભાઇ કચ્છ નરેશના ખાનગી

ખાતાના ચીફ ઓફીસર છે. તેમના પુત્ર ભાઇ ભવાનજી ટંકશાળના મેનેજર છે, અને ભાઇ હેમચંદ ખાનગી ખાતાના આસિસ્ટંટ ઑફિસર હોવા સાથે મહારાજ કુમાર સાહેબ શ્રી મનુભા સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી છે. આ સંઘવી કુટુંબ ઉપર ખૂબ કચ્છ નરેશ, શ્રી વિજયરાજજી સાહેબ, અને સમસ્ત રાજ્ય કુટુંબની સંપૂર્ણ કૃપા છે. પોતાની પ્રામાણિકતા રાજ્યભક્તિ અને કાર્ય કુશળતાથી આ પિતા પુત્રોએ રાજ્યમાં જે પોતાનું ઉચ્ચ સ્થાન અને માન મેળવ્યું છે, એ જૈનોને માટે પણ ખરેખર ગૌરવાસ્પદ છે.

આ ઉપરાંત કચ્છની રેલ્વેના મેનેજર જેવા મોટા હોદ્દા ઉપર પણ એક જૈન ગૃહસ્થ છે, પરંતુ તેઓ કાઠિયાવાડના છે; તેમનું નામ છે શ્રીયુત સૌભાગ્યચંદભાઇ કોઠારી. તેઓ પણ ધર્મપ્રેમી અને ઘણા જ સરળ સ્વભાવી છે. તેમના ગુણોથી રાજ્યની પણ તેમના ઉપર સારી મહેરબાની છે.

ભૂજમાં બે ત્રણ એલએલ. બી. થએલા જૈન વકીલો પણ છે. તેમાંના એક ભાઇ અમૃતલાલ વિશનજી, કે જેઓ જાહેર કાર્યોમાં પણ સારો ભાગ લે છે. તેઓને કચ્છ નરેશે હમણાં રેવીન્યુ ડીપાર્ટમેન્ટના એક હોદ્દા ઉપર સ્થાપન કર્યાના સમાચાર સાંભળ્યા છે.

કચ્છના જૈનોનું ગૌરવ કચ્છની સમસ્ત પ્રજામાં કેટલું છે, તે આ ઉપરથી પણ સમજાશે કે કચ્છના નાનામાં નાના, મ્હોટામાં મ્હોટા ગામમાં પણ નગરશેઠનો હોદ્દો પ્રાયઃ જૈન ગૃહસ્થ જ ભોગવે છે.

કચ્છના જૈનોની આ સામાજિક સ્થિતિ છે.



: ૧૯ :

## જૈનોનું ધાર્મિક જીવન

-*-*-*-*-*-

જૈન ધર્મના મુખ્ય બે ફિરકાઃ—શ્વેતાંબર અને દિગંબર. આખા કચ્છમાં કોઇ દિગંબર હોય એવું મારા જાણવામાં નથી આવ્યું. શ્વેતાંબરોના મુખ્ય બે ફિરકાઃ—મૂર્તિપૂજક અને અમૂર્તિપૂજક (સ્થાનકવાસી). આ બન્ને ફિરકાના અનુયાયિઓ કચ્છમાં છે; અને બન્નેની માન્યતા પ્રમાણે ધર્મનાં સાધનભૂત સ્થાનો પણ છે, એટલે મૂર્તિપૂજકોના મોટાં મોટાં તીર્થો, ગામે ગામ એક કે એકથી વધારે રમણીય મંદિરો, ઉપાશ્રયો, ધર્મશાળાઓ વિગેરે છે. જ્યારે જ્યાં જ્યાં સ્થાનકવાસીની વસ્તી છે, ત્યાં ત્યાં સાધુ સાધ્વીઓને ઉતરવામાં સ્થાનકો પણ સારી સગવડતાવાળાં બનેલાં છે. આખા અબડાસામાં કેવળ મૂર્તિપૂજક સિવાય એક પણ ઘર સ્થાનકવાસીનું નથી. હાલાઇમાં માત્ર એક કે બે ગામમાં જ થોડાક સ્થાનકવાસી છે. વાગડ અને માકપટમાં પણ ક્વચિતજ સ્થાનકવાસી છે, જ્યારે કંઠીમાં મંદિરમાર્ગી અને સ્થાનકવાસી બન્ને સારી સંખ્યામાં છે.

મંદિરમાર્ગીમાં અંચળગચ્છ, તપગચ્છ, ખરતર ગચ્છ અને પાર્શ્વચંદ્ર ગચ્છ-એમ ચાર ગચ્છો કચ્છમાં છે, તેમાં આખા અબડાસા અને હાલાઈમાં કેવળ અંચળગચ્છ જ છે. આખા વાગડમાં કેવળ તપગચ્છ છે, જ્યારે કંઠીમાં ઉપરના ચારે ગચ્છો છે.

કંઠીમાં જ્યાં સ્થાનકવાસી છે, ત્યાં છ કોટી, આઠ કોટી, નાની પક્ષ, મોટી પક્ષ-એમ સ્થાનકવાસીના ખધાય પક્ષના અનુયાયિઓ છે. એમાં મોટી પક્ષ અને છ કોટી પક્ષના સાધુઓ અને ગૃહસ્થમાં દિલની ઉદારતા સારી જોવાય છે. તેઓ ઉદારભાવે જ્યાંથી ધાર્મિક લાભ મળી શકતો હોય ત્યાં વ્યાખ્યાનાદિ શ્રવણ કરવા જાય છે, અને સાધુઓ મૂર્તિપૂજાનું ખંડન કરતા હોય એવું નથી જોવાતું. નાની પક્ષવાળાઓની સંકુચિતતા જોઈને તો કોઈને પણ આશ્ચર્ય થયા વિના ન રહે. પોતાના સિવાય સંસારમાં કોઈ ચારિત્ર્યધારી સાધુ-સાધ્વી છે જ નહિ. એવી એમનાં સાધુ-સાધ્વીઓની માન્યતા. એ માન્યતાના આધારે પોતાના અનુયાયિઓને પોતાના સ્થાનક સિવાય બીજે ક્યાંય ઉપદેશ વાણી સાંભળવા જવું નહિ, બીજા કોઈ પણ સાધુ-સાધ્વીને ધર્મબુદ્ધિથી ભિક્ષાપાણી વહોરાવવાં નહિ, બીજા કોઈ પણ સાધુ સાધ્વીને હાથ જોડવા નહિ, વગેરે નિયમો કરાવે છે, એટલું જ નહિ પરંતુ પોતાના ભક્તોમાં 'સમગત' ( ! )ની લ્હાણી કરે છે, અર્થાત બીચારાં ભોળા લોકોને સમકિત આપે છે, જાણે કે સમકિતનો ઇજારો પોતે જ ન લઈ રાખ્યો હોય ! જાણે કે સમકિત એ મૂળા-ગાજર જેવી વસ્તુ જ ન હોય ! કંઠીમાં વિચરતાં એ સંપ્રદાયના સાધુઓને સમકિત આપતાં-આગ્રહપૂર્વક સમકિત આપતાં અમે જોયા, ત્યારે એક દિવસ મેં વ્યાખ્યાનમાં કહ્યું: ' કચ્છમાં બે ચીજો ખૂબ સસ્તી છે: એક ગાજર અને બીજું સમકિત. ' છપ્પનના દુકાળમાં ઢોરોને ખવડાવવા માટેનાં ગાજર ખૂબ સસ્તાં હતાં, પણ એના કરતાં યે નાની પક્ષના સ્થાનકોમાં સમકિત વધારે સસ્તુ વેચાતું હતું, કારણ કે ગાજરની તો કાંઈક કિંમત બેસતી, પણ સમકિત ખરીદવામાં ફૂટી કોડીનું યે ખર્ચ નહિ. અસ્તુ !

સમુચ્ચય રીતે વિચારતાં કચ્છના જૈનોમાં ધાર્મિક શ્રદ્ધા સારી છે. ખાસ કરીને બહેનોમાં. બહેનોમાં જૈન ધાર્મિક શ્રદ્ધા છે, તેમ ધાર્મિક જ્ઞાન પણ પુરૂષોની અપેક્ષાએ અધિક જોવાય છે. ભૂજ, માંડવી, સુથરી, નળીયા, જખૌ, કોડાય, ભૂજપૂર, દેવપૂર, વિગેરે ગામોમાં જૈન તત્વ જ્ઞાનની જાણનાર કેટલીય બહેનો છે, જ્યારે પુરૂષોમાં તો ઘણા એવા પણ જોવાયા, કે જેમને શુદ્ધ નવકાર મંત્ર પણ નથી આવડતો. ગામમાં ભવ્ય મંદિર હોય, છતાં પુરૂષોમાં દર્શન કરનારા પણ ભાગ્યે જ બે ચાર નીકળે.

કચ્છમાં અત્યારે જે કાંઇ ધર્મના સંસ્કારો થોડા જોવાય છે, એમાં પ્રાચીન સમયમા વિચરેલા ત્યાગી સાધુઓ ઉપરાંત યતિઓ, ગોરજીઓનો ફાળો પણ ગણી શકાય. કહેવાય છે કે એક સમયે કચ્છમાં ગોરજીઓનું જોર સારૂં હતું. તેમાંના ઘણા ખરા ક્રિયાવાદી, વિદ્વાન અને પ્રભાવશાળી પણ હતા. પરિણામે તેઓ દ્વારા ધર્મની પ્રવૃત્તિ સારી રહેતી. અત્યારે હવે ગોરજીઓનું જોર ઘટી ગયું છે. ક્વચિતજ ક્યાંય દેખાય છે. જે છે તેઓ પણ કેવળ દવાદારૂ, ધંધો રોજગાર કે દોરા-ધાગા કરી પોતાનું ગુજરાન નભાવી રહ્યા છે, એટલે એમનો ગુરૂ તરીકેનો દાવો ને પ્રભાવ નથી રહ્યો. કેટલાકોએ તો હવે લગ્નાદિ પ્રથાઓ પણ શરુ કરી દીધી છે.

ધર્મના પ્રચારનો, ધર્મની જાગ્રતિનો આધાર ત્યાગી ગુરૂઓ ઉપર છે, પરંતુ અત્યારે કચ્છના જૈનોની ધાર્મિક સ્થિતિ ખરેખર નાજુક બની રહી છે. બાહ્યદૃષ્ટિએ ભલે થોડી ઘણી પ્રવૃત્તિ દેખાતી હોય, પરંતુ અંદરખાનેથી તપાસતાં ઉત્સાહ પ્રેમ ઓસરતાં દેખાય છે, અને તેનું કારણ મને તો સાચા શુદ્ધ, પવિત્ર, વિદ્વાન સાધુઓના વિચરણનો અભાવ જ જણાય છે.

મેં એક પ્રકરણમાં કહ્યું છે તેમ કચ્છમાં લાખ–પોણોલાખ જૈનોની વસ્તી છે. બધાય શ્વેતાંબર છે. ગામે ગામ મંદિરો છે, મોટાં

મોટાં તીર્થો છે, પૈસો છે, બધું ય છે, છતાં આખા કચ્છમાં મૂર્તિપૂજક હોઇ કે વધારેમાં વધારે બે ડઝન સાધુઓથી વધારે સાધુ નથી દેખાતા, અને તેમાંયે સારો પ્રભાવ પાડી શકે, લોકોને આકર્ષણ કરી શકે એવા તો ભાગ્યેજ એક બે હશે. કેટલાક તો એવા છે, કે એક માત્ર સફેદ કે પીળાં કપડાં સિવાય ભાગ્યે જ એમનામાં સાધુતાનું એક પણ ચિન્હ દેખાય. કોઇ કોઇ એવા પણ છે કે એક યા બીજાં કારણે પોતાની પ્રતિષ્ઠા ગૂમાવી બેઠા છે, જ્યારે અમૂક એવા પણ છે, કે પોતાના રાગી અમુક ગામોથી આગળ વધી શકતા નથી. આવી સ્થિતિમાં આખો કચ્છ જાણે જૈન સાધુઓના અભાવવાળો જ દેખાય છે. આવી રીતે સ્થાનકવાસી સંપ્રદાયના સાધુઓ પણ દેશની વસ્તીના પ્રમાણમાં ઘણાજ ઓછા વિચરે છે. તેમાં વિદ્વાન ને સારા વ્યાખ્યાતા સાધુઓમાં આઠ કોટીના શ્રીમાન્ દેવચંદ્રજી, શ્રીમાન્ લક્ષ્મીચંદજી જેવા બહુ જ ઓછા વિચરે છે. આવી બહોળી વસ્તીવાળા ગામેગામ મંદિરોવાળા અને મોટા મોટા તીર્થોવાળા દેશમાં શું કારણ છે, કે મંદિરમાર્ગી સારા વિદ્વાન પ્રભાવશાળી સાધુઓ ઓછા આવે છે? અથવા આવે છે તે રોકાતા નથી ને યાત્રાઓ કરી પાછા વળી જાય છે?

આનાં કારણો સંબંધી મેં ખૂબ વિચાર કર્યો છે. મને જે કાંઇ કારણો જણાયાં છે તે આ છે:

સૌથી પહેલું કારણ છે ખોરાકની પ્રતિકૂળતા. કચ્છ લુખો દેશ છે. અમૂક ગામોને કે લગભગ ગુર્જરોને છોડીએ તો સૌનો ખોરાક બાજરીનો રોટલો ને છાશ. ગુજરાત કાઠિયાવાડમાં જન્મેલા ને ત્યાંના ખોરાકથી પોષાએલા જીવનવાળા સાધુઓને એકાએક આ દેશનો ખોરાક કદાચ માફક ન આવે તે સ્વાભાવિક છે.

બીજું કારણ કેળવણીના અભાવે સંસ્કારિતાની ખામી. શ્રદ્ધા ને ભક્તિ હોવા છતાં વિવેકની ખામી.

ત્રીજું, ઘણો ખરો સંસ્કારી વર્ગ પરદેશ રહે ને સ્થાનિક રહેનારા-ઓનો ધંધો ખેતીનો ને મજૂરીનો, એટલે લાભ બહુ જ ઓછો લઇ શકે.

ચોથું, ધાર્મિક જ્ઞાનનો અભાવ, આ અભાવ એટલો બધો કે સારા વિદ્વાન સાધુનું વ્યાખ્યાન સમજવાને શક્તિ ધરાવનારા બહુ જ ઓછા, એટલે વિદ્વાન વક્તા સાધુને મઝા ન જ આવે.

પાંચમું સ્ત્રીઓનું પ્રાધાન્ય. પુરુષો ઘણે ભાગે કાં તો પરદેશ હોય અથવા ખેતરોએ કે ધંધા રોજગારે જાય.

છઠ્ઠું 'ઇ મારાજ પાંઝા નહિ.' 'મારા' 'નહિ મારા'નો ભેદ. આખા કચ્છમાં વાગડને છોડી લગભગ અંચળગચ્છની બહુલતા. તેમાં અબડાસા, હાલાઈ વિગેરેમાં તો અંચળગચ્છ સિવાય બીજો ગચ્છ જ નહિ, એટલે કોઈ પણ સાધુ ગામમાં પ્રવેશ કરે કે તરત બાઇઓમાં ચર્ચા ચાલે, કે 'આપણા છે કે બીજાના?' 'દેશી છે કે પરદેશી?' પછી બાઇઓની ચર્ચા. કહેવું જ શું? જો કોઇ સાધુ ખૂબ વિદ્વાન હોય, પ્રભાવશાળી હોય, વક્તા હોય તો આ 'મારા' 'નહિ મારા'ના ભેદને ભૂલાવી ઘેલું લગાડી દે, પણ જો કોઇ સાધારણ સાધુ હોય, તો એની કદર ઓછી જ થાય, અને તેમાંયે જો કોઇ બીજા ગચ્છનો સાધુ-સાધ્વી ઉશ્કેરનાર, બહે-કાવનાર મળી જાય, તો બસ! આવેલો સાધુ બીચારો મૂઠી વાળીને ચાલતો જ થાય.

આ બધાં કારણો એવાં છે કે જેના લીધે મારી નમ્ર માન્યતા પ્રમાણે ગુજરાત-કાઠિયાવાડ જેવા નજીકના દેશમાંથી પણ સાધુઓ આવવામાં આંચકો ખાતા હશે.

પણ મારા પોતાના માનવા અને અનુભવ પ્રમાણે તો હું એમજ કહી શકું છું, કે સમાજ તો દૂધીના વેલા જેવો છે. એને ગમે ત્યાં રાખો, ગમે ત્યાં ચઢાવો, ચઢવા ને પડી રહેવા તૈયાર છે. જેને ધર્મની ધગશ છે, લોક કલ્યાણની ભાવના છે તેઓ ગમે તેવા કારણોનો સામનો કરીને પોતાનું કાર્ય કરી શકે છે. સચ્ચાઈની આગળ ગમે તેવા વિરોધો કે ગમે તેવી પ્રતિકૂળતાઓ કાંઇ પણ અસર કરી શકતી નથી.

કચ્છમાં સાધ્વીઓની સંખ્યા જરૂર કાંઇક ઠીક ઠીક પ્રમાણમાં જોઇ શકાય છે, પણ ઘણે ભાગે તે અંચળગચ્છની છે: અને તે પણ લગભગ કચ્છની જ. થોડીક પાયચંદ ગચ્છની સાધ્વીઓ સારી વિદુષી અને ખટ-પટથી દૂર રહેનારી છે, કે જેઓ થોડાંક ક્ષેત્રોને સંભાળી સારો ધર્મોપદેશ કરે છે.

હમણાં ચાલુ સાલમાં ઠેઠ મારવાડ જેવા દૂર દેશથી મહાન કષ્ટો ઉઠાવીને દશ સાધ્વીઓ ખરતર ગચ્છની આવી છે. તેમણે માંડવીમાં ચોમાસું કર્યું છે. શ્રી પ્રમોદશ્રીજી, રાજેન્દ્રશ્રીજી વિગેરે. તેમણે પોતાના ચારિત્ર્યની, વિદુષિપણાની વકતૃત્વ શક્તિની સારી છાપ પાડી છે. માંડવીના સંઘે પણ આવી ઉત્તમ સાધ્વીઓનો સારો આદર કરીને પોતાની ગુણાનુરાગનાતાનો સારો પરિચય કરાવ્યો છે. સાધુઓના વિચરવામાં ગૃહસ્થોની ભાવના લાગણી એ વધુ કામ કરે છે. ગુજરાત–કાઠિયાવાડ કે બીજા દેશોમાં સાધુઓને દૂર દૂરથી પણ વિનંતિ કરીને આગ્રહપૂર્વક પોતાના ગામમાં લાવવાની જે ભાવના જોવાય છે, એ ભાવના ને એ પદ્ધતિ કચ્છમાં નથી જોવાતી. ચોમાસાની નજીકમાં કોઇ સાધુ ગામમાં આવી ચઢયો હોય અને ગામવાળાઓને માલૂમ પડે કે આ મહારાજને રાખવામાં મહેમાનોની ઉપાધી વધુ નહિ રહે, અને ખર્ચ કંઈ નથી, તો ગામવાળા કહી દેશે કે ' મહારાજ, ચોમાસું અહિં કરો, ' એટલે ગૃહસ્થોની આ બે–દરકારી પણ સાધુઓના સમાગમથી એમને વંચિત રાખે છે.

એકંદર રીતે કચ્છના જૈનોનું ધાર્મિક જીવન જુદી જુદી દૃષ્ટિએ વિચારીએ તો બીજા દેશો કરતાં જુદું જ તરી આવે છે. કચ્છનું માનસ કંઇક એવું છે કે તેનામાં ભક્તિ, પ્રેમ, શ્રદ્ધા ને પૈસો બધું હોવા છતાં બીજા દેશો કરતાં અનેક બાબતોમાં તે પછાત રહે છે. મારી તો એ સલાહ છે, કે ગુજરાત, કાઠિયાવાડ અને બીજા દેશોમાં વિચરનારા મૂનિરાજોએ ગમે તેવાં કષ્ટોનો સામનો કરીને પણ આ દેશમાં વિચરવું જોઇએ. વિચરવા લાયક દેશ છે. સાચ્ચા સાધુનું સન્માન જરૂર થાય છે, ત્યાં સુધી કે હજારો માણસોનાં ટોળેટોળાં પાછળ ફરે છે. ઘેટાંના ટોળામાં કોઇ કાળું મેઢું હોય, તો તેથી કાંઇ ડરવાની જરૂર ન હોય, સચ્ચાઇમાં ભય ન જ હોય.



## : ૨૦ :

## કચ્છના શહેરો



**૧૬**મી શતાબ્દીમાં થએલા ખેંગારજી ૧લા **અમદાવાદથી** જૈન યતિ **માણેક**મેરની મહેરબાની અને **મહમદ બેગડાની** મદદ મેળવીને કચ્છમાં આવ્યા, ત્યારે અમદાવાદથી એક બીજી વસ્તુ પણ લેતા આવ્યા હતા. અને તે હતી કચ્છમાં શહેરો વસાવવાની પ્રેરણા.

કોઇ પણ દેશની શોભા તેના પ્રાકૃતિક દૃશ્યો ઉપરાંત કંઇક બહારની રૌનક ઉપર પણ રહેલી છે. એ રૌનક દેશના વિધાતાના શોખ ઉપર પણ આધાર રાખે છે. મહત્વાકાંક્ષી ખેંગારજી ૧લાએ કચ્છનું રાજ્ય પોતાના હાથમાં કર્યા પછી ત્રણ શહેરો વસાવ્યાંઃ **ભૂજ, અંજાર ને માંડવી.**

**અંજાર**–ખેંગારજી ૧લાએ સં. ૧૬૦૨માં અંજાર વસાવ્યું. જે વખતે ભૂજ, માંડવી કે મુંદ્રાનો પત્તોયે નહિ હતો, તે વખતે કચ્છની ભૂમિ ઉપર અંજાર અનેક દેવમંદિરોથી ગાજી રહ્યું હતું. ત્યાંનાં વૃક્ષો કચ્છની શોભા વધારી રહ્યાં હતાં.

અંજાર કચ્છના આઠ તાલુકાઓ પૈકીનો એક તાલુકો છે. બીજા કોઇ શહેરને નહિ, પણ અંજારને જ ' કચ્છના બાવા 'ની ગાડીનું જંકશન હોવાનું સદ્‌ભાગ્ય સાંપડયું છે, કારણ કે અંજારથી ભૂજ, અંજારથી ભચાઉ, અંજારથી કંડલા અને અંજારથી તુણાની લાઇનો આંહિ જ જોડાએલી છે.

આ ઉપરાંત આ જુના શહેરનું સદ્‌ભાગ્ય છે, કે જ્યાં જુનામાં નવું વધારે પેસી ગયું છે. જીનીંગ ફેક્ટરી, કોટન પ્રેસ, અને મીલનાં ભૂંગળાં આંહિ જ ભૂંકી રહ્યાં છે. (સદ્‌ભાગ્યે કે કમભાગ્યે મીલ હમણાં બંધ થઇ છે.) લગભગ પંદર હજાર માણસની વસ્તીવાળું આ ગામ કચ્છના વિશાળ વાગડનો એક દરવાજો કહી શકાય. અંજાર પોતે બંદર નહિ હોવા છતાં તુણા ને કંડલા બંદરોની સાથેનો સંબંધ જોડાએલો હોવાથી વ્યાપારિક સ્થિતિમાં માંડવીનું હરીફ શહેર કહી શકાય, છતાં પોતે બંદર નહિ અને નજીકના બંદરો પણ જોઇએ તેવાં વિશાળ નહિ, એટલે હરિફાઇમાં માંડવીથી અંજાર પાછળ જ ગણી શકાય.

જેસલ ને તોરલની કથા આજે જગ મશહુર છે. એ જેસલ તોરલનું સ્થાન એ આ અંજાર, આજે એમની ' સમાધિ ' એમની સ્મૃતિને તાજી કરી રહ્યું છે.

અંજારનાં પ્રસિદ્ધ સ્થાનોમાં જેસલ તોરલની સમાધિ ઉપરાંત માધવરાય મોહનરાયનાં મંદિરો, અજેપાળનું સ્થાનક, અંબાજી અને બહુચરાજીનાં મંદિરો–એ વિગેરે અંજારની પ્રાચીનતાનાં સ્મૃતિ ચિન્હો છે. જે અંબાજીનું નામ લેવાય છે, તે અંબાજી કહેવાય છે કે મૂળ ભદ્રેશ્વરમાં હતાં, અનેક ચમત્કારી વાર્તાઓ અંબાજીના આગમન સબંધી સંભળાય છે. આના ઇતિહાસમાં જે ગરબી ગવાય છે, તેની મુખ્ય કડી આ છેઃ–

'મા ભદ્રેશ્વરથી નીસર્યાં મહાકાળી રે,
મા પરવરિયાં અંજાર ભદ્રાવાળી રેઃ

મા એઠાં તે શ્વની માંહે હીલ દયાળી રે,
મા ઝાલી સાગર ધરની બાંય ભદ્રાવાળી રે.'

સાર્વજનિક ઉપયોગી સંસ્થાઓ, જેવી કે અંજાર હાઇસ્કુલ, ગુજરાતી સ્કુલ, કન્યાશાળા, રાત્રિશાળા, પુસ્તકાલય, ઇસ્પિતાલ, ધર્મ-શાળા, નિરાશ્રિતાશ્રમ અને મહાજન વાડીઓ વિગેરે પણ આંહિ મૌજૂદ છે.

અહિં વાસુપૂજ્ય સ્વામીનું ઘણું પ્રાચીન મંદિર, શાંતિનાથનું ને સુપાર્શ્વનાથનું-એમ ત્રણ મંદિરો છે. શહેરથી બહાર દાદાની દહેરી છે, જેમાં જિનદત્તસૂરિનાં પગલાં છે. શહેરમાં ત્રણ ચાર ઉપાશ્રયો પણ છે. ઉપરાંત 'વીશા ઓશવાળ જૈન યુવક મંડળ' નામનું એક મંડળ પણ છે, કે જે સમય સમય ઉપર સારૂં કાર્ય કરે છે. ગુજરાત કાઠિયાવાડથી આવતાં સાધુ સાધ્વીઓ અંજારમાં જરૂર જ આવે છે, કારણ કે પહેલાં કહેવામાં આવ્યું તેમ અંજાર વાગડનું નાકું છે, અને ત્યાંથી ભદ્રેશ્વર જવાય છે.

## માંડવી

કચ્છનાં બધા શહેરોમાં **માંડવી**નું નામ વધારે પ્રસિદ્ધ છે. મુંબઇ જેવા શહેરમાં પણ '**માંડવી**' એક ખાખા લતા તરીકે ઓળખાય છે, અને '**માંડવી**' બોલો, એટલે જાણે કચ્છીજ સમજી લેવાનું હોય, કારણ કે કચ્છીઓની મોટી વસ્તી મુંબઇના 'માંડવી' લત્તામાં છે.

સં. ૧૬૩૬માં ખેંગારજી ૧લાએ રાયપુરબંદર વસાવ્યું, તેજ આજનું માંડવી છે. બિલકુલ દરિયાના કાંઠા ઉપર આવેલું, વધારેમાં વધારે વસ્તીવાળું, વ્યાપારનાં મોટા મથકનું અને જૈનોની મોટી વસ્તીવાળું કચ્છનું શહેર, તે **માંડવી**. આ શહેર અનેક શ્રીમંતો, અનેક સંસ્થાઓ, અનેક કાર્યકર્તાઓથી ખરેખર કચ્છનું ગૌરવ વધારી રહ્યું છે. ટોપણ શેઠ

નામના એક ભાટીયા સોદાગરે માંડવીના વસવાટમાં અને તેને વિકસાવવામાં મોટો ફાળો આપ્યો હતો. તેમના સ્મરણમાં માંડવીનું 'ટોપણસર' આજ પણ મૌજૂદ છે. રાઓશ્રી રાયધણજીના સમયમાં જે વખતે આખા કચ્છમાં અરાજકતા વ્યાપી રહી હતી, તે વખતે માંડવીના વ્યાપારીઓએ માંડવીને પોતાના કબ્જામાં કરી લીધું હતું. તે વખતે સુંદરજી સોદાગરે માંડવીનું નામ વ્યાપારાદ્વારા આખા હિંદમાં પ્રસિદ્ધ કર્યું. હંસરાજ શાહ અને તેમના પુત્ર શીવરાજ માંડવીના ગવર્નરો બન્યા હતા. માંડવી એક વખતે વહાણોની ઉત્પતિનું જબરદસ્ત સ્થાન હતું. કહેવાય છે કે માંડવી એ કચ્છનું નહિ, પણ આખા સૌરાષ્ટ્રનું નાક ગણાતું હતું. અત્યારે પણ માંડવી વ્યાપારનું એક મથક છે. છતાં જાણે સો વર્ષ પહેલાનું માંડવી દેખાય છે, કારણ કે આજના સાધનના જમાનામાં એક મહાબંદરને યોગ્ય જે સાધનો જોઇએ, તેમાંના કાંઇ નથી. વધારામાં રેતીના ઢગલા બંદરની ખાડીને ધીરેધીરે પૂરી રહ્યા છે. આ ઉપદ્રવને દૂર કરવા કહેવાય છે, કે પ્રયત્નો તો ઘણા ય થયા, પણ તે સફળ ન થયા.

માંડવીના આજ પણ ઘણા શાહ સોદાગરો વિદેશમાં જબ્બર વ્યાપારો ખેડી રહ્યા છે, ને કચ્છનું નામ ઉજ્જવળ કરી રહ્યા છે. લગભગ પચીશ હજાર માણસની વસ્તીનું કિલ્લેબંધ શહેર છે. કિલ્લાની બહાર પણ એટલી બધી વસ્તી વધી રહી છે, કે જેથી એક વિશાળ શહેર જેવું દેખાય છે.

બંદર ઉપર કષ્ટમહાઉસ, દીવાદાંડી, શેઠ કલ્યાણજી ધનજીની જબ્બર ઑફીસ, અને કેટલીક ધર્મશાળાઓ ઉપરાંત ગુજરાતી અને અંગ્રેજી સ્કૂલો, ઇસ્પિતાલ ને લાયબ્રેરી પણ બંદરના રસ્તા ઉપર છે.

શહેરમાં દરબારી મહેલ, ગોકુળદાસ તેજપાળ હાઇસ્કુલ, ગુજરાતી શાળાઓ, ઇસ્પિતાલ, પ્રસુતિગ્રહ અને બાળમંદિર વિગેરે અનેક સંસ્થાઓ

છે. ગામથી થોડે દૂર ભાટીઆ અને લોહાણા બાળાશ્રમો શહેરના ગૌરવને વધારી રહ્યાં છે. માંડવીથી ૫ માઇલ દૂર પશ્ચિમ દિશા તરફ **'વિજય વિલાસ'** નામનો દરબારી મહેલ ઘણો જોવા લાયક છે.

**માંડવીમાં** લગભગ અઢી હજાર જૈનોની વસ્તી છે. ૪ મંદિરો બજારમાં છે, ને એક બંદર ઉપર, એમ ૫ મંદિરો છે. નદીના સામા કિનારે 'દાદાની દહેરી'ના નામે ઓળખાતું સ્થાન ઘણું રમણીય છે. ત્યાં જિનદત્તસૂરિનાં પગલાં ઉપરાંત **પાર્શ્વનાથનું** મંદિર પણ છે. સામા કિનારે જવા માટે પત્થરનો લાંબો પૂલ બાંધેલો છે. જૈન યાત્રાળુઓને ઉતરવા માટે ભૂજના નાકે એક જબ્બર ધર્મશાળા છે. શહેરમાં સાધુ સાધ્વીઓને ઉતરવાના ત્રણ ઉપાશ્રયો છે. **ખરતલગચ્છ, અંચળગચ્છ, તપાગચ્છ**—આ ત્રણે ગચ્છો અહિં મૌજૂદ છે. એકંદરે સંપ સારો છે. **માંડવીનું** 'જૈન યુવક મંડળ' સામાજિક ને ધાર્મિક કાર્યોમાં જે સેવાઓ બજાવે છે, તે વખાણવાને પાત્ર છે. આ મંડળે **'બાળવર્ગ'**ના શિક્ષણ માટે એક 'બાળમંદિર' ખોલ્યું છે, જે ધીરે ધીરે સારી પ્રગતિ કરી રહ્યું છે. સ્થાનકવાસી જૈનોનો અહિં સારો સમુદાય છે. સ્થાનકવાસી ને મંદિરમાર્ગી બન્નેનો સંપ સારો છે. **માંડવીના** જૈનોમાં જેમ પૈસો છે, તેમ ઉદારતા પણ છે, અને તેની સાથે સાથે દિલોજાનીથી કામ કરનારા કાર્યકર્ત્તાઓ પણ છે. એજ કારણ છે કે **માંડવીના** જૈનો જે કાર્ય ઉપાડે છે, તેને સાંગોપાંગ સુંદર રીતે કરી બતાવે છે. શેઠ કલ્યાણજી ધનજી, શેઠ **નારણભાઇ પુરૂષોત્તમ**, શેઠ **પોપટલાલ** લક્ષ્મીચંદ, શેઠ **વીકમસી રાઘવજી** પટેલ, શેઠ **ડોશાભાઈ** લાકડાવાળા, શેઠ દામજીભાઇ વિગેરે આગેવાનો તથા ભાઇ **પાનાચંદ**, ભાઈ **મૂળચંદ**, ભાઇ **નાનાલાલ**, ભાઇ **હરિલાલ** વિગેરે **યુવકો** ખૂબ ઉત્સાહી ને કાર્યકર્તાઓ છે. કલીકટ અને મુંબઇમાં સાબુ ને છત્રીનાં કારખાનાંના અને શેઠ **નાગજી** પુરૂષોત્તમ કંપનીના માલિકો શેઠ **નાગજીભાઇ**, શેઠ **માણેકલાલભાઇ** વિગેરે પણ આજ **માંડવીના** છે

માંડવીની એક સંસ્થાનો સ્વતંત્ર ઉલ્લેખ કર્યા વિના હું નથી રહી શકતો, ને તે છે માંડવીની પાંજરાપોળ. સં. ૧૯૯૬માં ભયંકર દુષ્કાળમાં પાંચ પાંચ હજાર ઢોરોનું રક્ષણ કરવા સાથે માંડવીની પ્રજાને શુદ્ધ દુધ ને છાશ પૂરાં પાડી માનવજાતિની પણ સેવા કરવાનું સદ્‌ભાગ્ય માંડવીની પાંજરાપોળ મેળવી શકી છે. શેઠ નાગજી પુરૂષોત્તમની કું. ના માલિકો જેવા ઉદાર શ્રીમંતો, અને શેઠ બાબાભાઇ, શેઠ દામજીભાઇ, અને શેઠ વિક્રમશીભાઇ પટેલ વિગેરે કાર્યકર્તાઓની તનતોડ મહેનતનું જ એ પરિણામ કહી શકાય. એજ દાનવીર શેઠ નાગજીભાઇની ઉદાર સખાવતથી માંડવી પાંજરાપોળની શાખારૂપે કોટડી પાસેના પોલડીયા ગામના એક જંગલમાં પશુઓ માટેનાં આલીશાન મકાનો બન્યાં છે, ને ત્યાં સેંકડો પશુઓનું રક્ષણ થઈ રહ્યું છે.

માંડવી આમ દરેક રીતે વખાણવા લાયક હોવા છતાં, માંડવીની ગલ્લીઓની ગંદકી શુદ્ધ સફેદ કપડામાં એક કાળાં બિન્દુ સમાન દેખાઇ આવે છે. ભૂજનાં વર્ણનમાં કરેલી ટીકા અહિં પણ લાગુ પડે છે. શરીરની, ઘરની, મહોલ્લાની અને ગલીઓની સ્વચ્છતાનો આધાર માણસની પોતાની લાગણી ને ચીવટ પર રહેલો છે, એ ભૂલવું ન જોઇએ.

## મુંદ્રા

કચ્છનાં કિલ્લેબંધી ૪ શહેરો પૈકીનું મુંદ્રા પણ એક શહેર છે. અસલમાં તે એક ડુમરા નામનું નાનકડું ગામ હતું. સં. ૧૬૯૬ માં રાઓશ્રી ભોજરાજજીએ તેને આબાદ કરી મોહનરાયનું મંદિર બંધાવ્યું, ને તે ઉપરથી તે મુંદ્રા તરીકે પ્રસિદ્ધ થયું. લગભગ ૯૦૦૦ માણસની વસ્તીનું આ શહેર છે. બીજાં શહેરો કરતાં આ શહેર હવા પાણી માટે સારૂં વખણાય છે. શહેરની ચારે તરફ વાડીઓ, ગામથી બહાર ખુલ્લા રસ્તા, ઝાડોની ઘટાઓ વિગેરેથી આ

શહેરની રૌનક સારી છે. દરીઆ અહિંથી થોડે દૂર છે, એટલે મુંદ્રા બંદર તરીકે ઓળખાય છે. અહિંના વેપારીઓ જેમ સાહસિક છે, તેમ **ખલાસી** લોકો પણ પરદેશ ખેડવામાં **માંડવીથી** બીજા નંબરે આવે છે. એક સમય હતો, જ્યારે મોટાં મોટાં વહાણો હિંદુસ્તાન ઉપરાંત અરબસ્તાન ને આફ્રિકાના બંદરોથી માલ લઇ અહિં આવતાં. હાલ સગવડ વિનાનું આ બંદર હોઇ વધારે ઉન્નતિ પર આવતું નથી. અહિં એક જીનીંગ ફેકટરી પણ છે.

અહિંનાં દર્શનીય સ્થાનોમાં શાહ મુરાદ પીરની એક મોટી દર્ગાહ છે; અને તે ' દરીઆ પીર ' તરીકે ઓળખાય છે. **મોહનરાયનું** મંદિર પણ પ્રસિદ્ધ છે. એક તાલુકા સ્કૂલ, અંગ્રેજી સ્કૂલ, રાત્રિશાળા, કન્યાશાળા, જીમાભાઇ લાલજી સ્કૂલ, રણશી દેવરાજ અંગ્રેજી મિડલ સ્કૂલ, ઉપરાંત પુસ્તકાલયો ને ઇસ્પિતાલ વિગેરે પણ છે. કિલ્લાની બહાર ધર્મશાળા ને હરીબાગ છે.

લગભગ પંદરસો જૈનોની આંહિ વસ્તી છે. ત્રણ જૈન મંદિરો શહેરમાં, અને એક શહેરથી બહાર, ગોરજીનાં દહેરાં તરીકે ઓળખાય છે. ચાર ઉપાશ્રયો છે. સ્થાનકવાસી ને મંદિરમાર્ગી બન્ને સંપ્રદાયના જૈનો અહિં વસે છે. અહિંના ઓશવાળો ઘણે ભાગે ખેડુત તરીકે વખણાય છે. જો કે હવે તો ઘણાખરા પરદેશમાં વસે છે.

અહિંના જૈન આગેવાનોમાં શેઠ **મગનલાલ** અને તેમના ભાઇ **નાના-** લાલ તથા સ્થાનકવાસીઓમાં **કામજીભાઇ** મુખ્ય ગણાય છે. તેઓ ધર્મપ્રેમી છે, ને જાહેર કામમાં સારો ભાગ લે છે.

બીજા કિલ્લાઓની માફક મુંદ્રાનો કિલ્લો દેવકરણ શેઠે બનાવ્યો હતો. એક વખતે જંગબારના રાજા જેવા ઓળખાતા શેઠ શિવજી પ્રેમજી અને ઇબજી શિવજી–એ આ મુંદ્રાની વિભૂતિઓ હતી.

ઉપરનાં ત્રણ શહેરો ઉપરાંત કચ્છનું પાટનગર ભૂજ એ પણ એક સારામાં સારૂં શહેર છે, કે જેનો પરિચય પાંચમા પ્રકરણમાં આપવામાં આવ્યો છે.

કચ્છની ભૂમિકા, આબાદી, સાધનો એ બધાંને અનુલક્ષીને જ આ ચારે ગામોને શહેરો તરીકે ઓળખવામાં આવ્યાં છે. કચ્છનું રાજ્ય વ્યવસ્થિત જમાવવામાં, આબાદી વધારવામાં અને વ્યાપારોને ખીલવવામાં જેમ દેશળજી ૧લાનો મુખ્ય હિસ્સો છે, તેવી રીતે આ ચારે શહેરોને મજબૂત કરવામાં, કિલ્લાઓ બંધાવવામાં તે વખતના દિવાન શેઠ દેવકરણ શેઠનો હાથ છે, એમ ઇતિહાસકારો કહે છે. આ દેવકરણ શેઠે કિલ્લાઓ ઉપરાંત જુદાં જુદાં સ્થાનોમાં મંદિરો બંધાવ્યાં, વ્યાપારોને ઉત્તેજન આપ્યું ને કચ્છને ખૂબ આબાદ બનાવ્યું, પણ રાજ્યખટપટોમાં હંમેશાંથી બનતું આવ્યુ છે તેમ, એવી જ રાજ્ય ખટપટમાં દેવકરણ શેઠ હોમાયા. ગમે તેમ પણ આજે કચ્છનાં આ ચારે શહેરોના કિલ્લાઓ ને એમનાં બંધાવેલાં મંદિરો દેવકરણ શેઠની સ્મૃતિને તો ભૂલવા નહિ જ દે.

કચ્છનાં કિલ્લેબંધી ઉપરનાં ચાર શહેરો ઉપરાંત કચ્છમાં એવાં બીજાં પણ ગામો છે, કે જેની પૂર્વ સમયની જાહોજલાલી કચ્છના ઇતિહાસને શોભાવે છે. તેરા, નળીયા, કોઠારા અને સુથરી, એ ગામો ખાસ કરી ઇતિહાસ પ્રસિદ્ધ છે. એના ઇતિહાસમાં છુપાએલી ઘટનાઓ ઉપરના કિલ્લેબંધી ચાર શહેરોની ઘટનાઓ કરતાં કંઈ ઓછી ઉતરે તેવી નથી. વીરો અને વીરાંગનાનો જન્મ આપનાર કચ્છમાં આવાં અનેક ગામો છે. લાખો અને કરોડોના દાન કરનાર દાનવીરોની ઉત્પત્તિનાં સ્થાન પણ આવાં અનેક છે; પણ મારો ઉદ્દેશ આધુનિક સમયનાં મુખ્ય ને કિલ્લેબંધી શહેરો તરીકે ઓળખાતાં ગામોનોજ પરિચય આપવાનો હોઇ, એ સિવાયનાં ગામો સબંધી અહિં કંઇ લખતો નથી.



: ૨૧ :

## કચ્છમાં કેળવણી



કોઇ પણ દેશની પ્રગતિમાં તે દેશની કેળવણી તરફ વિચારકો વધુ ધ્યાન આપે છે. શિક્ષણ, એ સંસ્કારનો વિકાસ કરે છે, અને વિકસિત સંસ્કાર માનવજાતિની ઉન્નતિ કરે છે. એટલું જ નહિ પરંતુ મનુષ્યની જીવનયાત્રાને સુખમય વ્યતીત કરાવે છે.

કેળવણીનો અર્થ ગ્રેજ્યુએટ થવું કે કોઇ પ્રકારના ડીગ્રીધારી થવું એવો હું નથી કરતો. મનુષ્યભવ પામ્યા પછી જુદી જુદી વ્યક્તિઓ, સમાજ, ધર્મ, રાષ્ટ્ર વિગેરે પ્રત્યે શું કર્તવ્ય છે એ સમજવું એનું નામ છે કેળવણી. અને એ કર્તવ્યમાં આરૂઢ થવું એ છે કેળવણીનું પરિણામ, એમ હું માનું છું. જેમ જેમ મનુષ્યમાં જ્ઞાન વધતું જાય, તેમ તેમ તેનામાં માનવતાના ગુણો વિકસિત થવા જોઇએ. વિનય, વિવેક, સભ્યતા અને કર્તવ્ય પાલન—આ ગુણો જેનામાં આવતા જતા હોય, ત્યારે સમજીએ

કે આ કેળવાએલો માણસ છે. જીવનમાં ઉપસ્થિત થતી કોઇ પણ વસ્તુને વિવેકપૂર્વક આચરવી એ કેળવણીનું પરિણામ છે. ત્યાગવા લાયક વસ્તુનો ત્યાગ કરવો, જાણવા લાયક વસ્તુને જાણી લેવી, અને આદરવાલાયક વસ્તુને આદરવી, આનું નામ છે કેળવણી. ખૂબ ખૂબ પોથાં ભણ્યા છતાં અને ઘણી ઘણી ડીગ્રીઓ મેળવવા છતાં હોય, જ્ઞેય અને ઉપાદેયનું ભાન ન હોય અને સાધારણમાં સાધારણ વસ્તુમાં પણ મન મુંઝાઇ પડે, રસ્તો ન સૂઝે તો એ કેળવણી શા કામની ?

સાધન વિના સાધ્ય સધાતું નથી, એ વાત નક્કી છે. બાલ્યાવસ્થાથી માતાપિતા તરફથી મળતા સંસ્કારો અને સમય સમય ઉપર સમયાનુકૂળ મુકરર થતાં જ્ઞાન પ્રાપ્તિનાં બંધારણો અને તેની ઉપાસના-એ કેળવણીનાં સાધનો છે.

વીસમીસદીના આ જમાનામાં આવી રીતનાં વ્યાવહારિક જ્ઞાનનાં સાધનો હિંદુસ્તાનમાં પણ ખૂબ વધ્યાં છે. દરેક દેશ પોત પોતાના બાળકોને અને યુવકોને ભાષાજ્ઞાન આપવામાં તત્પર છે. કુદકે ને ભૂસકે આ જ્ઞાનનો વધારો થઇ રહ્યો છે, અને તેમાં હિંદુસ્તાને રાજભાષાને ( અંગ્રેજીને ) એટલું બધું મહત્વ આપી દીધું છે કે જાણે કે એના વિના જીવન નકામું છે. ગમે તે હશે. અત્યારે હું તેની આલોચનામાં ઉતરવા નથી ઇચ્છતો. આજે હિંદુસ્તાનને કયા શિક્ષણની જરૂર છે, એનો વિચાર કેળવણીના ' ખાં ' ગણાતા લોકોને પણ અત્યારે બહુ મુંઝવી રહી છે; અસ્તુ !

મારે આ પ્રસંગે જે કાંઇ બતાવવાનું છે તે એ કે કચ્છમાં કેળવણીનો પ્રચાર કેવો છે ? દૂરથી સાંભળતો આવ્યો હતો, અને કચ્છમાં આવ્યા પછી પણ સાંભળતો રહ્યો છું કે કચ્છમાં કેળવણીનો બહુ જ અભાવ છે, અને તેજ કારણ કે કચ્છની પ્રજામાં અજ્ઞાનતા, જડતા વધારે છે. સાધારણ રીતે વિચારીએ તો જે દેશ ખેતીપ્રધાન હોય, તે દેશ બીજા દેશોની અપે-

ક્ષામે શિક્ષણના ક્ષેત્રમાં બહુ પછાત હોય જ, એ એક સ્વાભાવિક છે. તેમજ જે જાતિ ખેતીપ્રધાન ધંધામાં આગળ પડતી હોય, તે જાતિ પણ બીજી જાતિઓ કરતાં શિક્ષણમાં પાછળ જ હોય. અને તેમાંયે રાજ્યકર્ત્તાના વિચારો ઉપર કેળવણીની પ્રગતિનો વધારે આધાર રહેલો છે. રાજ્યના વિધાતાની ભાવના પ્રજાના જીવનમાં પ્રસરે છે. અને તેનાજ પ્રમાણમાં પ્રજામાં કેળવણી આવે છે.

હિંદુસ્તાનનાં ઘણાં દેશી રાજ્યોમાં હું વિચર્યો છું, રાજ્યાધિકારીઓની સાથે સબંધ જોડી તેમના વિચારો જાણવાનું પણ મને મળ્યું છે. જે રાજાઓ અત્યારની ઉંચી કેળવણીમાં વધારે માનનારા છે, એમણે પોતાનાં રાજ્યમાં કેળવણીનો ખૂબ પ્રચાર કર્યો છે. પણ જેઓ એમ માનતા હોય કે ' માત્ર વ્યવહારના નિર્વાહ પુરતું દરેક મનુષ્યને ભાષા જ્ઞાન મળવું જોઇએ. ' એ રાજા પોતાના રાજ્યમાં પોતાની ઇચ્છાથી તો અત્યારની કહેવાતી 'ઉચ્ચ કેળવણી' નો પ્રચાર ન કરે, એ સ્વાભાવિક છે. કોઇ અનિવાર્ય કારણે એથી આગળ વધવું પડે તો તે એક મજબૂરી છે. જ્યાં સુધી હું જાણી શકયો છું ત્યાં સુધી, કચ્છના ' વડા બાવા ' ઘણું કરીને આવા વિચારના હશે. અત્યારની કહેવાતી ઉંચી કેળવણીમાં તેઓ વધુ માનતા હોય, એવું મને નથી લાગતું. અને મેં સાંભળ્યું છે પણ તેમજ; એજ કારણ હશે કે કચ્છ રાજ્યમાં અત્યારની કહેવાતી ' ઉંચી કેળવણી 'નું ક્ષેત્ર બહુ ઓછું છે, અથવા નથી જ એમ કહીએ તો ચાલે.

કચ્છ રાજ્યમાં ધોરણસર કેળવણી ખાતાનું મંડાણ મંડાયું મહારાઓશ્રી પ્રાગમલજી બીજાના સમયથી. તેમણે કચ્છના મુખ્ય મુખ્ય ગામોમાં લગભગ પચાસેક પ્રાથમિક શાળાઓ અને પાંચેક કન્યાશાળાઓ સ્થાપી. તે પછી અત્યાર સુધીમાં જે કાંઇ વધારો જોવાઇ રહ્યો છે, તે મહારાઓશ્રી ૩ જા ખેંગારજી બાવાના પ્રયત્નને આભારી છે.

કચ્છમાં જે કેળવણીનો પ્રચાર થઈ રહ્યો છે, તે બે વિભાગમાં છેઃ ૧. રાજ્ય તરફથી અપાતી કેળવણી, જેને રાજકીય સ્કૂલો કહીએ. અને ૨. પ્રજા તરફથી અપાતી કેળવણી, જેને પ્રજાકીય સ્કૂલો કહીએ. આખા રાજ્યનાં લગભગ એક હજાર ગામોની આબાદીમાં લગભગ એકસો પચીસ દરબારી શાળાઓ છે; જ્યારે લગભગ ૭૮૨ પ્રજાકીય શાળાઓ છે. રાજ્ય તરફથી ચાલતી સવાસો શાળાઓમાં એક હાઇસ્કૂલ છે કે જે ભૂજમાં છે, અને બીજી હાઇસ્કુલ અંજારમાં હમણાં જ થઇ છે. એ સિવાયની બધી પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ છે. પ્રજા તરફથી ચાલતી શાળાઓમાં એક હાઇસ્કૂલ શેઠ ગોકળદાસ તેજપાળની માંડવીમાં છે. પ્રજા તરફથી અપાતી કેળવણીની ત્રણ સંસ્થાઓ મારી નોંધ ઉપર આવેલી છે. ૧ લુહાણા ઍજ્યુકેશન બોર્ડ, ૨ શેઠ ગોકળદાસ તેજપાળ કેળવણીખાતું ૩ વીશા ઓશવાળ જૈન કેળવણી ફંડ.

લગભગ અગીઆર વર્ષ ઉપર શેઠ સૂરજી વલ્લભદાસ, શેઠ રાઘવજી પુરૂષોત્તમદાસ-આ બે ઉદાર ગૃહસ્થોની સખાવતથી 'લુહાણા કેળવણી ખાતુ" સ્થપાયું, કે જેના પ્રમુખ શેઠ પ્રાગજી દયાળ અને ઉપપ્રમુખ શેઠ પ્રેમજી થંદા છે. લાખોની સખાવતથી આ ખાતું ચાલુ થએલું. ૧૧ વર્ષમાં આ ખાતા તરફથી કચ્છના જુદા જુદા ગામોમાં કોઇ પણ જાતના જાતીય ભેદભાવ વિનાની અત્યારે લગભગ ૬૦ શાળઓ ચાલે છે. આટલી શાળાઓ ચાલવા છતાં આ ખાતાં પાસે ૬–૭ લાખ રૂપીઆનું ફંડ છે. આ કેળવણી ખાતુ પદ્ધતિસર ચાલી રહ્યું છે, અને તેની હૅડ ઑફીસ વાંકુ (અબડાસા) ગામમાં રાખેલી છે. આ ખાતાના સુપરિન્ટેન્ડેન્ટ શ્રીયુત હાથીભાઇ બાહોશ અનુભવી અને ઘણા શાંત સ્વભાવી છે.

બીજું દાનવીર શેઠ ગોકળદાસ તેજપાળ કેળવણીખાતું છે. આ ઉદાર ગૃહસ્થની સખાવતથી માંડવી, નળીયા, જખૌ, કોઠારા અને વિંઝાણ એ સ્થાનોમાં શાળાઓ ચાલે છે, જેમાં માંડવીમાં હાઇસ્કૂલ છે. આ બધીય

શાળાઓ સારી સ્થિતિમાં ચાલે છે. સારા અનુભવી શિક્ષકો રોકવામાં આવેલા છે, અને કોઇ પણ જાતના ભેદભાવ સિવાય આ શાળાઓ ચલાવવામાં આવે છે. આ ખાતાના પ્રમુખ શેઠ મથુરાંદાસ વસનજી છે, અને ઉપપ્રમુખ શેઠ લક્ષ્મીદાસ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાળ છે.

. ત્રીજું કેળવણી ખાતું 'વીશા ઓશવાળ કેળવણી ખાતુ" છે, પરંતુ આ સંબંધી વિશેષ માહિતી મને મળી નથી, પણ એમ જાણુવા મળ્યું છે કે કચ્છના જુદા જુદા ગામોમાં આ ફંડ તરફથી પણ કેટલીક શાળાઓ ચાલે છે.

આવીજ રીતે પરદેશમાં વસતા શ્રીમંતો તેમજ સ્થાનિક મહાજન સાથે જુદા જુદા ગૃહસ્થોની સહાયતાથી પણ પાઠશાળાઓ અને કન્યાશાળાઓ ચાલી રહી છે દાખલા તરીકે ડુમરાના શેઠ જેઠાભાઇ નરશી તરફથી જુદાં જુદાં ગામોમાં અનેક શાળાઓને મદદ આપવામાં આવે છે.

આ ઉપરાંત વાંકુ, કોટડી, માંડવી, સદનવાડી અને વાંઢાય વિગેરેમાં ગુરૂકુળ, બાળાશ્રમ કે અનાથ આશ્રમ રૂપે પણ જૈનેતર સંસ્થાઓ ચાલી રહી છે, તેવી જ રીતે ડુમરા, નળીયા, નવાવાસ અને સૂથરી વિગેરે સ્થળોએ 'જૈન બાળાશ્રમો' વિગેરે જૈન સંસ્થાઓ ચાલી રહી છે.

કચ્છના મારા વિહાર દરમિયાન મારી હંમેશની પદ્ધતિ પ્રમાણે કેળવણીની જે જે સંસ્થાઓ મેં જોઇ, તેમાં ભૂજની ઍાલ્ફ્રેડ હાઇસ્કૂલ, ભૂજપુરનું કુમાર મંદિર, માંડવીની હાઇસ્કૂલ, માંડવીના જૈન યુવક મંડળ હસ્તક ચાલતું જૈન બાળમંદિર, માંડવીની ભાટીયા બોર્ડીંગ, નવાવાસનું જૈન બાળાશ્રમ, રાયણની સાર્વજનિક સ્કૂલ, સદનવાડીનું સરસ્વતિ સદન, વાંઢાયનું ગુરૂકુળ, ભૂજની ઇંદિરાબાઇ કન્યાશાળા, ભૂજની લુહાણા અને રાજગોર કન્યાશાળા, મંજલ-મંગવાણાની ઈશ્વર કન્યા-

શાળા, નળીયાનું જૈન બાળાશ્રમ, નળીયાની ગોકળદાસ તેજપાળ સ્કૂલ, સુથરીનું જૈન વિનયમંદિર અને શેઠ નરશી નાથા જૈન કન્યાશાળા, કોઠારાની ગોકળદાસ તેજપાળ સ્કૂલ, ડુમરાનું વીશ ઓશવાળ જૈન બાળાશ્રમ, વાંકુનું લુહાણા બાળાશ્રમ, કોટડીની લુહાણા બોર્ડીંગ—આ વિગેરે કેટલીક જૈન અને જૈનેતર સંસ્થાઓએ મારા દિલ ઉપર સારી અસર કરી છે. આ સંસ્થાઓના કેટલાક સંચાલકે ભલા, કાર્યકુશળ, કેળવણીના સાચા અનુભવી અને પિતાનું વાત્સલ્ય અને ગુરૂ તરીકેનો પ્રભાવ ધરાવનારા જોવાયા છે. આવા સજ્જનોમાં ભૂજ હાઇ-સ્કૂલના હેડ માસ્તર લાભશંકરભાઇ પાઠક, લુહાણા કેળવણીખાતાના સુપ્રિ. શ્રીયુત હાથીભાઇ, માંડવી ભાટીયા બાળાશ્રમના સુપ્રિ. શ્રી કલ્યાણરાયભાઇ છાયા, સદનવાડીના સરસ્વતી સદનના સુપ્રિ. શ્રી પ્રભુલાલભાઇ ધોળ-કીયા, કોટડી લુહાણા બાળાશ્રમના સુપ્રિ. શ્રી. ભગવાનજીભાઇ ડુમરા વીસા ઓશવાળ બાળાશ્રમના સુપ્રિ. ગોવીંદભાઇ અને માસ્તર વલભદાસ-ભાઇ, નળીયા ગો. તે. સ્કૂલના હેડ માસ્તર જયસુખલાલભાઇ ધોળકીયા અને જૈન કન્યાશાળાનાં શિક્ષિકા બહેન વેલબાઇ, કોઠારાની ગો. તે. સ્કૂલના માસ્તર લક્ષ્મીશંકર, અને આસંબીયા મોટાની અંગ્રેજી સ્કૂલના માસ્તર ગુલાબરાયભાઇ વ્હોરા—એ વિગેરે મુખ્ય છે. કચ્છ જેવા અજ્ઞાન દેશમાં આવા ઉંચ કોટીના સંચાલકોની હસ્તી એ ન કેવળ બાળકોને માટેજ બલ્કે આખા દેશને માટે આશિર્વાદરૂપ ગણી શકાય.

કન્યાશાળાઓ પણ લગભગ ઘણા ગામોમાં ચાલી રહી છે. તેમાં કેટલીક સ્વતંત્ર સંસ્થાઓ તરીકે પણ ઓળખાય છે. એવી સંસ્થાઓમાં જૈનોની બે સંસ્થાનો હું ઉલ્લેખ કરીશઃ ૧. ડુમરાનું બહેન 'કણુબાઇનું આશ્રમ' અને ૨જું કોડાયનું 'સદાગમ પ્રવૃત્તિ મંડળ' તરફથી ચાલતું આશ્રમ. ડુમરાનું આશ્રમ ખુદ કણુબાઇ ચલાવે છે, અને કોડાયના આશ્રમના સંચાલિકા બહેન પાનબાઇ ઠાકરશી છે. ડુમરાના આશ્રમમાં સાધ્વીજી પુષ્પા-શ્રીજી કે જેઓ સારામાં સારાં વિદુષિ છે, તેઓ પણ સારો રસ લઇ રહ્યાં છે

આ બંન્ને આશ્રમોમાં લાભ લેનારી બાઇઓની સંખ્યા અત્યારે જો કે આંગળીગાંઠી છે, પણ કહેવાય છે કે ધાર્મિક અને સંસ્કૃતની બે બૂક જેટલું જ્ઞાન મેળવીને બન્ને આશ્રમોમાંથી ઘણી બહેનો નીકળી છે, કે જેઓ શિક્ષિકાનું કામ કરી રહી છે.

હિંદુસ્તાનમાં સ્ત્રીઓની સંસ્થા ચલાવવી, એ કેટલું જોખમ ભરેલું છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. સ્ત્રીઓની સંસ્થાઓ કે કન્યાશાળાઓ ભાગ્યેજ લોક ટીકાથી બચે છે. ખરી વાત એટલી છે કે જે પવિત્ર ઉદ્દેશથી આવી સંસ્થાઓ કે કન્યાશાળાઓ સ્થાપન કરવામાં આવે છે, તે પવિત્ર ઉદ્દેશને ધ્યાનમાં રાખી, સંસ્થાનું સંચાલન કરવું, એ એક જરૂરનું છે. નિઃસ્વાર્થ વૃત્તિ, શુદ્ધ સેવાભાવ, નિર્લોભતા અને કર્તવ્યપાલનની બુદ્ધિ, એ સંચાલકોનું મુખ્ય ધ્યેય હોવું જોઇએ.

આજે આખા કચ્છના જૈનોમાં સ્ત્રીઓના જીવનનો પ્રશ્ન બહુ વિચારણીય છે. વિધવાઓની બહુલતા, સ્ત્રીઓમાં ઘોર અજ્ઞાનતા અને તેની સાથે નિરૂદ્યમીપણું–આના લીધે અનેક પ્રકારનું વાતાવરણ અશુદ્ધ બને છે, એમાં પુરૂષોના 'પ્રધાનવાદ'થી ઘણી વખત બિચારાં નિર્દોષ પણ માર્યાં જાય છે.

ડુમરા અને કોડાયનાં બન્ને આશ્રમો ધારે તો કચ્છના જૈન સ્ત્રી સંસારને શિક્ષિત અને સંસ્કારી બનાવવામાં ઘણો મોટો ફાળો આપી શકે. ત્યાંના સંચાલકો સંસ્થાઓને વધારે વિકસિત બનાવી, ઘણી મોટી સંખ્યાની બાઇઓને આકર્ષી મોટા પાયા ઉપર આશ્રમો ચલાવે, તો આખા કચ્છને આશિર્વાદ રૂપ થઇ પડે. વળી કેવળ સામાયિક પ્રતિક્રમણ કે સંસ્કૃતની બે બૂકો ભણાવવા પૂરતું જ નહિ, પરંતુ સ્ત્રીઓને ઉપયોગી ભરવા, સીવવા, ગૂંથવા અને બીજા હાથપરિશ્રમના હુન્નરો શીખવીને બાઇઓને બહાર પાડે તો ઘણી કન્યાશાળાઓ આજે ઉપ-

યોગી શિક્ષિકાઓનો જે અભાવ ભોગવી રહી છે, તે દૂર થાય. **દ્રવ્યમોહ કે સત્તામોહ** સાચ્ચા કાર્યની પ્રગતિને રૂંધે છે. એ વસ્તુ ઉપર, જૈન કે જૈનેતર છોકરાઓ કે છોકરીઓની તમામ સંસ્થાવાળા સંચાલકોએ ધ્યાન આપવાની જરૂર છે.

કેળવણીની જેટલી શાળાઓ અને સંસ્થાઓ કચ્છમાં ચાલે છે, તેમાંની થોડીકને બાદ કરીએ તો બાકીમાં ચૈતન્ય જેવું બહુ જ ઓછું જોવાય છે. એનાં અનેક કારણો મારા ધ્યાનમા આવ્યાં છે: કાં તો શિક્ષકો અને કમિટી વચ્ચે ખટપટ હશે; કાં તો પૈસા આપનારા ગૃહસ્થો અને કામ કરનારા યુવકોની વચ્ચમાં મતભેદ હશે; કાં તો જુના અને નવા વિચારના કારણે આપસમાં સઘર્ષણ રહેતું હશે, કાં તો સંચાલકોની કૃપણતાને કારણે સારા શિક્ષકોના અભાવથી સંસ્થા નૂરવિનાનું જીવન ભોગવી રહી હશે. આમ અનેક કારણોના પ્રતાપે સંસ્થાઓ, શાળાઓ પ્રાણવિનાના કલેવરો જેવી ઘણે ભાગે દેખાય છે. સત્તાની સાઠમારી અને ' જાણે થોડુ' અને તાણે ઘણું ' આ બે કારણોથી લગભગ નિસ્તેજતા દેખાય છે.

જૈન સંસ્થાઓમાં, પછી ભલે તે સાર્વજનિક રીતે ચાલતી હશે, શિક્ષણનું ધોરણ અને પરીક્ષાઓનું ધોરણ, એક સરખું અને બંધારણ-પૂર્વકનું નહિ હોવાના કારણે પણ ' ડુંગર ખોદીને ઉંદર કાઢયા ' જેટલું જ પરિણામ લગભગ દેખાય છે.

મેં આ સંબંધી અનેક વાર આગેવાનો અને કેળવણી પ્રેમીઓની આગળ મારા વિચારો રજૂ કર્યા છે. ' લુહાણા કેળવણી ખાતા 'ની માફક જૈનોની એક કેન્દ્રસ્થ સંસ્થાની દેખરેખ નીચે કચ્છની તમામ શાળાઓ અને સંસ્થાઓ ચલાવવામાં આવે, એક જ જાતનાં પાઠ્ય પુસ્તકો અને એક જ ધોરણની પરીક્ષાઓ થાય, તો જ કેળવણીની પાછળ જૈનોનો ખર્ચાતો પૈસો કાંઇક સાર્થક થઇ શકે. પણ જૈનોને આટલી બધી

પંચાતમાં પડવાનું કામ શું છે ? દેશાવરોમાં રહેનારાઓને પૈસો આપવા સિવાય વધારે દરકાર નથી, અને સ્થાનિક રહેનારાઓને રાગદ્વેષની પ્રવૃત્તિઓમાંથી ફુરસદ નથી.

બાળાશ્રમો જેવી સંસ્થાઓ પાસે પોતાનાં વિશાળ મકાનો અને સારો પૈસો હોવા છતાં એમાં ચેતન ઓછું જોવાય છે. એનું પણ કારણ છે. એ સંસ્થાઓના સંચાલકો કોરીઓનો હિસાબ ગણનારા છે. સો સવાસો છોકરાઓના પિતા તરીકેની જવાબદારી સંભાળવા પચાશ પોણોસો કે વધારેમાં વધારે સો કોરીના પગારદાર ગૃહપતિને સોંપવા ચાહે. સો કોરી એટલે વીસ રૂપીઆ. સારામાં સારો શિક્ષિત, અનુભવી પાકટ ઉમરનો બાહોશ પરદેશી ગૃહપતિ કચ્છ જેવા દેશમાં કેમ આવી શકે ? એ વિચારવા જેવો પ્રશ્ન છે. સ્થાનિક પચાસ સાઠ કોરીમાં ગમે તેવો પણ ગૃહપતિ મળી જતો હોય, તો વધારે ખર્ચીને બહારથી સારા ગૃહપતિને બોલાવવાની તકલીફ નહિ ઉઠાવવાની ભાવનાવાળા સંચાલકો સંસ્થામાં શું ચેતન રેડી શકે ? એ પણ વિચારવા જેવું છે.

દેશના આવા વાતાવરણમાં પણ કોઇ કોઈ ગામોની શાળાઓમાં સારૂં કામ થઇ રહ્યું છે, એ ખરેખર ખુશી થવા જેવું છે, અને તેટલા માટે તેઓ ભાગ્યશાળી છે.

કચ્છની કેળવણીને લગતી બે બાબતો બીજી પણ કહી લઉં.

કચ્છના કેટલાક ગામોમાં આધુનિક પદ્ધત્તિ પ્રમાણે પુસ્તકાલયો અને વાંચનાલયો સ્થાપન થવા લાગ્યાં છે. નાના મોટા પ્રમાણમાં ઉત્સાહી યુવકોના ઉત્સાહના પ્રયત્નથી વધારે નહિ તો બે ચાર છાપાંઓ તો મંગાવવાની પ્રવૃતિ પણ ઘણે સ્થળે ચાલુ થઇ છે. કેટલેક સ્થળે તો વધારે સારા રૂપમાં પણ વાચનાલયો ચાલે છે.

આ સિવાય બીજો પણ એક વિભાગ છે, કે જે 'જ્ઞાનભંડારો'ના નામે ઓળખાય છે. કચ્છમાં પહેલાં સારા સારા વિદ્વાન સાધુઓ વિચરતા. ગોરજીઓ પણ વિદ્વાન્ હતા. કોડાય અને એવાં બીજાં સ્થાનોમાં ગૃહસ્થો પણ સારા વિદ્વાન્ હતા. એ વિદ્વાનોની સાચ્ચી સમૃદ્ધિરૂપ ભૂજ, કોડાય વિગેરેમાં પ્રાચીન હસ્તલિખિત અલભ્ય ગ્રંથો મૌજૂદ છે. આ ભંડારોનો ખરી રીતે કાંઇ જ ઉપયોગ થતો નથી. ભૂજના ભંડારો કે જે નાની અને મોટી પોશાળના નામે ઓળખાતા ઉપાશ્રયોમાં છે. ત્યાં તો વ્યવસ્થા પણ સારી નથી. અસ્તવ્યસ્ત પડયું છે. આ બધા ભંડારોને કોઈ સારા સ્થાનમાં વ્યવસ્થિત રીતે સુંદર મકાન અને કબાટોમાં સારાં સૂચિપત્રો સાથે રાખવામાં આવે, તો કોઇપણ વિદ્વાન્ તેનો લાભ ઉઠાવી શકે.

બીજું, આજે આખા દેશમાં ભારતના ભાવી નાગરિકોના શારીરિક વિકાસનું આંદોલન ખૂબ ચાલી રહ્યું છે. એ આંદોલનની અસર કચ્છમાં પણ થઈ છે, અને તેના પરિણામે સ્કૂલોમાં વિદ્યાર્થીઓને અભ્યાસની સાથે વ્યાયામની તાલીમ આપવાની પણ પ્રવૃત્તિ ખૂબ ચાલી રહી છે. માંડવી, ભૂજ વિગેરે કેટલેક સ્થળે સ્વતંત્ર વ્યાયામશાળાઓ પણ ચાલે છે. આ સદ્‌ભાગ્યની નિશાની છે. શારીરિક બળ એ મનુષ્ય માત્રને માટે જરૂરી છે. સમય ઉપર પોતાનો બચાવ કરવાની હિંમત અને શક્તિ દરેક સ્ત્રી–પુરૂષમાં હોવાં જોઇએ. આ વસ્તુ વ્યાયામશાળાઓથી પ્રાપ્ત થાય છે. કેટલાક નવયુવકોની આ પ્રવૃત્તિ ખરેખર કચ્છને માટે આશીર્વાદ સમાન છે.



## : ૨૨ :

## કચ્છનું ઔદ્યોગિક જીવન



કોઇ પણ દેશની ઉન્નતિનો આધાર તે દેશમાં ચાલતા ઉદ્યોગ ઉપર રહેલો છે. કોઇ પણ રીતે જીવન પૂરૂં કરવું એ એક સવાલ છે, જ્યારે જીવન એ રાષ્ટ્રના એક અંગ તરીકે સુખપૂર્વક વ્યતીત કરવું, એ બીજી વસ્તુ છે. ગરીબાઇમાં સાદાઇ અને મિતવ્યયિતા રાખવી, એ એક વસ્તુ છે, ને સુખ સમૃિદ્ધનાં સાધનો હોવા છતાં સાદાઈ અને કમખર્ચીપણાંથી જીવન વ્યતીત કરવું, એ બીજી વસ્તુ છે.

કચ્છ વાસીઓની સાદાઇ અને થોડા ખર્ચમાં નિર્વાહ કરવાની પધ્ધતિ બીજા દેશો કરતાં જરૂર વખાણવા લાયક છે, પણ કચ્છના પેટમાં પેસીને જોનારા જોઇ શકે છે, કે એનું આંતર જીવન કેવું સુખી છે ? વિદેશમાં લાખો કચ્છીઓ ગયા છે અને અનેક સાહસો ખેડી વ્યાપારોને નોકરીઓ કરી પૈસા પેદા કરે છે, એ વાત જુદી છે, પણ કચ્છમાં રહેનારા કચ્છી-

ઓનું ઔદ્યોગિક જીવન શું છે? કેવું છે? એ તપાસવામાં આવે, તો તેનું ખરું રહસ્ય માલૂમ પડે. એમ કહેવામાં આવે છે કે કચ્છનાં શહેરોમાં જ નહિ, ગામડાંઓમાં પણ ૫૦–૭૫ વર્ષ પહેલાં જેવાં પાકાં મકાનો નહિ હતાં, તેવાં પાકાં મકાનો બન્યાં છે. જે સુંદરતા નહિ હતી તે સુંદરતા થઇ છે. જે સાધનો નહિ હતાં, તે સાધનો વસાવ્યાં છે. કચ્છમાં જ શા માટે? હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં જે કાંઇ સુંદરતાઓ દેખાવા લાગી છે, તે કોને આભારી છે? અર્થશાસ્ત્રીઓજ આનો સાચ્ચો જવાબ આપી શકે. સાધારણ રીતે આખા હિંદુસ્તાનમાં પૈસો વધી નહિ પણ ઘટી રહ્યો છે. મૂડીવાદની ચૂસણનીતિએ તો બહારની મોહકતા વધારી છે, અને અંદરનું શરીર સડાવ્યું છે. સો કુટુંબ ભિખારી બનીને એક ગૃહસ્થ શ્રીમંત થાય, આ શ્રીમંતાઇ ન કહેવાય. ગર્ભ-શ્રીમંતાઇ એ જુદી વસ્તુ છે, અને બહારની શ્રીમંતાઇ એ પ્રાણ વિનાનું કલેવર છે. મારી માન્યતામાં જો ભૂલ ન થતી હોય, તો અત્યારની હિંદુસ્તાનની શ્રીમંતાઇ ઘણે ભાગે આવી શ્રીમંતાઇ છે.

મારો આ વિષય નથી અને અત્યારે એની આલોચના કરવાનું આ સ્થાન પણ નથી. હું તો કચ્છના મારા વિહાર દરમ્યાન કચ્છવાસીઓનું ઔદ્યોગિક જીવન શું છે? એજ મારા સાધુ ધર્મના નિયમ પ્રમાણે તટસ્થ રીતે તપાસી રહ્યો છું.

કચ્છનો ઇતિહાસ બતાવે છે, કે કચ્છ કારીગરોની ખાણ હતું, અને કચ્છમાં અનેક જાતના હુન્નર ઉદ્યોગો બહુ વિકસ્યાં હતાં. કહેવાય છે કે મહારાઓશ્રી ખેંગારજી ૧ લાની સાથે ઘણા કારીગરો આવી વસ્યા હતા. ભૂજનો 'આયના મહેલ' એ રાઓશ્રી લખપતજીનો શોખ અને તે વખતના કારીગરોની કારીગરીનો નમૂનો છે. ઇતિહાસકારો કહે છે કે જગતમાં કચ્છની કારીગરી પ્રસિદ્ધિ પામી હોય, તો તેનો યશ રામસિંહ માલમ અને મહારાઓ શ્રી લખપતજીના ફાળે જાય છે. ચાંચીયાઓના હાથમાં સપ-

ડાઇને હોલાંડ પહોંચેલા એ રામસિંહે યૂરોપિયન હુન્નરોનો અભ્યાસ કરી પાછા કચ્છમાં આવી કચ્છને-પોતાની માતૃભૂમિને હુન્નરોની ખાણ બનાવી. આજે કચ્છમાં ચાંદી અને સોનાની વસ્તુઓ જે સુંદર રીતે બની રહી છે, એ તે વખતના હુન્નરની ઘસાઇ ગયેલી પણ ચળકતી રેખાઓ છે.

કચ્છના પ્રાચીન સ્થાપત્યો, મંદિરો વિગેરે આજે કળાપ્રેમિઓને ત્યાંથી ઉઠવાનું મન નથી થવા દેતાં. જો કે તે સ્થાપત્યો અત્યારે તો માત્ર એના ભગ્નાવશેષ રૂપે રહ્યાં છે, છતાં એનાં અંગ અંગમાં પૂરેલી ચેતનતા હજી સર્વથા નષ્ટ નથી થઇ. ન કેવળ શિલ્પકળામાં જ બલ્કે કચ્છના કારીગરો ભરત ગૂંથણ ને એવી બધીય વસ્તુઓમાં જબ્બર કળાકારો હતા. મનુષ્યનું સાચ્ચું ધન તે છે, કે જે પોતાના ઉદ્યમથી, જાત મહેનતથી, પરસેવાથી મેળવેલું હોય છે. અન્નની મિઠાશ પણ તેમાં આવે છે, કે જે અન્ન પોતાની જાત મહેનતથી ઉત્પન્ન થયેલું છે. કચ્છ જાત મહેનતુ દેશ હતો. કચ્છ કાપડ વણાટના કામમાં પણ ઘણો જ આગળ પડતો દેશ હતો. દૂર દૂર દેશોમાં કચ્છનું કાપડ જતું. ઘેર ઘેર રેંટીયાના રણકાર સંભળાતા. કચ્છી પોતાના દેશનું જ વણેલું કાપડ પહેરતો, પણ આજે તો બીજા દેશોની માફકજ પરદેશની મોહકતાએ કચ્છમાં પણ પોતાનો પગપેસારો કર્યો છે. પરિણામે કચ્છનો આ વણાટનો ઉદ્યોગ પણ લગભગ નષ્ટ પ્રાયઃ થયો છે.

આવી જ રીતે કચ્છનું વ્યાપારિક જીવન પણ કેટલું જબરજસ્ત હતું. કચ્છના જળ અને સ્થળ માર્ગી વ્યાપાર માટે કેટલા વિશાળ હતા, એ વાત પહેલાં કહેવાઈ છે. એક તરફ સિંધ અને ગુજરાત કાઠિયાવાડ સાથે કચ્છનો જમીન માર્ગે વ્યાપાર ચાલતો, જ્યારે બીજી તરફ કચ્છનાં જુદાં જુદાં બંદરોથી આખી દુનિયાની સાથે જળમાર્ગે કરોડોનો વ્યાપાર ખેડાતો.

કચ્છનો કપાસ વાગડના રસ્તે પરદેશ જતો. ફટકડી, ખજુર, ખારેક, રંગીન કાપડ, નાળિએર, રેશમી કાપડ અને ચાંદીનું કોતરકામ એ વિગેરેનો વ્યાપાર કચ્છમાં ધીકતો ચાલતો. આઠસો આઠસો વહાણો દુનિયાનાં બંદરો ઉપર કચ્છના નાવિકો ફેરવતા. આફ્રિકાનાં વહાણો પણ અહિં આવતાં. કચ્છના કારીગરો કાપડ તૈયાર કરતા, રંગારાઓ રંગતા અને તે સિવાય ખેતીદ્વારા અનેક પ્રકારની વસ્તુઓ ઉત્પન્ન થતી.

વર્તમાન કચ્છમાં ભૂજ જેવાં શહેરોમાં થોડીક કારીગરી, થોડાક કડિયાઓ દ્વારા શિલ્પકાર્ય—એ સિવાય કચ્છનું ઔદ્યોગિક જીવન જો કાંઇ રહ્યું હોય, તો તે એક માત્ર **ખેતી** જ છે. વાણીયા કે બ્રાહ્મણ, લુહાણા કે ભાટીયા, રાજપુત કે કણબી, સોની કે લુહાર-સૌનું લગભગ એક જ ઔદ્યોગિક જીવન બની ગયું છે. **ખેતી ખેતી ને ખેતી.** થોડાંક કચ્છનાં મોટાં શહેરોમાં સાધારણ બીજા વ્યવસાયને અપવાદ તરીકે બાદ કરીએ તો, આખા કચ્છનું જીવન લગભગ ખેતી ઉપર જ ચાલી રહ્યું છે.

ખરી રીતે હિંદુસ્તાનનું સાચ્ચું ધન ખેતી હતું, અને દુનીયાનો સાચ્ચો અન્નદાતા ખેડુત હતો. એટલા માટે જ હિંદુસ્તાનીઓ હંમેશાથી માનતા આવ્યા છે, કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ ચાકરી.' રાજા અને પ્રજા તમામના જીવનનો આધાર હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિ પ્રમાણે તો ખેતી જ છે, પણ કમનસીબ કચ્છનો ખેડુત આજે નથી ધનનો માલિક કે નથી અન્નદાતા. ખેતીના સાચ્ચા અભ્યાસીઓ તો કહે છે કે 'કચ્છનો ખેડુત ખખડી ગયો છે.' જે ખેતીમાંથી અનેક મનુષ્યોનું પાલન થઇ શકે, રાજ્યની સંપતિ વધી શકે, ખેતીકાર પોતે શ્રીમંત બની શકે, વ્યાપારીઓનો વ્યાપાર ધીકતો ચાલી શકે, તેજ ખેતીનો ખેડુત આજે તો કંગાળ દશા ભોગવે છે. હજારોનાં દેવાંથી

(કરજ) દબાએલો અને રીબાએલો રહે છે. જ્યારે જુઓ ત્યારે બીચારો ભીખારીનો ભીખારી.

ખેતીનો આધાર જેમ જાતમહેનત ઉપર રહ્યો છે, તેમ તેનાં સાધનો ઉપર છે. વરસાદ ને બળદ—એ એનાં સાધનો છે. અનુભવીઓ કહે છે, કે કચ્છ એક વખત ઢોરો--ખાસ કરી બળદો માટે મશહુર દેશ હતો. આજે કચ્છની એ સાચ્ચી સંપત્તિ નષ્ટ થઇ છે. કચ્છવાસીઓના કમનસીબે દુષ્કાળ ઉપર દુષ્કાળ પડે છે. બીજા દેશોમાં ન જોઇતો વરસાદ પડે છે, ત્યારે કચ્છમાં અનાવૃષ્ટિથી દુષ્કાળ પડે છે. સંવત ૧૯૯૬ના દુષ્કાળે કચ્છનાં કેટલાં પશુ ધનનો નાશ કર્યો ? એ વાત એક પ્રકરણમાં કહેવામાં આવી છે. લગભગ દશ વર્ષમાં ભાગ્યે જ એકાદ વખત જોઇતો વરસાદ થતો હશે. કમનસીબી કેવી વસ્તુ છે ? એનું એક ઉદાહરણ ચાલુ સાલનું જ લઇએ. ગત વર્ષના દુષ્કાળથી મુંઝાઈ ગએલા ખેડુતોના મુખ આ વર્ષે પડેલા પહેલા વરસાદથી કાંઈક વિકસિત થયા હતાં. એક જ વરસાદથી પણ કહેવાય છે કે ખેતી એવી આશા આપતી હતી, કે જાણે સોળે સોળ આના પાક થશે. પણ ન જાણે કયાંયથીએ મક્કડનો ઉપદ્રવ એટલો બધો થયો, કે જેનો કંઇ હિસાબ નહિ. ઉગતી ખેતીને નાશ કરી નાખી, ખેડુતનાં મ્હોંને પાછાં રોતી સૂરત બનાવી દીધાં. આખરે હતા ત્યાંના ત્યાં જેવું થયું. આમ એક તરફથી ઢોરનો નાશ, બીજી તરફથી પાણીનો અભાવ, અને ત્રીજી તરફથી કંઇને કંઇ તીડ વિગેરેનો ઉપદ્રવ. આવી દશામાં કચ્છનું આ ઔદ્યોગિક જીવન પણ કેટલું નિરર્થક ને નિષ્ફળ પ્રાયઃ હોવું જોઇએ, એ સહેજે સમજી શકાય તેમ છે.

કચ્છના ખેડુતોમાં કેટલાક લોકો એવા પણ છે, કે જેઓ જમીનની ઉપજ ખાય છે. કચ્છના વાણીયા ને એવી ઉચ્ચ કોમના લોકોમાંના કેટલાક વાડીઓ રાખીને પણ પાક ઉત્પન્ન કરે છે. બિચારા સામાન્ય ખેડુ-

તેની પાસે જે કાંઈ જમીન હોય, તે પણ વાણીઆઓને ત્યાં મૂકેલી હોય છે. પરિણામે ગરીબ ખેડુત તો ભીખારી ને ભીખારી–દબાએલો જ રહે છે. થોડા પાણીમાં કચ્છીની ભૂમિ સારૂં અન્ન આપે છે, પણ એને વિકસાવનાર જોઇએ ને ? કચ્છ રાજ્ય જો આ ખેતીના ઉદ્યોગનો જ વિકાસ કરે, તો પણ કચ્છ થોડા વખતમાં આબાદમાં આબાદ દેશ બની શકે.

કચ્છના ઔદ્યોગિક જીવનમાં આવી ખરાબ પરીસ્થિતિ હોવાનું જ કારણ છે, કે પહેલાં કોઇ કોઈ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે તેમ, બીજા દેશો કરતાં કચ્છમાં રાગદ્વેષની વૃત્તિ, લડાઇ, ઝગડાઓ. નજીવાં નજીવાં કારણોમાં પણ કોર્ટ દરબારો સુધી જવું, નિંદાઓ. ચુગલીઓ વિગેરે વધારે જોવાય છે. ઉદ્યોગશીલ મનુષ્યોને આવી વસ્તુઓને માટે ફુરસદ જ નથી મળતી, અને એજ કારણ છે, કે પરદેશમાં રહેતા કચ્છીઓના અને સ્થાનિક કચ્છીઓના જીવનમાં બહુ અંતર દેખાય છે.

આમ કચ્છના ઔદ્યોગિક જીવનમાં ખરી રીતે ઉદ્યોગ જેવું કહીએ, તો તે એક માત્ર ખેતી છે. તેમાં પણ જે વિટંબણાઓ આજનો કચ્છી ભોગવી રહ્યો છે, એ જોતાં એ ઉદ્યોગમાં પણ પહેલાના જેવો કસ નથી રહ્યો. કચ્છની આ દશા છે.



## : ૨૩ :

## કચ્છની ગૌરવ ગાથાઓ.



કચ્છના પ્રાચીન ઇતિહાસના પુરાવારૂપે જે સાહિત્ય અત્યારે ઉપલબ્ધ થાય છે, તે ઉપરથી સમજી ને જાણી શકાય છે, કે હિંદુસ્તાનના મારવાડ, માળવા, મેવાડ ઇત્યાદિ દેશોની માફક કચ્છનું ગૌરવ પણ કાંઈ ઓછું ઓજસ્વી નથી. કચ્છે ભારતના ખોળે અસંખ્ય રત્નો ધર્યાં છે. બલ્કે કેટલીક બાબતોમાં તો કચ્છની વિશિષ્ટતા સાફ તરી આવે છે. રાજ્યકર્તાઓના ક્ષેત્રમાં, અધિકારીઓના ક્ષેત્રમાં, વ્યાપારી ક્ષેત્રમાં, સમાજના ક્ષેત્રમાં--વીરોનાં ક્ષેત્રમાં, એમ જુદાં જુદાં ક્ષેત્રોમાં તપાસ કરીએ તો કચ્છના ભૂતકાળમાં એવી અદ્ભૂત વ્યક્તિઓ દૃષ્ટિગોચર થાય છે, કે ગમે તેવાને પણ આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના ન રહે, અને તેથી જ કચ્છનું ગૌરવ ખરેખર દીપી ઉઠે છે.

બેશક, આખા સંસારમાં બનતું આવ્યું છે તેમ સમયના પ્રભાવથી ભદ્રાવતીનાં પ્રકરણમાં કહ્યું છે તેમ—

રહે છે હસ્તુ ગુજરાનમાં, હતો જ્યાં વાસ બુલ્બુલનો.
મયૂરા જ્યાં હતા ત્યાં કાગડાઓ રાગ ગાએ છે.

આવી અથવા આને કંઇક મળતી દશા કચ્છની થઇ હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. છતાં કચ્છનો ભૂતકાલિન ઇતિહાસ ઘણોજ ગૌરવવંતો ઘડાયો છે, એમાં તો કોઇથી ના પાડી શકાય તેમ નથી. ખાસ કરીને કચ્છ એક વીરભૂમિ તરીકે તો વધારેમાં વધારે ઓળખાય છે. શ્રી જયગામદાસ નેગાંધીના શબ્દોમાં કહું તો–' કચ્છની વીર વિરાંગનાઓનાં બલિદાન અને આપભોગ કોઇ પણ પ્રજાની કુરબાની કરતાં ઉતરતાં તો નથીજ.'

એક પ્રસંગ ઉપર ખેતરમાં હળ ખેડી રહેલો પટેલ એક અજાણ્યા પરંતુ શેખી કરતા આગંતુકને કચ્છનો પરિચય કરાવતાં કહે છેઃ—

' ખેર, બુરી ને બાવરી વરી કંઢા ને બ્યા કખ
હોથલ હલ કચ્છડે જતે મરદું સવા લખ '

અર્થાત્ કાંટા, થૂવર ને બાવળ જેવા જંગલી ઝાડોની ગીચ ઝાડીથી ઢંકાઇ ગએલા કચ્છ પ્રદેશમાં હે હોથલ, તું ચાલ, કે જ્યાં સવા લાખ વીર પુરૂષોનું જુથ્થ શોભી રહ્યું છે.

આ શબ્દો પણ કચ્છની વીરતાના ઓછા દ્યોતક નથી.

કચ્છનો એક પ્રદેશ વાગડ, કે જે વાગડ અત્યારે તો ડુકાળો ઉપર ડુકાળોના પંજા ખાઇ ખાઇને બીચારો ઉજ્જડ–વેરાનસમ બની ગયો છે. એ વાગડનો પરિચય કરાવતાં શ્રી લાલજી જોશી પોતાના ' કચ્છની લોકકથાઓ ' નામનાં પુસ્તકમાં એક સ્થળે લખે છેઃ—

' વાગડ વીર પુરૂષોની જન્મભૂમિ છે. યુદ્ધમાં ઝઝુમનાર, મોટા ધાડપાડુઓ લુટારૂઓનું ઉત્પતિ સ્થાન વાગડ. માથું હાથમાં લઇ ઝઝુમનાર શૂરવીરોનું ઉત્પત્તિ સ્થાન વાગડ. '

આવી જ રીતે ' કચ્છના કળાધરો અથવા ચંદ્રવંશ ચરિત્ર'ના લેખક શ્રી દુલેરાય. એલ. કારાણી પોતાની પ્રસ્તાવનામાં લખે છેઃ—

' કચ્છના ભવ્ય ભૂતકાળનો ઇતિહાસ ખરેખર ગૌરવવંતો છે. એનાં આત્મબલિદાનો અજોડ છે. સ્વાતંત્ર્ય અને સ્વહક માટે સતત કેટલીએ પેઢીઓ લગી રણુરંગ મચાવતા રહેવું, ધર્મ અને દેશની રક્ષા માટે પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુની આહૂતિ આપી દેતાં પણ અચકાવું નહિ, અને કોઇ પણ પ્રકારનાં પ્રલોભનોમાં નહિ જ ફસાતાં પ્રાણાંત લગી સ્વધર્મ અને સ્વદેશની રક્ષા કરવી, આ સર્વ મળીને એક એવું હૃદયભેદક ચિત્ર ખડું થાય છે, કે જેનો ખ્યાલ માત્ર કરતાં પણ રોમાંચ ખડા થઇ જાય છે. '

આમ અનેક વિદ્વાનોએ કચ્છની ગૌરવ ગાથાઓ ગાઇ છે, અને ખરેખર કચ્છનો ભૂતકાલિન ઇતિહાસ ગૌરવરંગથી જ રંગાએલો છે.

કચ્છ એક નાનકડો દેશ હોવા છતાં એક સમયે એનો સબંધ સિંધ કે ગુજરાત–કાઠિયાવાડ જેવા પોતાની નજીકના દેશો સાથે જ નહિ, પરંતુ દુનિયાની સાથે હતો. કચ્છની વીરતાના બીજમાંથી જ સાહસિકતા જન્મી છે. કચ્છીઓમાં બીજા હજારો ગુણો કે અવગુણો હશે, પરંતુ કચ્છીઓની સાહસિકતામાં તો બે મત નહિ જ પડે. એક અદનામાં અદના કચ્છીમાં પણ સાહસિકતા જોવાય છે. આનું મૂળ છે પ્રાચીન સમયની કચ્છીઓની વીરતા. પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, વ્યાપાર, સ્થાપત્ય, વીરતા, આત્મબલિદાન, કળા, કૌશલ્ય આમ બધી બાબતોમાં કચ્છનું ભૂતકાલિન ગૌરવ દેદિપ્યમાન દેખાશે.

કચ્છનાં પ્રાચીન મંદિરો, પ્રાચીન નગરોનાં અવશેષો—એ ભારત-સંસ્કૃતિના સાચા નમૂના છે. કચ્છના મંદિરોના પ્રાચીન શિલ્પને જોઇ,

શોધખોળના શોખીનો મુગ્ધ બને છે. કચ્છ રાજ્યમાં નથી કોઇ આર્કયૉલૉજિકલ ડીપાર્ટમેન્ટ કે નથી કોઇ મ્યૂઝિયમ, નહિ તો એ પ્રાચીન વસ્તુઓ ઉપર ઘણીએ શોધખોળો થઈ હોત, અને વસ્તુઓ જોવા દૂર દૂરના વિદ્વાનો, મથુરા, લખનૌ, અજમેર ને મુંબઇનાં મ્યૂઝિયમો માફક દોડતા આવત.

લોકમાન્યતા પ્રમાણે ભાગવતમાં કથેલ કૃષ્ણનાં પત્નિ રૂક્ષ્મણીના ભાઇ રૂકમીયાએ વસાવેલું ભોજકટ કચ્છમાં જ હતું, અને કેટલાકો કહે છે, કે અત્યારના ભૂજની આસપાસના પ્રદેશમાં કયાંય ભોજકટ હશે. કૃષ્ણના સમયની વિરાટ નગરી પણ કચ્છમાં જ હોવાની લોકવાયકા છે. કેટલાકો વાગડમાં આવેલા ગેડી ગામને પાંડવોના ગુપ્ત વાસની કલ્પના કરે છે. આમ અનેક પ્રકારની પૌરાણિક કાળની વાતોને બાદ કરીએ તોપણુ ઇતિહાસકારને અનેક મંદિરો, મસ્જીદો, શિલાલેખો અને એવાં અવશેષો કચ્છની ભૂમિ ઉપર મળે છે કે જે કચ્છના પ્રાચીન સ્થાપત્યમાં મોટું અજવાળું પાડે છે. આવા હિંદુ અને જૈન મંદિરોના સંબંધમાં શ્રીયુત વ્રજલાલ ભગવાનલાલ છાયા એમ. એ. બી. એસ. સી. મહાશયે 'સ્વદેશ'ના ખાસ અંકોમાં સારો પ્રકાશ પાડયો છે.

વ્યાપારિક દૃષ્ટિએ તો કચ્છનું ગૌરવ ખરેખર જ કોઇ પણ દેશ કરતાં ઉતરે એવું નથી જ. કચ્છનો જમીન અને દરિયાઈ બન્ને માર્ગે વ્યાપાર ધીકતો ચાલતો હતો. કહેવાય છે કે જે ગરડા તાલુકો આજે સુકો ખંખ દેખાય છે તે ગરડો એક વખતે સમૃદ્ધિશાળી અને જબ્બર અનાજનો વ્યાપાર ખેડતો પ્રાંત હતો. કચ્છથી સિંધ, કચ્છથી ગુજરાત-કાઠિયાવાડમાં ઉંટોની હારની હારો નીકળતી, ને કચ્છનું લાખો મણુ અનાજ પરદેશ ખાતે લઇ જતી.

કચ્છનો દરિયાઇ માર્ગ પણ બહોળો હોઇ સેંકડો વહાણો કચ્છનાં બંદરોએ બનતાં, ને તે દ્વારા દુનિયાના જુદા જુદા દેશો સાથે ધીકતો

ધધો ચાલતો. કહેવાય છે કે રાવ ગોડજીના વખતમાં એકલા માંડવીના વ્યાપારીઓ પાસે ચારસો વહાણ હતાં. માંડવીમાં સેંકડો તો રેશમનાં કારખાનાં હતાં. કચ્છી વહાણો ઉપરાંત આફ્રિકાનાં અને બસરા, બદીન મસ્તકનાં અરબી વહાણો પણ આવતાં.

કચ્છના કચ્છીઓ ઘણા પ્રાચિન સમયથી પરદેશ જવા લાગ્યા હતા, એટલું જ નહિ પરંતુ પરદેશમાં એમણે પોતાનું એટલું બધું જબરજસ્ત વર્ચસ્વ સ્થાપન કર્યું હતું, કે એક મોટી રાજ્યસત્તા જેવું શાસન ચલાવી જંગબારનું એક વખત જબરજસ્ત શાસન ચલાવનાર જેરામ **શીવજી**, લધાભાઈ **શીવજી** અને લધાભાઈ દામજી–એ કચ્છના જ કચ્છી હતા. કહેવાય છે, કે એક વખત એકલા જંગબારના પ્રદેશમાં વીશ હજાર કચ્છીઓ હતા. આવી રીતે સિંધ, બંગાળ, બર્મા, મદ્રાસ, ખાનદેશ, વરાડ ઉપરાંત હિંદ બહાર સિલોન, એડન, સીંગાપોર, ચીન, શાંગહાઇ, હોંગકોંગ, જાપાન અને યાકોહોમા તથા કોબે સુધી પણ કચ્છીઓ હજારોની સંખ્યામાં જતા, અને વ્યાપાર ખેડતા. બહુ લાંબી દૃષ્ટિ શા માટે? હમણાં હમણાં ગઇ કાલ સુધી લખમશી **ખીમજી**, અમથાદાસ ગોકળદાસ અને શેઠ જીવરાજ બાલુ જેવા સાહસિકોએ મિલમાલિકો તરીકે કચ્છનું મુખ ઉજ્જવળ કર્યું છે. શેઠ ગોકળદાસ તેજપાળ, શેઠ ચત્રભુજ મુરારજી, શેઠ નરશી કેશવજી, શેઠ નરશી નાથા, શેઠ ખેતશી ખેયશી, શેઠ કરશનદાસ નાથા, શેઠ વલભજી ત્રીકમજી, શેઠ કેશવજી નાયક, શેઠ વેલજી માલુ, શેઠ પ્રાગજી સુરજી, શેઠ કાનજી જાદવજી વિગેરે કરોડાધિપતિ દાનવીરોએ પોતાની દાનવીરતામાં ભારતના બીજા દાનવીરો કરતાં સૌથી ઉચ્ચું નામ મેળવી પોતાની માતૃભૂમિ કચ્છનું ગૌરવ વધાર્યું છે, અને એવી રીતે કરીમભાઇ ઇબ્રાહિમ, હાજીભાઇ કાસમ, હાજીભાઇ લાલજી ને આણુ સીદીક જેવા મુસલમાન કચ્છી ભાઇઓ પણ વેપારમાં જબર નામના મેળવી, કચ્છનું મસ્તક ઉંચ્ચે રખાવ્યું છે.

આજે પણ ઉપરના તમામ મુલકોમાં કચ્છીઓ જબ્બર વ્યાપારો ખેડી રહ્યા છે, ને લાખો કરોડોની મિલ્કતો ઉપાર્જિત કરી કચ્છનું ગૌરવ વધારી રહ્યા છે.

આ સંબંધમાં પ્રસિદ્ધ સાક્ષરવર્ય શ્રીમાન્ ડુંગરશી ધર્મસિંહ સંપટ મહાશયે પોતાના 'કચ્છનું વેપારતંત્ર' એ પુસ્તકમાં ઘણોજ સુંદર પ્રકાશ પાડયો છે.

કચ્છના ગૌરવમાં કચ્છના કારીગરો, કાપડ વણાટના કારીગરોનો પણ મોટો ફાળો છે. હજારો કારીગરોની સંખ્યા કચ્છમાં હતી, સેંકડો રંગારા રંગ ચઢાવતા. કપાસ, એરંડીયા, ઉન વિગેરે અનેક ચીજો જથાબંધ કચ્છમાં થતી ને પરદેશ જતી.

વ્યાપારની માફક જ કચ્છની પ્રાચીન ગૌરવ ગાથાઓ વધારેમાં વધારે વીરતાનાં સૂત્રોથી અલંકૃત થએલી દેખાય છે. કચ્છનાં પ્રાયઃ એકેએક ગામડાંની ભાગોળમાં વીરતાના સુર સંભળાય છે. ગમે ત્યાં જાઓ, જ્યાં જૂઓ ત્યાં સતિઓના અને વીરોના પાળીયા ઉભેલા દેખાશે. કચ્છનું જે કાંઇ થોડું સાહિત્ય અત્યાર સુધી બહાર પડયું છે, એના પાને પાને કચ્છની વીરતા વર્ણવાઇ છે. શ્રીયુત લાલજી મૂળજી જોશી પોતાની કચ્છની "લોક કથાઓ" નામનાં પુસ્તકના પ્રારંભિક નિવેદનમાં કથે છેઃ—

"આપણા કચ્છમાં મને કોઇ પણ એકાદ એવું ગામ બતાવશો કે જેને પાદરે વીરોના પાળીયા ન હોય."

મતલબ કે કચ્છના ભૂતકાળમાં એવા વીરો અને વીરાંગનાઓ થઇ ગએલ છે, કે જેમનાં અમર નામો આજ પણ કચ્છના ઇતિહાસમાં સુવર્ણાક્ષરોએ ચીતરાઇ રહ્યાં છે.

એક ગાયને માટે પોતાના પ્રાણનું બલીદાન આપનાર યુવરાજ સો· રાજજી જેવા વીર આ કચ્છ ભૂમિમાં પાક્યા છે. કુળના ગૌરવ ૨ પોતાના લગ્ન મારેની ચિંતાથી માતા પિતાને દૂર રાખવા અગ્નિસ્ન કરી સ્વર્ગે સીધાવનાર જામ લાખીયારની સાત દીકરીઓ, સાત સાતસો વર્ષનાં વહાણાં વાયા છતાં આજ પણ કચ્છનું ગૌરવ ઇતિહાસ પોકારી રહી છે. પોતાના શુદ્ધ સતિત્વની પરીક્ષા માટે અગ્નિમાં ઝંપાપ કરી બાલ બાલ બચી જનારી સતી સોનલ આજ પણ રામપત્ની સીતા માફક કચ્છીઓના દિલમાં સ્થાપિત છે. વીશ વર્ષની યુવાન વયે બાપદા ના વૈરની વસુલાત માટે સિંધની સુમરા સત્તા સામે બહારવટું ખેલ· વીર કારાયલ કચ્છનો તે બહાદુર બહારવટીયો હતો, કે જેણે દુશ્મ· હાથે મરવા કરતાં પોતાના પ્યારા એકના એક પુત્ર વિંઝારના હાથે પોત મસ્તક કપાવી, પોતાની વ્હાલી પત્ની પાસે મોકલ્યું હતું, અને એ કચ્છ જ વીર રમણી કપુરી હતી, કે જેણીએ પોતાના વીર પતિ કારાયલ મસ્તકને હાથમાં લઇ, શણગારી, કંકુતિલક ને માળા પહેરાવી મસ્ત ખોળામાં લઈ સતી થઇ હતી.

કચ્છની ગૌરવ ગાથામાં સુર પૂરતી આવી એક બે કે પાંચ પચ્ચીસ વ ક્તિઓ નહિ, પરંતુ સેંકડોની સંખ્યામાં વીરો ને વીરાંગનાઓ કચ્છની ભૂ ઉપર થઇ ગઇ છે, કે જેમણે એક યા બીજા કારણે પોતાનાં નામો અ કરવા સાથે પોતાની માતૃભૂમિનું ગૌરવ વધાર્યું છે. શ્રીયુત જયરામદ જેઠાભાઇ નયગાંધીનું " કચ્છની રસધાર " અને શ્રીયુત દુલેરાય કારાણ " કચ્છના કલાધરો " આ પુસ્તકો આવાં અનેક ઉદાહરણો પૂરાં પાડે છે.

આ ઉપરાંત વાઘમ ચાવડો, સાતસાંધ, જામ લાખો, છચ્છરણ ભીંયો કક્લ, તેમજ દેવકરણ શેઠ, હંસરાજ શેઠ, જીવણ શેઠ, દેવ શેઠ, દેવચંદ શેઠ, મેઘજી શેઠ વિગેરે દીવાનો ને પ્રધાન પુરૂષો તેમ ફતેહમહમદ જમાદાર, મોડજી જમાદાર વિગેરે વિગેરે અનેક વ્યક્તિએ

જીવનમાંથી કંઇને કંઇ વિશેષતા મળી શકે છે, કે જે કચ્છના ગૌરવમાં વધારો કરે છે.

કચ્છની ભૂમિ ઉપર જેમ ઉપર પ્રમાણેના કર્મવીરો ઉત્પન્ન થયા છે, તેવીજ રીતે ધર્મવીરો, જ્ઞાનવીરો પણ કાંઇ ઓછા નથી પાકયા. હમણાં ગઇ કાલની જ વાત છે. ગઢશીશાના પં. પિતાંબરદાસની વિદ્વત્તા આખા ભારતવર્ષમાં પ્રસિદ્ધ હતી. આવી જ રીતે પંડિત કાર્તીતિકજી, રોહાના પંડિત ધર્મસિંહ પ્રેમજી, પંડિત પ્રભાશંકર જયશંકર શાસ્ત્રી, માંડવીના લાલજીભાઇ કાનજી વ્યાસ, નાગ્રેચાના અર્જુન શેઠ વિગેરે વિદ્વાના ક્ષેત્રમાં એવી વિભૂતિઓ થઈ ગઇ છે, કે જે કચ્છના ગૌરવમાં ઓપ પૂરે છે. આયુર્વેદના પણ અસાધારણ વૈદ્યરત્નો કચ્છમાં થઈ ગયા છે, જેવા કે તેરાના ગોરજી હરખચંદજી તથા લક્ષ્મીદાસ લાલજી, કચ્છ રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર અને આંખના સ્પેશિયાલિસ્ટ ડૉકટર જાદવજીભાઇના પિતાશ્રી હંસરાજભાઈ, હીરાચંદ ગોરજી વિગેરે, આવીજ રીતે વનસ્પતિના સંશોધન તરીકે જગતમાં અદભૂત નામના મેળવનાર સ્વર્ગસ્થ જયકૃષ્ણદાસ ઇંદ્રજી ભલે કાઠિયાવાડમાં પ્રસિદ્ધ થયા, પણ હતી તો તે કચ્છની જ વિભૂતિ.

આવી રીતે પ્રાચીન કાળમાં અનેક કળાકૌશલ્ય પુરૂષોએ પણ કચ્છના ગૌરવવંત ઇતિહાસ પટપર ઉજ્જવળતાની રેખાઓ પૂરીને સુંદરતામાં વધારો કર્યો છે.

કચ્છની એ ગૌરવ ગાથાઓ આજે તો માત્ર ગાથાઓ રહી છે, અને " સાપ ગયા અને લીસોટા રહી ગયા " ની કહેવતને ચરિતાર્થ કરી રહી છે. એ પ્રાચીન કચ્છની અને આજના કચ્છની તુલના કરનારને આકાશ પાતાળનું અંતર જણાયા વિના નહિ રહે. આજે જે કાંઇ ગૌરવતાનો આભાસ થોડો દેખાય છે, તે કેવળ વ્યાપારના ક્ષેત્રમાં અને તે પણ માત્ર દેશાવરમાં રહેનારા કચ્છીઓના પ્રતાપેજ.



## : ૨૪ :

## પ્રાચીન વિશિષ્ટ વ્યક્તિઓ



કચ્છભૂમિ રત્ન–ગર્ભા છે. અનેક સંત–મહંતો, અનેક દાનવીરો, અને અનેકાનેક શૂરા અને સતીઓ કચ્છ ધરણીને ખોળે ખેલી ગયા છે. પોતાની ટેક અને વટની ખાતર તેમજ વહાલા વતનની ખાતર ભસ્મીભૂત થઈ જનારા અગણિત રણવીરોની કુરબાનીની કથાઓ ઇતિહાસના પૃષ્ટ પર સદાને માટે સુવર્ણાક્ષરે અંકિત છે. કચ્છના મહાપુરૂષોનાં જીવન ચરિત્રો લખવા બેસીએ તો આવાં અનેક પુસ્તકો ભરાઈ જાય. અહીં તો માત્ર થોડીજ વિશિષ્ઠ વ્યક્તિઓનાં નામ નિર્દેષ કરવાનું ઉચિત ધાર્યું છે.

### જમાદાર ફતેહ મહમદ

એક નાનામાં નાના સ્થાનમાંથી આપ બળે ઉભા થઈને ઉંચામાં ઉંચી ભૂમિકાએ પહોંચી જનાર કોઇ કચ્છી વીર હોય તો તે જમાદાર ફતેહ મહમદ. એની બાલ્યાવસ્થા બકરાં ચારવામાં જ વીતી હતી. એનો

જીવન પલટો એક અકસ્માતને આભારી હતો. એના શરીરનો સુદૃઢ બાંધો જોઈને કોઈએ એને લશ્કરી નોકરીમાં દાખલ થવાની સલાહ આપી. લશ્કરી કામગીરીમાં દાખલ થતાં જ જમાદારના જીવનમાં જાણે વીજળીક પલટો આવી ગયો. થોડા જ સમયમાં એ બસો ઘોડાનો જમાદાર બની ગયો.

આ સમયે રાઓશ્રી રાયધણજીની સત્તા કચ્છમાં છિન્ન ભિન્ન થઈ ગઈ હતી. રાઓશ્રીનો ઇસ્લામ ધર્મ પ્રત્યેનો પક્ષપાત દિવસે દિવસે વધતો જતો હતો. મંદિરોની સલામતી ઘટતી જતી હતી. લોકોના જીવ મુઠીમાં આવી રહ્યા હતા. કપાળે ટીલું તાણતાં પણ લોકો ડરતા હતા. કપાળે તિલકવાળા કેટલાએ ધાર્મિક પુરૂષો રાઓશ્રીની ખુલ્લી તલવારનો ભોગ બન્યા હતા. કચ્છમાં ચારે બાજુએ અવ્યવસ્થા અંધેર અને અંધાધુંધી વ્યાપી ગયાં હતાં. અખંડ અને અવિભાજિત કચ્છ એ વખતે 'બાર–ભાયા' રાજમાં વહેંચાઇ ગયું હતું. કચ્છનો ધણી ધોરી કોઇ ન હતો. કચ્છનું લાંબું અને વાંકું તુંબડું જુલ્મ અને ત્રાસના અગાધ સાગરમાં 'ડુબક ડોઇયાં' કરી રહ્યું હતું.

આવા અત્યંત કટોકટીના સમયમાં કચ્છને થાળે પાડવાનો ઘણો યશ જમાદાર ફતેહમહમદને ફાળે જાય છે.

આ વખતે જમાદાર ફતેહમહમદે ખુદ રાઓશ્રી રાયધણજીને કેદ કરી લીધા અને એમના ભાઇ ભાઇજી બાવાને નામે રાજ્ય ચલાવીને કચ્છનું રાજ્યતંત્ર પાછું વ્યવસ્થિત કર્યું.

જમાદારનું રાજકીય જીવન અત્યંત ઉજ્વળ હતું. હિંદુ–મુસલિમ ઐકયના એ સ્તંભ હતા. પોતે મુસલમાન હોવા છતાં હિંદુ રાજ્યની આણ અને ધર્મ એમણે અખંડ જાળવી રાખ્યાં હતાં. કચ્છના એઓ સર્વ

સત્તાધીશ સરસુખત્યાર હોવા છતાં લશ્કરને મોખરે જાડેજા કુળદેવી આશાપુરાજીનું ધૂપ કરાવવાનું કદી ચૂકતા નહિ. એટલું જ નહિ પણ કહેવાય છે કે, નવરાત્રિ વખતે માતાજીના જવારા એઓ પોતાની પાઘડીમાં પણ રાખતા.

જમાદારે કચ્છમાં ખરેખર પોતાનું નામ રાખ્યું, એટલું જ નહિ પરંતુ સૌરાષ્ટ્રની ધરણીમાં પણ એમણે પોતાનો વિજય ડંકો વગડાવ્યો હતો.

કવિ કેશવરામે જમાદારની પ્રશસ્તિનો એક મોટો ગ્રંથ 'ફતેહ સાગર' નામે તૈયાર કરેલો. પરંતુ એ ગ્રંથ હાલ ઉપલબ્ધ નથી. ફતેહમહમદની વીરતાનું એકજ કાવ્ય જોઇએઃ

છપ્પય

ફતિયા તારી ફોજ રો, ભયડંકો ભારી
સૂતી થડકે રાતમાં, નગરરી નારી.
ઓખો તું'થી ઉધરકે, બરડો તુથો બીએ,
ગઢ ફ્રજે ઘેરાજીરો, નો તિયાર નગર લિયે,
હાલા ઝાલા ને જેઠવા, તેં હકાંવ્યા હમીર,
વળ ઉતારી મછના, કીધા પાસરા તીર.

## મેઘજી શેઠ

મેઘજી શેઠ અંજારના સુબા હતા. રાઓ શ્રી રાયધણજીના સમયમાં કચ્છને ક્રમનસીબે અંધાધુંધીનું સામ્રાજ્ય ચાલતું હતું. ભૂજનગરમાં એક ભયંકર કાવત્રું ગોઠવાઇ ગયું હતું. રાતોરાત તમામ હિંદુ મંદિરોના પાયા જડમૂળથી ઉખેડી નાખીને તેને જમીનદોસ્ત કરી દેવાનું એ કાવત્રું રાઓશ્રી રાયધણજી અને એમના સલાહકાર સાથીઓએ રચી રાખ્યું હતું. રાત્રિના બરાબર બાર વાગે એનો અમલ થવાનો હતો. આખી રાત ભૂજના રાજ્ય મહેલમાં સળવળાટ ચાલુ રહ્યો હતો. બરાબર મધ્યરાત્રિ

જામતાં રા' ના સાથીઓ હીંસલા અને કોદાળીઓ લઇને હિંદુ દેવળોનું સત્યાનાશ વાળવા દરબારગઢમાંથી બહાર નીકળી પડયા.

અને બીજી તરફ કંઇ નવીન ઘટનાજ ઘટી રહી હતી. મધ્યરાત્રિ થતાં જ મેઘજી શેઠ પોતાના શૂરવીર સરદારો સાથે અંજારથી રાતો રાત ભૂજને દરવાજે આવી લાગ્યો. દરવાજા બંધ હતા. થોડાક યુવાનો કોટ કુદાવી અંદર પડયા. દરવાનો ચોંકયા. સામા થયા. તેમનાં માથાં દૂર પડયાં. ભૂજના દરવાજાનાં તોતીંગ તાળાં તોડી પાડવામાં આવ્યાં અને મેઘજી શેઠની ફોજ અર્ધી રાત્રે હડેડાટ કરતી શહેરમાં દાખલ થઇ.

રા'ના સાથીઓની પ્રથમ નેમ ભૂજનું પ્રખ્યાત જગત મંદિર તોડી પાડવાની હતી. તેમની કોદાળીઓ મંદિરના મૂળમાં ઘા કરે તે પહેલાં જ મેઘજી શેઠના મહારથીઓ સાવજની માફક તેમના પર તૂટી પડયા. કોઇ પડયા, કોઇ ઘાયલ થયા, કોઇ નાસી ગયા. આખા શહેરમાં હાહાકાર મચી ગયો. રા'ઓશ્રી પોતાના સાથીઓ સહિત નાસી જઇને દરબાર ગઢમાં ભરાઇ બેઠા. મેઘજી શેઠના સૈન્યે દરબારગઢની ચારે બાજુ ઘેરો ઘાલી લીધો. આ ઘેરો ત્રણ દિવસ ચાલ્યો. આખરે પઠાણો તાબે થયા, રા'ઓશ્રી એકલા રહ્યા અને છેવટે મેઘજી શેઠને હાથે કેદ થયા. ભૂજની ત્રાસિત પ્રજા ભયમુકત થઇ અને હિંદુ ધર્મનું છેક છેલ્લી ઘડીએ આમ રક્ષણ થયું. મેઘજી શેઠના આ અપાર ધર્મ પ્રેમની પ્રશંસા કરતાં કોઇ કવિએ કહ્યું છે કેઃ—

**કવિત.**

પડ જાતે દેવલ ઓર દેરામેં મસીદ હોત,
દેવહૂ કી મૂરતી ધરાઇ લોક ધરતે;
પડતે કલમા સબ, અલ્લાહ મહમ્મદ કે,
હિંદુ મુસલમાન હો કે, ઠારે હૂ ઠરતે;

ચઢ'ઓ કો રમાય હે હારૂમેં દીવાના કર,
લાખા ઓર દેશલ કે ખનને સબ હરતે;
કહા કચ્છવાલે રાજપૂત ગુમરાઇ કરે,
મેઘજી ન હોતા તો મ્લેચ્છ રાજ કરતે.

## સુંદરજી સોદાગર

સુંદરજી શેઠનો જન્મ કચ્છના ગુંદિયાળી ગામે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં સં. ૧૮૨૦ માં થએલો. સુંદરજી નાનપણમાં અત્યંત તોફાની, ઉડાઉ, અને જુગારી હતા. સૌ એને ' સુંધો ' કહીને બોલાવતા. વડીલોને ધાસ્તી હતી કે આ છોકરો રખે કુટુંબનું નામ બોળે !

એક વખત જુગારના જોશમાં ચડી જતાં એ સર્વસ્વ ગુમાવી બેઠા. જીવન પર એમને તિરસ્કાર આવી ગયો. શંકર પર કમળપૂજા કરવાનો એમણે નિશ્ચય કર્યો. ભાડિયા મહાદેવ શ્રી નાગનાથજીના શિવાલય પર જઇને એમણે તપશ્ચર્યા આદરી દીધી. લોકવાયકા મુજબ ત્યાં તેમને ઘોડાનો વેપાર કરવાની આજ્ઞા થઇ અને માંડવીમાં દાખલ થતાં જ કાળો ઘોડો સામે આવે તે ખરીદી લેવાની સૂચના થઇ. બસ ! ત્યાથી જ સુંદરજી શેઠના નસીબ આડેનું પાંદડું ખસી ગયું. એમના જીવને અજબ પલટો લીધો. આ વખતે અંગ્રેજ સરકાર અને ટીપુ સુલ્તાન વચ્ચે લડાઈ ચાલતી હોવાથી એમણે બંનેને ઘોડા પૂરા પાડવાનું શરૂ કર્યું.

સુંદરજી શેઠને પ્રથમથી જ અશ્વશાસ્ત્રનો અથાગ શોખ હતો. એની અશ્વપરીક્ષક શક્તિ પણ અજબ હતી. ગમે તેવો તોફાની ઘોડો હોય પણ સુંદરજી શેઠ તેને પલકવારમાં પાંસરોદોર કરી દે. આમ પોતાના શોખની વસ્તુનો વેપાર હાથમાં આવતાં અને માંડવીના નગરશેઠની તેમાં મદદ મળી જતાં એમનો ઉત્સાહ દિનપ્રતિદિન વધતો ચાલ્યો.

સુંદરજીશેઠમાં અક્ષરજ્ઞાન ઝાઝું ન હતું. પરંતુ ભણતર કરતાં ગણતર વધારે હતું. આથી એમણે સરકારી અમલદારોમાં ખૂબ પ્રતિષ્ઠા મેળવી લીધી. શેઠનો ઘોડાનો વ્યાપાર હવે વ્યાપક બની ગયો. મુંબઈ, મદ્રાસ, મહીસુર, અમદાવાદ, પુના, કુમઠા, કાલિકટ, માંગરોળ, મલબાર, વડોદરા, રાજકોટ, ધોરાજી, જોડીઆ, નવાનગર તેમજ કચ્છ અને સિંધમાં મોટા મોટા સ્થળે એમણે પેઢીઓ ખોલવા માંડી. વ્યાપાર ધમધોકાર ચાલવા માંડયો.

આગળ જતાં સુંદરજી શેઠ પોતાની કુનેહથી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે એક કડી સમાન બની ગયા. અને એમનું માન દિવસે દિવસે વધવા લાગ્યું. મોટા મોટા રાજા મહારાજાઓ એમની ખુશામદ કરવા લાગ્યા.

સરકાર તરફથી સુંદરજી શેઠને 'નેટિવ એજન્ટ'ની સનંદ પણ મળી. તેમજ છડી, સવારી, પાલખી, મશાલ અને નેકીનો પરવાનો પણ આપવામાં આવ્યો.

સુંદરજી શેઠ સેંકડો માણુસોના સંઘ સાથે મોટી મોટી યાત્રાઓ કરી ને પાછા ફર્યાં, ત્યારે તેમને અભિનંદન આપવા માટે જામનગરના રણમલ જામ, રાજકોટ ઠાકોર નભાભોજી, ધ્રોળના ધણી ભૂપતસંગજી, ગોંડળ ઠાકોર, તથા ભાવનગરના વજેસંગજી ઇત્યાદિ નાના મોટા ૭૨ રાજાઓ અને તાલુકદારો આવ્યા હતા.

સુંદરજી શેઠ તરફથી અનેકાનેક કલ્યાણકારી કામો કચ્છમાં અને કચ્છ બહાર પણ થએલાં છે. કચ્છમાં અનેક દેવમંદિરો તેમણે બંધાવ્યાં અને સમરાવ્યાં છે. ગીરનાર ઉપર છેક ગુરૂદત્તાત્રેય સુધી એમણે જ પાકાં પગથીઆં બંધાવેલ છે. ટુંકમાં સુંદરજી શેઠ કચ્છમાં એક અજોડ મુત્સદ્દી અને માનવંત વીર પુરૂષ થઇ ગએલ છે.

## દેવકરણ શેઠ

મોરબીના ઠાકોર કાંયાજીની ઉશ્કેરણીથી અમદાવાદનો બાદશાહી સુબો શેર બુલંદખાન ૫૦ હજારના સૈન્ય સાથે કચ્છ પર ચડી આવ્યો. કચ્છનો ખજાનો ખાલી હતો. રાઓશ્રી દેશળજી ભારે વિમાસણમાં પડયા. એમણે મહારાણીને સમજાવી એમનો એક કરોડ કોરીનો ખજાનો કઢાવ્યો. સૈન્ય તૈયાર કર્યું. શેર બુલંદખાનની સામે મજબૂત સામનો કર્યો. પરંતુ મોટા સૈન્ય સામે એ નાના સૈન્યને હઠવું પડયું. ઓખામાં હીંગળાજ પીરસવા જતા હજારો નાગા બાવાઓની જમાતના મહાધ્યક્ષને દેવકરણ શેઠે સમજાવી યુદ્ધમાં ઉતાર્યો. ભયંકર યુદ્ધ થયું. એમાં સુબાને હારી નાસવું પડયું. કચ્છની સ્વતંત્રતા કાયમ રહી. દેવકરણ શેઠે મોટા શહેરોના કિલ્લાઓ ફરી બંધાવ્યા. એમણે મોટા પુણ્યનાં કાર્યો કર્યાં. ખુદ રાજ લાખાજીને પુરતું ખર્ચ ન આપવાથી દગાથી આ રાજપુરૂષને એમણે મરાવી નાખ્યા.

## પંડિત શ્યામજી કૃષ્ણવર્મા

સન ૧૮૫૭ માં ભણુશાલી જ્ઞાતિમાં કચ્છ--માંડવી મુકામે એમનો જન્મ થએલો. વિદ્યાર્થી અવસ્થામાં એમણે કચ્છમાં માત્ર અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનો અભ્યાસ કરેલો હતો. પરંતુ સંસ્કૃતના અભ્યાસમાં એ પોતાની તીવ્ર બુદ્ધિ શક્તિના પ્રભાવે ઘણા જ આગળ વધી ગયા, અને 'પંડિત'ની પદવી પ્રાપ્ત કરી.

સને ૧૮૭૭ ના એપ્રિલ માસમાં નાશિકમાં ત્યાંના શેસન્સ જજના અધ્યક્ષપણા નીચે એમણે સંસ્કૃતમાં આપેલાં બે વ્યાખ્યાનો પરથી એમને માનપત્ર એનાયત કરવામાં આવેલું. એ જ વર્ષમાં એટલે માત્ર વીસ વર્ષની ઉમરે પૂના, અમદાવાદ, સુરત, ભરૂચ, અલીબાગ, કાશી,

લાહોર, અમૃતસર વગેરે મોટાં મોટાં શહેરોમાં સંસ્કૃતમાં ભાષણો આપીને ખૂબ ખ્યાતિ પામ્યા.

સંસ્કૃત ભાષા પરનો એમનો અજબ કાબુ જોઈને પ્રોફેસર સર મોનિયર વિલયમ્સ ખૂબ ખુશી થયા અને ઓક્સફર્ડ યુનિવર્સિટીમાં સંસ્કૃત ભાષાના પોતાના મદદનીશ તરીકે એમની નીમણુંક કરી. ત્યાં જઈને તેમણે અંગ્રેજી, લેટિન, ગ્રીક આદિ ભાષાઓનો પણ સારો અભ્યાસ કરી લીધો. એટલું જ નહિ પરન્તુ ન્યાય શાસ્ત્ર, અર્થ શાસ્ત્ર, ગ્રીક બાઈબલ વિગેરેનો પણ ઉંડો અભ્યાસ કરી લીધો. આથી સન ૧૮૮૧ માં જયારે બર્લિનમાં પૌર્વાત્ય વિદ્વાના પંડિતોની કોંગ્રેસ ભરાઇ, ત્યારે તે 'નેટિવ ઇન્ડિયન ડેલીગેટ ' તરીકે સેક્રેટરી ઓફ સ્ટેટ નીમાયા હતા. આ કોંગ્રેસમાં એમણે " સંસ્કૃત એક જીવંત ભાષા હતી. " તે વિષય પર અંગ્રેજીમાં એક સુંદર નિબંધ રજુ કર્યો હતો. આ નિબંધે કોંગ્રેસના તમામ પ્રતિનિધિઓના હૃદયપર અજબ અસર કરી હતી.

ઇંગ્લાંડના પ્રખ્યાત રાજ્યદ્વારી પુરૂષ ગ્લાડસ્ટને પોતાના હાવર્ડન કેસલ મધે પંડિતજીને મુલાકાતનું માન પણ આપ્યું હતું. એટલું જ નહિ પરંતુ સન ૧૮૮૩ માં ઑક્સફર્ડમાં એક્ઝીબિશન ભરાયું ત્યારે લોર્ડ નાર્થબ્રુકે નામદાર એડવર્ડ સાતમા, જે એ વખતે પ્રિન્સ ઓફ વેલ્સ હતા, તેમની મુલાકાત પણ કરાવી આપી હતી. એજ વર્ષની લંડનની ઓરિયેન્ટલ કોંગ્રેસમાં પણ એમને હિંદના પ્રતિનિધિ નીમવામાં આવ્યા હતા.

પંડિતજી ઇંગ્લાંડની ' રેયલ એશિયાટિક સોસાયટી 'ના પણ મેમ્બર હતા. હિંદીઓને ઇંગ્લાંડ જવાનું સુલભ કરી આપવા માટે તેમને સ્કૉલરશિપો આપવાનું સેંકશન પણ એમણે જ મેળવ્યું હતું.

આ રીતે પંડિત શ્યામજીભાઇએ એક સાધારણ સ્થિતિમાંથી પોતાના બુદ્ધિબળે અને જાતમહેનતે એક અત્યંત ઉચ્ચસ્થાન પ્રાપ્ત કર્યું હતું.

## જયકૃષ્ણ ઇન્દ્રજી

જયકૃષ્ણ ઇન્દ્રજીનું નામ એક અજોડ વનસ્પતિ શાસ્ત્રી તરીકે કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતમાં પ્રખ્યાત છે. બાલ્યકાળથી જ વનસ્પતિના ગુણુ દોષ જાણુવાનો એમને અજબ છંદ હતો. રાતદિવસ વનસ્પતિમાં જ પડયા પાથર્યા રહેવું, એ એમના જીવનનો અનેરો આનંદ હતો. એમનું જીવન એમણે વનસ્પતિમાં જ ઓતપ્રોત કરી દીધું હતું. એમની દુનિયા વનસ્પતિની દુનિયામાં જ સમાઇ ગઇ હતી. કચ્છ કાઠિયાવાડના તમામ ડુંગરો અને આબુ જેવા પર્વતો એ વનસ્પતિના અભ્યાસ માટે ખૂંદી વળ્યા હતા. દરેક વનસ્પતિના ગુણુ–દોષ એમને કંઠાગ્રેજ હોય. એ ન ઓળખતા હોય એવી ભાગ્યેજ કોઇ વનસ્પતિ હશે.

સવારે વહેલા ઉઠીને જંગલ અને ડુંગરોમાં રખડવા નીકળી પડવું, એ એમના જીવનનો ખાસ આનંદ હતો. વનસ્પતિ જાણે એમની સાથે વાર્તાલાપ કરતી અને એ વનસ્પતિ સાથે વાતો કરતા.

લીલા વૃક્ષનું એક પાન તોડવામાં આવે તો એમને અંગ–અંગ જેટલી વેદના થતી. એ કહેતા કે 'વનસ્પતિનું પાંદડું તોડતાં તેમાંથી જે રસ વહે છે, એ રસ નથી પણુ એનાં આંસુ છે.' કહો ! વનસ્પતિ પર એમને કેટલું બધું હેત ! તે વનસ્પતિને આત્મ સ્વરૂપ જ સમજતા હતા.

કાઠિયાવાડ અને ગુજરાતમાં એમણે 'વનસ્પતિ શાસ્ત્રી' તરીકે જે નામના મેળવી હતી તેને આધારે એમણે ધાર્યું હોત તો પુષ્કળ ધન–સંપત્તિ પ્રાપ્ત કરી શકત. પરંતુ એમને તો પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ પોતાના વહાલા વતન કચ્છને આપવો હતો. આથી કદર કે કંચનની લેશ પણુ પરવા કર્યા વગર એમણે કચ્છની સેવા કરી. આખરે કચ્છમાં જ પોતાની જિંદગી પૂરી કરી

'બારડાની વનસ્પતિ' અને 'કચ્છનું વનસ્પતિશાસ્ત્ર' નામનાં કીમતી પુસ્તકો એઓ પોતાની પાછળ મૂકતા ગયા છે. આ અમૂલ્ય વારસાના વારસદારો વચ્ચે શ્રી જયકૃષ્ણભાઇ સદાને માટે અમર છે.

## મામૈદેવ

કહેવાય છે કે મામૈદેવ હરિજન હતા. એમની આગમવાણી હજારો વર્ષ વીતીજવા છતાં હજુ અમર છે. મામૈદેવ કચ્છ-કાઠિયાવાડના રજવાડામાં માનકારી ગણાતા. એક વખત તે જુનાગઢના રાજા સાથે ચોપટ ખેલતા હતા. એ સમયે એકાએક એમનું ડાબું અંગ ફરકી ઊઠયું. પોતે જ્ઞાની હોવાથી તરત જ જાણી ગયા કે એમને કોઇ મારનાર પેદા થઇ ચૂકયો છે.

કેટલાક સમય બાદ તે ફરતા ફરતા સિંધના નગરસમૈ (નગર ઠઠ્ઠા)માં આવ્યા. નગરસમૈની ગાદીનો ધણી જામ નંદો હતો. અને એના હાથે જ મામૈદેવનું મૃત્યુ સરજાયું હતું.

એક દિવસ જામ નંદાએ મામૈદેવને કંઇક કરામત બતાવવા કહ્યું. દેવે તેને ના કહેવા છતાં જામે હઠ પકડી. ત્યારે મામૈદેવે તેને પોતાના પગ પર ઉભા રહેવા જણાવ્યું. નંદો તરત જ દેવના પગ પર ઉભો રહ્યો. દેવે એને આંખ મીચવા આજ્ઞા કરી. આંખ મીચતાં જ દિલ્હીના બાદશાહની બેગમો જલક્રીડા કરતી તેની નજરે ચડી. આ બનાવથી જામ નંદાને વહેમ પડયો, કે જેમ બાદશાહી જનાનખાનાની બેગમો મને બતાવી, તેમ મારા જનાનખાનાની રાણીઓ બીજા કોઇને ન બતાવે તેની શી ખાતરી ! આવી આશંકાને લીધે જામે તે જ વખતે પોતાની તલ્વારથી દેવનું માથું વાઢી નાખ્યું. દેવના હાથે, કપાયલું મસ્તક તરત જ પકડી લીધું અને કહેવાય છે કે આ મસ્તકના મુખમાંથી કચ્છ માટેની આગમવાણી નીકળવા લાગી. એ વાણીના થોડા નમુના આ છે.

જંધરિયે જંધર નિકરંધા, હબે થીંધા અંગાર,
ત્રેંજર પાડો ન ચડંધો, તડેં છુટંધી કચ્છ—તરાર

ભાવાર્થ—જ્યારે જંધરિયા ડુંગરમાંથી ધંટીઓ અને હુબાય ડુંગરમાંથી કોલસા નીકળવા માંડશે અને ત્રેંજર ઉપર પાડો નહિ ચડે, ત્યારે કચ્છની તલ્વાર છૂટી જશે ( થઈ ગયું ).

કાંઇયો કુડધર મૂરવો, રાધ થીંધો રા,
ખાંખડ થીંધો કચ્છડો, જાડે જેં હથા

ભાવાર્થ—જ્યારે કાંયોજી, કુડધરજી, મૂળવોજી અને રાયધણજી નામે રાજા થશે, ત્યારે જાડેજાઓને હાથે કચ્છ ડામાડોળ બની જશે. ( રાઓશ્રી રાયધણજીના વખતમાં થઇ ગયું. )

ઢાલ પિનંધી તરાર પિનંધી. પિનંધી કટારી,
જાચક પિનણુ છડીંધા, થીંધી તુરેંજી વારી

ભાવાર્થ—જ્યારે ઢાલ, તલ્વાર અને કટારીને ભીખ માગવાનો વખત આવશે અને યાચક યાચના છોડી દેશે, ત્યારે તર્કંટીઓનો જમાનો આવશે.

લુર જાગંધા લોકમેં, ખોટા મંઢભા ખત,
મેં ન ડીંધા મંગણેં, લાય પરિયેં પત

ભાવાર્થ—કપટી લોકો પેદા થશે, ખોટા ખત મંડાશે અને પોતાના પૂર્વજોની પત ગુમાવીને લોકો યાચક વર્ગને મ્હોં પણ બતાવશે નહિ.

છકેરેં તેં ડિયા બરંધા, મુંધ ન વસંધા મી;
જાડેજા જારા ગોતીંધા, ઇ અચીંધા ડી.

ભાવાર્થ– ઉકરડા પર દીવા બળશે, મોસમ પર વરસાદ નહિ વરસે અને જાડેજાઓ જારાનો આશ્રય લેશે એવો સમય આવશે.

ચડી વડ–ડાર, થુડ વઢીંધા પિંઢજો,
જાડેજા જુડધાર, હક્ક ન રેંધો કિનજો.

ભાવાર્થ– વડની ડાળ પર બેસીને પોતે જ થડને કાપી નાખશે એવા જાડેજા પેદા થશે ત્યારે કોઇનો પણ હક્ક સલામત નહિ રહે.

કુંવર વિકણુંધા કાઠિયું, રા વિકણુંધા ઘા,
ખીર ખથુરીએ અન્ન પુડે, ગઢેં જ હુંઘો વા.

ભાવાર્થ– કુંવરો લાકડાં વેચશે અને રાજા ઘાસ વેચશે. દૂધ–ઘી અને અન્નનો નાશ થશે અને કોટ કિલ્લાઓમાં પવન જ ફૂંકાતો રહેશે.

ત્રેંજારે તેં ભેરા થીંધા, જાડેજા જુવાન,
સભ વેંધો પણુ કચ્છ કાછોટી, રખી ડીંધો રામ.

ભાવાર્થ– ત્રેંજાર પર જાડેજા જુવાનો એકત્ર થશે અને બધું જશે પણ પ્રભુ કચ્છની લાજ રાખી દેશે.

આ પ્રમાણે મામદેવે અનેક વચનોમાં આગમ વાણી ભાખી છે, તે કચ્છી જનતાના કંઠસ્થ સાહિત્ય તરીકે આજ પણ મૌજૂદ છે.

## મેકણુ દાદા

મહાત્મા મેકણુ કચ્છમાં મેકણદાદાના નામે સર્વત્ર પ્રખ્યાત છે. એમનો જન્મ કચ્છ નખત્રાણાના ખંભડી ગામમાં થએલ હતો. પિતાનું નામ હધોજી અને માતાનું નામ પબાંબાઈ હતું. જ્ઞાતે ભટ્ટીવંશના રજપૂત હતા.

મેકણદાદા લક્ષ્મણજીનો અવતાર મનાય છે. એમના ચમત્કારોની ઘણી વાતો કચ્છમાં પ્રચલિત છે. પરંતુ સ્થળ અને સમ-

યના અભાવે એ બધી વિગત અહીં સવિસ્તર આપી શકાય એમ નથી. મેકણુદાદા આજન્મ યોગી અને ભક્ત કવિ હતા. એમનાં ભજનો કાફીઓ અને દુહાઓ કચ્છ–કાઠિયાવાડમાં હોંસે હોંસે ગવાય છે. સંવત્ ૧૭૮૬ ના આસો વદ ૧૪ ને શનિવારની વહેલી સવારે ભૂજ તાલુકાના ધ્રંગ ગામે એમણે પોતાના કેટલાક ભાવિક સાથીઓ સાથે જીવતે સમાધી લીધી. કચ્છમાં કેટલેક સ્થળે મકણુ દાદાના અખાડા આજ પણ મૌજૂદ છે. એમના અનુયાયીઓ પણ હજારોની સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે. એમણે રચેલું સાહિત્ય લોકોપયોગી હોવાથી અત્રે તેના થોડા નમુના આપવામાં આવે છે.

> કોરિયું કોરિયું કુરો કર્યો, કોરિયેં મેં આય કૂડ,
> મરી વેંધા માડુઆ, મોં મેં પોંધી ધૂડ

**ભાવાર્થ**–તમે કોરીઓ કોરીઓ શું કરો છો. કોરીઓમાં તો જુઠાણું છે. મરવા વખતે તો મોંમાં ધૂડ જ પડશે.

> અજ અજાણી ગુજરઇ, સિભુ થીંધો ભેઓ,
> રાય ઝલીંધી કેતરો, જેં મેં માપ પેઓ.

**ભાવાર્થ**—આજનો દિવસ તો પૂરો થઇ ગયો. આવતી કાલે બીજો દિવસ ઊગશે. જે ધાન્યરાશિને માપવા માટે તેની અંદર માપ પડી ચૂક્યો છે, તે કેટલો સમય ટકી રહેશે ?

> જિયો તાં ઝેર મ થિયો, સક્કર થિયો સોણ,
> મરી વેંધા માડુઆ, રોંધા ભલેં જા વેણ.

**ભાવાર્થ**—ઓ વહાલા! તમે જીવો ત્યાં લગી ઝેર સમાન થશો નહિ, પરંતુ સાકર સમાન થજો. કારણ કે સૌ કોઇ મરી જાય છે, માત્ર ભલા લોકોનાં વચનો જ આ દુનિયામાં અમર રહી જાય છે.

> પીર પીર કુરો કર્યો, નાંય પીરેંજી ખાણ,
> પંજ ઇંદ્રિયુ વસ કર્યો, ત પીર થીઓ પાણ

**ભાવાર્થ**—પીર પીર શું કરો છો, પીરોની કંઇ ખાણુ નથી. પાંચ ઈંદ્રિયોને કાબુમાં લઇ લ્યો તો તમે પોતેજ પીર સ્વરૂપ બની જશો.

સું ભાંયો તડ હિકડો, પણ તડ લખ હજાર,
જુકો જેઆં લંગેઓ, સે તેઆ થેઓ પાર.

**ભાવાર્થ**—મેં ધાર્યું કે સંસાર તરવા માટે એકજ આરો છે, પરંતુ એમ નથી. એને માટે તો અનેક રસ્તા છે. જે જ્યાંથી ઓળંગશે તે ત્યાંથી પાર થઇ જશે. મતલબ કે દરેક ધર્મનો ઉદ્દેશ એકજ છે.

પિપ્પરમેં પણ પાણ, નાંય બાવરમેં બેઓ,
નિમમેં ઊ નારાણ, પોય કંઢેમેં કેઓ ?

**ભાવાર્થ**—પીપળામાં પણ એ પોતે જ અને બાવળમાં પણ કોઇ બીજો નથી. લીમડામાં પણ એ જ નારાયણનો વાસ છે. તો પછી કંઢામાં બીજો કોણ હોય ? અર્થાત્ પરમાત્મા સર્વત્ર એકજ છે.

કે'કે વલિયું કોરિયું, કે'કે વલા વેઢ,
વલેં કના વલા, સું કે ઢાઢી ને બ્યા ઢેઢ.

**ભાવાર્થ**—કોઇને ધન વહાલું છે કોઇને અલંકાર વહાલો છે પણ મને તો વહાલામાં વહાલા અસ્પૃશ્ય લોકો છે.

મહાત્મા મેંકણનું આવું કેટલુંએ પ્રેમભક્તિ પરિપૂર્ણ સાહિત્ય તંબૂરા અને કાંસિયાની રમઝટ વચ્ચે કચ્છને ગામડે ગામડે ગવાય છે.

આવા આવા અનેક ભકતજનો અને કવિજનો પોતાની અમર વાણીના અમૃત ઝરણથી કચ્છની ધરણીને ભીંજવી ગયા છે.



## પ્રકરણ ૨૫ મું

### પુરાતત્ત્વ



કચ્છ એ પુરાતત્ત્વના ધામ સમુ છે. પરંતુ કચ્છીઓને એ દિશા પ્રત્યે ઓછો રસ હોય તેમ જણાય છે. દેશ પરદેશમાં પંકાઇ ચૂકેલી કચ્છની સાહસિક અને સમૃદ્ધ પ્રજા ધારે તો એ વિષય પર અપૂર્વ પ્રકાશ પાડી શકે. કચ્છના પુરાતત્ત્વની પ્રથમ શોધખોળનું માન અંગ્રેજ સંશોધકોને ફાળે જાય છે. અને આ સ્થિતિ એક કચ્છને માટે જ નહિ, પરંતુ સમસ્ત હિંદુસ્તાન માટે સામાન્ય છે એમ કહેવું અસ્થાને નથી. આ દિશામાં કચ્છમાં શોધખોળ કરવાનો અંગ્રેજો પછીનો બીજો પ્રયાસ સદ્‌ગત દલપતરામ પ્રાણજીવન ખખ્ખરનો છે.

કચ્છની સ્થાપત્ય કળા અન્ય કોઈ પણ રાજસ્થાન કરતાં ઉતરે તેમ નથી. રાવશ્રી લખપતજીની છતરડી નિહાળીને લોર્ડ કર્ઝન જેવાને પણ કચ્છની કળા માટે પ્રશંસાના ઉદ્‌ગાર કાઢવા પડયા હતા. આ પ્રકરણ લખવાનો ઉદ્દેશ પણ એ છે, કે કચ્છી પ્રજા પોતાની ભૂતકાલિન ભવ્ય કલાની

સ્મૃતિ તાજી કરે, અને એ દિશામાં કંઈક અમલી પગલાં લે. કચ્છની કીર્તિ અને કલાના અવશેષ રૂપ પ્રાચીન સ્થાનોની થોડીક પીછાન આ નીચે આપવામાં આવે છે.

પદ્ધર ગઢ

લાખે ખરચી લખ, કેરે કોટ અડાયો
ગંઠ મેં હુવે ગરથ, ત પધર અડાય પુંઅરા !

ભાવાર્થ– લાખા ફૂલાણીએ લાખોનું ખર્ચ કરીને કેરાનો કોટ ચણાવ્યો. હવે તારી ગાંઠમાં જો ધન હોય તો તું પણ એવો જ કોઈક કોટ ચણાવ.

જામ પુંઅરાને લાખા ફૂલાણીની રાણીએ આ મહેણું આપ્યું, અને એ રીતે પદ્ધર ગઢની ઉત્પત્તિ થઈ. નખત્રાણા વિભાગમાં આવેલા મંજલગામથી એકાદ ગાઉને અંતરે પુંઅરાનો પદ્ધર ગઢ આજે કાળની સામે ઝૂઝતો, અને કચ્છના કલાબાજ શિલ્પીઓની સાક્ષી આપતો ઉભો છે.

પદ્ધર ગઢના દરબારગઢનો ઘેરાવો આશરે ૩૫૦૦ સુતારી ગજનો જણાય છે. એમાં ' વડી મેડી ' અને ' નિંઢી મેડી ' નામનાં એક વખતના બે સુંદર રાજમહાલયો આજે રણવગડાની અઘોર શૂન્યતામાં અનેક ગણો વધારો કરી રહ્યા છે. કળાના ચાહકો આજે પણ ' વડી મેડી 'ની ઉત્કૃષ્ટ કળા જોઈને છક્ક બની જાય છે. આ મેડીનો પડેલો માળ દશ–વીશ નહિ. પરંતુ ચોરાશી સ્તંભો વડે સુશોભિત કરવામાં આવ્યો હતો. એમાં ખાસ અગત્યની વસ્તુ એ હતી કે આ પ્રત્યેક સ્તંભ અકેક સળંગ પત્થર-માંથી જ ઘડી કાઢવામાં આવેલ હતો. દરેક સ્તંભનો ઉપલો ભાગ જુદી

જુદી આકૃતિઓવાળા કોતરકામથી કમનીય બનાવવામાં આવ્યો હતો. છત પર પાંચ પાંચ ગજની બારેખમ અને સળંગ શિલાઓ જોતાં આજે પણ માનવ–બુદ્ધિ ઘડીવાર મુંઝાઇ પડે છે. આ તમામ કામગીરીમાં ખાસ ધ્યાન ખેંચે એવી વિશિષ્ટતા તો એ છે, કે એમાં કયાંય પણ ચૂના કે એવા કોઇ પદાર્થનું નામ નિશાન પણ જોવામાં આવતું નથી.

' નિંઢી મેડી ' માત્ર એક જ માળનું મકાન છે. એ ' અધો તડો ' ના નામથી પણ ઓળખાય છે. કારણ કે લોકવાયકા મુજબ તે માત્ર અર્ધા દિવસમાં જ તૈયાર કરવામાં આવેલ હતી. એની બાંધણી વગેરે રચના પણ ' વડી મેડી ' પ્રમાણે જ કરવામાં આવેલ છે.

ગઢના પશ્ચિમના દરવાજા બહાર એક શિવાલય જીર્ણ–શીર્ણ સ્થિતિમાં ઉભું છે. એનું શિલ્પકામ પણ ઉંચા પ્રકારનું છે. કહેવાય છે કે આ શિવાલય પુંઅરાની રાણી સાથે છેક થર પ્રદેશથી આવેલ છે. એની બાંધણી જામ લાખા ફૂલાણીના કેરા કોટના શિવાલયને ઘણી રીતે મળતી આવે છે.

## કોટેશ્વર મહાદેવ

કચ્છની છેક પશ્ચિમે અરબી સમુદ્ર જેનું પાદપ્રક્ષાલન કરે છે. એવું કોટેશ્વરજીનું મંદિર પણ એક અદ્‌ભુત સ્થાન છે.

શેઠ સુંદરજી શિવજીએ બંધાવેલું આ મંદિર એમણે જ બંધાવેલા ગઢની અંદર આવેલું છે. શિવલિંગની ઉંચાઇ ચાર ફીટ છે અને તે સ્વયં ઉત્પન્ન થએલ કહેવાય છે. લિંગના ઉપરના ભાગમાં ખીલા ઠોકેલા જણાય છે, તે અલાઉદ્દીન ખીલજી જેને ઇતિહાસ ' અલાઉદ્દીન ખૂની 'ના નામે ઓળખે છે, તેના મારેલા છે એવી લોકવદંતિ છે. ઘુમટની અંદરની બાજુએ કૃષ્ણ–ગોપીની રાસ–લીલાનું સુંદર શિલ્પકામ આંખને આકર્ષ

રહે છે. આરસના સ્યામ પત્થર પર સ્થાપિત થએલો પિત્તળનો મોટો નંદિ ( પોઠીયો ) મહારાઓશ્રી દેશળજી તરફથી ભેટ થએલ છે, એમ કહેવાય છે. આ મંદિરની ઉંચાઇની ગોઠવણુ એવી કરવામાં આવેલી છે કે જમીન માર્ગે સાડા ત્રણુ ગાઉ દૂરથી અને દરીઆ માર્ગે પાંચ ગાઉ દૂરથી જોઇ શકાય છે.

## દેવી આશાપુરા

આશાપુરાજીનું સ્થાનક લખપત તાલુકામાં આવેલ ' માતાનો મઢ ' નામના ગામમાં આવેલ છે. કચ્છના રાજવીઓની એ કુળદેવી છે. કહેવાય છે કે ઘણુા જ જુના સમયમાં દેવચંદ શાહ નામનો મારવાડનો એક કરાડ વાણીઓ પોતાની પોઠો સાથે અહીંથી પસાર થતો હતો, તેને માતાજીએ પ્રસન્ન થઇને દર્શન દીધાં અને અહીં એક મંદિર ચણાવવાની આજ્ઞા કીધી. આથી દેવચંદ શાહે આ ભવ્ય મંદિર તૂટી પડવાથી સુંદરજી શેઠની પ્રેરણાથી એમના ભાઈ વલ્લભજીએ હાલનું નવું મંદિર બંધાવ્યું છે. માતાજીની પૂજા કાપડી રાજા કરે છે. દર વર્ષે આસો માસની નવરાત્રિએ મેળો ભરાય છે. અને રાજકુટુંબમાંથી ખાસ સવારી અહીં આવે છે. એ વખતે લાંબા સમયથી ચાલી આવતી હિંસાની પ્રણાલિકા દૃષ્ટિગોચર થાય છે. દર વરસે પાડાઓનો કમકમાટી ભર્યો વધ કરવામાં આવે છે.

## મોડ કુઓ

અબડાસાના ગોલાય ગામની પશ્ચિમે થોડે દૂર આ સ્થાન આવેલું છે. આ કુઓ જામ મનાઈ બીજાએ પોતાના પિતા મોડના સ્મરણાર્થે બંધાવેલ છે. જેમાંની મુખ્ય જામ જખરાના દીકરા મોડની છે.

## કંથડનાથનું મંદિર

કંથકોટના કિલ્લા પર આવેલા પુરાતન કાળના આ મંદિર સાથે અનેક ઐતિહાસિક ઘટનાઓ જોડાયેલી છે. જામ લાખા ધૂરારાનો પૌત્ર જામ સાડ જ્યારે કંથકોટનો કિલ્લો ચણાવતો હતો, ત્યારે કંથડનાથ નામનો એક યોગી અહીં આસન લગાવીને બેઠો હતો. તેની ઇચ્છા કિલ્લો ચણાવવા દેવાની ન હોવાથી કોટના ચણતરનું જેટલું કામ દિવસના ભાગમાં થતું, તે તમામ ચણતર રાત્રિ સમયે તૂટી પડતું. આવું કેટલાક દિવસ ચાલ્યા પછી જામ સાડે યુક્તિપૂર્વક આ યોગીરાજને પ્રસન્ન કરી કોટ ચણાવવાની તેની આજ્ઞા લીધી. અને તેની યાદગીરીમાં તેણે ' કંથડનાથનું મંદિર ' ચણાવ્યુ. પાછળથી ધરતીકંપને લીધે આ મંદિર પડી જતાં કંથકોટના દેદા જાડેજાઓએ હાલનું નાનું અને સુંદર દહેરૂં ઉંચે પડથાળે બંધાવ્યું છે. નિજ મંદિરમાં કંથડનાથની સફેદ આરસની મૂર્તિ જોવામાં આવે છે.

## કંથકોટનો કિલ્લો

કંથકોટનો કિલ્લો મોટા મજબૂત પત્થરોથી બાંધવામાં આવેલ છે. કચ્છ બહારના રાજવીઓ પણ ભીડ પડતાં અહીં કંથકોટના કિલ્લામાં છુપાવા માટે આવતા. મૂળરાજ સોલંકી અને ભીમદેવને એજ કિલ્લાએ રક્ષણ આપ્યું હતું. આજે આ કિલ્લો જીર્ણ થઇ ગએલ હોવા છતાં તે એક વખત કચ્છનો અજોડ કિલ્લો હતો. અહીં મહાવીરપ્રભુનું મંદિર, સૂર્ય મંદિર, ભમરિયો કુવો, નાંઘણુ કુવો આદિ સ્થળો જોવા લાયક છે.

## રવેચી માતા

વાગડમાં રવ પાસે આવેલું રવેચી માતાનું સ્થાન અતિ પુરાતન છે. કચ્છનાં પાટવી કુમારે રાજગાદી પર બેસવા પહેલાં એકવાર

રવેચી માતાનાં દર્શન અવશ્ય કરવાં જોઇએ, એવો રવૈયો છે.

અહીં મૂળ તો પાંડવ કાળમાં બંધાયલું એક મહા મંદિર હતું, એમ કહેવાય છે. ત્યાર બાદ સંવત્ ૧૩૨૮માં નવું દેવાલય સ્થાપિત કરવામાં આવ્યું, અને તે જીર્ણ થઇ જતાં તેને સ્થાને સંવત ૧૮૮૭ની સાલમાં શ્રી શામબાઇ માતાએ કોરી ૨૬૦૦૦ના ખર્ચે ચણાવ્યું છે. શામબાઈ માતાએ મહારાઓશ્રી દેશળજીનો પૂર્વજન્મ સંભારી આપેલો હોવાથી, તેમજ અન્ય પરચા પણ બતાવેલ હોવાથી, તેમના પ્રત્યે મહારાઓશ્રીને અત્યંત પૂજ્યભાવ ઉત્પન્ન થયો હતો. રવેચી માતાના મંદિરમાં જવા માટે આરંભમાં એક નાનો અને પછી એક મોટો ઘુમટ વાળો ભાગ પસાર કરવો પડે છે. નિજ મંદિર ચૌદ ફીટ લાંબુ અને ૧૩ ફીટ પહોળું છે. સાડાચાર ફીટ ઉંચા પડથાળ પર મંદિરની બાંધણી છે. નિજ મંદિરમાં ઘી અને સીંદૂરથી રક્ત દેખાતી પાંચ પ્રતિમાઓની વચ્ચે માતા રવેચીની મોટી મૂર્તિ જોવામા આવે છે. મહામાયા અને ભોમાય માતાનાં દર્શન પણ થઇ શકે છે. એક સ્તંભ પર ત્રણ પગે ઉભેલા અશ્વાવતાર નકલંક ભગવાન જોવામાં આવે છે. દિવાલ પર આ નવા મંદિરની સ્થાપનાનો લેખ જોવામાં આવે છે. અહીં ઉનાળામાં લૂ લાગતી નથી અને શિયાળામાં ઉત્તર વા લાગતો નથી.

## ગેડી અથવા ઘૃતપદી

કચ્છ–વાગડમાંનું ગેડી ગામ કૃષ્ણ–કાળની **વિરાટ નગરી** કહેવાય છે. ગેડીની સીમમાં પાંડવોના સમયના કેટલાક સ્થળો પણ હોવાનું કહેવાય છે. ત્યાં મહાભારત કાળનું દશાવતારનું એક મહામંદિર હતું. સિંધના સરફરાજે જ્યારે કચ્છપર ચડાઇ કરી, ત્યારે એ મંદિરની મૂર્તિને તેણે ખંડિત કરી નાખી હતી. ત્યારબાદ ધરતીકંપને લીધે આ મંદિર જમીનદોસ્ત થઇ જતાં તેને સ્થાને લક્ષ્મીનારાયણના મંદિરની સ્થાપના કરવામાં આવી છે.

પાંડવો પછી લાંબા કાળે ગડીનગર રાજા ગંધર્વસેન ઉર્ફે ગધેસીંગના હસ્તામાં આવ્યું* ત્યારબાદ અહીં ચાવડાઓની આણ ફરી વળી, અને એક વખતે મુસલમાની સત્તાપણ ગેડીપર સ્થાપિત થઇ ગઇ હતી. તે વખતની આશાબાપીરની બે કબરો આજે પણ જોવામાં આવે છે. ગેડીપર અનેક સત્તાઓ આવી અને આથમી ગઇ. ગેડીની ઉત્પતિ વિષે એક ચમત્કારી કથા પ્રચલિત છે.

અહીં માલવ ઠક્કર નામે એક ઘીનો વેપારી રહેતો હતો. એક વેળા એની દુકાને ઘી વેચવા આવેલી એક બાઇ ઘીનો પાળીઓ એને ત્યાં છોડીને પોતે બજારમાં સોદો લેવા માટે ગઇ. પાછળથી માલવ ઠક્કરે તેનું ઘી તોળીને પાળીઓ ખાલી કરી રાખ્યો. બાઇ પાછી આવીને જુએ છે તો ઘીનો પાળીઓ ચીકાર ભરેલો હતો. આથી તેણે ઘી તરત તોળી લેવા માલવ ઠક્કરને જણાવ્યું. વેપારી ચતુર હતો. તે તરત સમજી ગયો કે આ કરામત પાળીઆ નીચે પડેલી ઈંઢોણીમાં જ હોવી જોઇએ. આથી તેણે ફરીથી ઘી ઠાલવી લીધું, અને બાઇને પેલી જુની ઇંઢોણીને બદલે એક નવી ઇંઢોણી સહિત પાળીઓ પાછો આપ્યો. આ ઇંઢોણીમાં એવો ગુણ હતો, કે તેના પર જે ખાલી વાસણ મૂકવામાં આવે,તે તરતજ ઘીથી ચીકાર ભરાઈજાય. આ રીતે માલવ ઠક્કર ખૂબ ધનાઢય બની ગયો.

કહેવાય છે કે એક વખત અલહીલવાડ પાટણમાં એક ગૃહસ્થને ત્યાં જમણવારનો એક મોટો પ્રસંગ હતો. તેમાં ઘીની ખૂબ જરૂર પડતાં, મંત્ર વિદ્યામાં કુશળ એવા એક ગોરજીએ ત્યાં બેઠે બેઠે માલવ ઠક્કરની આ ઇંઢોણી મંત્ર બળે મંગાવી લીધી અને એના ઉપયોગથી મોટા જથ્થામાં ઘી મેળવી લીધું. પ્રસંગ પુરો થતાં પેલો ગૃહસ્થ ઘીના પૈસા આપવા માલવ ઠક્કર પાસે

* કચ્છમાં આજપર્યંત ઘણી જગાએ એક બાજુ ગધેડાની છાપવાળા ગધેસિંગ રાજાના વખતના સિક્કા ' ગધેયા 'નીકળતા જોવામાં આવે છે. આવા સિક્કા કચ્છમાંજ નહિં, પરન્તુ કાઠિયાવાડ અને બીજા પ્રાન્તોમાંથી પણ મળે છે.



વરણુંદેવનું મંદિર



ભુવનેશ્વર મહાદેવનું મંદિર, ભૂવડ

[ ફોટો : રામસિંહજી રાઠોડ ]

જાતે આવ્યો અને એક મોટી રકમ તેને અર્પણ કરી. આ દ્રવ્યમાંથી માલવ ઠક્કરે મહાવીરસ્વામીનું મંદિર, માલણ વાવ અને માલસર તળાવ બંધાવ્યાં. મહાવીરસ્વામીનું મંદિર વિશાળ ચોગાનવાળું છે. નિજ મંદિરમાં આરસની ત્રણ પ્રતિમાઓ દૃષ્ટિગોચર થાય છે. વચ્ચે મહાવીર પ્રભુની ત્રણ ફીટ ઉંચી મૂર્તિ ખાસ લક્ષ ખેંચે છે. મહાવીર પ્રભુની એક તરફ આદીશ્વર ભગવાન્ અને બીજી બાજુએ શ્રી શાન્તિનાથભગવાનની મૂર્તિઓ શોભે છે. ગેડી ગામના પુરાતન સ્થાનોમાં કેટલેક ઠેકાણે જુના લેખો પણ જેવામાં આવે છે.

ગેડી ગામમાં બઝારની વચ્ચે એક ઝાડ નીચે ત્રણ ફીટ ઉંચી પાકા પત્થરમાંથી કોતરી કાઢેલી ક્ષેત્રપાળની મૂર્તિ જોવામાં આવે છે. તેની સ્થાપના મકવાણા રાજપૂતોએ કરી છે. બે લીટીના એક લેખમાં સંવત્ ૧૨૬૮ની સાલ વાંચી શકાય છે.

## વરણું દેવ

વરણું દેવનું મંદિર પળાસવાથી ચારેક ગાઉ દૂર રણને કાંઠે આવેલું છે. કચ્છ સાથે કંપની સરકારનો સંબંધ જોડવામાં અગ્ર ભાગ ભજવનાર કપ્તાન મેકમર્डોનો દેહાંત અહીંજ થએલો હતો. અહીં એની કબર પણ જોવામાં આવે છે.

વરણું એ પરમાર રજપૂત હતો. ચારણોની ગાયો ધાડપાડુઓ વાળી જતા હતા, ત્યારે એ ગાયોની વ્હારે ધાવા આ રાજપૂત વીર પોતાના લગ્ન વખતે ચોરી ફેરા ફરતાંજ શસ્ત્ર સજ્જ થઇને ચાલી નીકળ્યો. લુટારાઓ સાથે લડતાં લડતાં એ શૂરો થઇને પડયો. ત્યાં એનું સ્થાનક તૈયાર કરવામાં આવ્યું છે. એનો ભાઈ અને એની બહેન પણ એજ સ્થળે જીવતે સમાધિસ્થ થયાં છે. તેમની કબરો પણ ત્યાંજ જોવામાં આવે છે. કચ્છ, કાઠિયાવાડ અને પાલણપુરના લોકો આ 'રણ-રક્ષક' દેવની

માનતાઓ માને છે. જ્યારે મેળા ભરાય છે ત્યારે વરણું દેવના શૌર્ય-રસનાં ભજનોની અજબ ધૂન જામી રહે છે.

## કાગેશ્વર મહાદેવ

વાગડના **સીકરા** ગામે શ્રી કાગેશ્વર મહાદેવનું પુરાણું સ્થળ આવેલું છે. ગેડી પતિ ધરણુ વાઘેલા દર સોમવારે અહીં દર્શન કરવા આવતો હતો. એક વાર મનમાં ચૂક રાખીને જામ ફૂલે તેને અહીં કતલ કર્યો હતો. કાગેશ્વરનું મંદિર હાલ ખંડેર જેવું બની ગયું છે.

## શ્રી વાસુપૂજ્યસ્વામીનું મંદિર

આ જૈન-મંદિર પણ **સીકરામાં** આવેલું છે. તેની સ્થાપના સંવત્ ૧૭૭૩ની સાલમાં થઈ હતી. સંવત્ ૧૮૪૨ની સાલમાં જ્યારે **માળીઆના** મિયાણાઓ ઘણો ઉપદ્રવ કરી રહ્યા હતા, ત્યારે શ્રી વાસુપૂજ્યસ્વામીની મૂર્તિ આધોઇ ગામે લઇ જવામાં આવી હતી. અહીં એક શિલાલેખ પણ જોવામાં આવે છે. અહીં પાળીઆઓની સંખ્યા પણ ઠીક છે. એક પાળીઆ ઉપર સંવત ૧૦૬૦ની સાલ જોવામાં આવે છે.

## ભુવનેશ્વર

કચ્છ-અંજાર તાલુકાના ભુવડ ગામે આવેલું આ મંદિર ૩૪ સ્તંભો અને ૪ સ્તંભીઓથી શોભી રહેલું જોવામાં આવે છે. સ્તંભો નીચેથી સમચોરસી, વચ્ચે અષ્ટકોણી, અને ઉપરના ભાગમાં ગોળાકૃતિ વાળા છે. આખું મંદિર મજબૂત પત્થરોનું બાંધેલું છે. સંવત ૧૩૪૬ની સાલનો એક લેખ પણ અહીં જોવામાં આવે છે.

ભદ્રાવતી નગરીના કનકસેન ચાવડાને અક્કડ નામનો પુત્ર હતો. આ અક્કડ ચાવડાનો કુંવર ભુવડ થયો. તેના નામ પરથી અહીં ભુવડ



જામ લાખા ફુલાણીના વખતનું કોટાય પાસેનું
સૂર્યમંદિર

ગામની સ્થાપના કરવામાં આવી છે. ભુવડરાજા કચ્છના મહાપ્રતાપી જામ લાખા ફુલાણીનો સમકાલિન હતો. લોકકથા કહે છે, કે ભુવડ ચાવડો અને લાખો ફુલાણી બંને એક વખત કાઠિયાવાડના ભડાણા ગામના રાજાની પુત્રીઓ પરણવા ગયા હતા. ત્યાં ચારણોને દાન આપવામાં ચડસા ચડસી થતાં બંને વચ્ચે યુદ્ધ થયું, અને તલ્વારો ઉછળવા લાગી. આ ઝપાઝપીમાં ભુવડ ચાવડો શરો થઈને લડયો, અને તેનું ધડ જ્યારે છેક ભુવડના પાદરે આવ્યું, ત્યારે જ શાન્ત થયુ, એમ કહેવાય છે. આજ પણ અહીં ભુવડ ચાવડાની દહેરી દૃષ્ટિગોચર થાય છે.

## કેરા કોટનું શિવાલય

કેરા કોટનું નામ આવતાંજ કચ્છના પરાક્રમી ભૂપાલ લાખા ફૂલાણીની યાદ તાજી થાય છે. એક સમયનું સંપૂર્ણ સોહામણું શિવાલય આજે જીર્ણ-શીર્ણ સ્થિતિમાં ખંડેર સમુ બની ગએલું છે. આ મંદિરની રચના અતિશય ઉચ્ચ પ્રકારની છે. મંડપનો ભાગ તો લગભગ પડી ભાંગ્યો છે. મંદિરના નાના મોટા શિખરોનું કોતર કામ એટલું સુંદર છે કે જોનારની આંખ તે પર અચૂક ઠરી જાય છે. કોઇ ભવ્ય યોગીરાજની અદાથી આ મંદિર હજારેક વર્ષથી અડગ ઉભું છે. કચ્છી શિલ્પીઓના કોતરકામે અહીં કમાલ કરી છે. કલાના ચાહકોએ આ સ્થાન એક વાર અવશ્ય નિહાળવા જેવું છે.

## ધીણોધર

ધીણોધરનો ડુંગર કચ્છના ઉત્તર તરફના પ્રદેશમાં આવેલ છે. તેના એક ઉંચા શિખર પર મહાત્મા ધોરમનાથજીનું એ નાનું મંદિર સં. ૧૮૭૭ની સાલમાં બ્રહ્મક્ષત્રીય શેઠ સુંદરજીએ બંધાવેલ છે. આ ડુંગર ઉપર ધોરમનાથજીએ બાર વર્ષ લગી ઉંધે માથે તપશ્ચર્યા કરેલી કહેવાય છે. "પટ્ટન સબ દટ્ટન"ના ભયંકર શાપથી

કચ્છ માંડવી પાસેની રિઆણુ પટ્ટણનો નાશ કરીને આ દારૂણ પાપના પ્રાયશ્ચિત્ત માટે ધોરમનાથજી ત્યાંથી સીધા નનામાં ડુંગર પર આવેલા. પરંતુ તે એમનો ભાર ઝાલી ન શકવાથી આખરે ધીણોધર પર આવીને ત્યાં તપશ્ચર્યા કરવા માંડી. ધીણોધર પર આજે પણ અખંડ ઘીનો દીવો બળે છે અને ગરીબો માટે દરરોજ દેગ ચડાવવામાં આવે છે. ધોરમનાથજીના સમયની સાચવી રાખેલી કેટલીક વસ્તુઓ આજે પણ ત્યાં બતાવવામાં આવે છે.

## ગુંતરી ગઢ

ભૂજની વાયવ્ય તરફ ૩૬ માઈલ દૂર પુરાતન ગુંતરી ગઢનાં ખંડેર જોવામાં આવે છે. અહીં મંદિરો અને મકાનોના ખંડેરો સિવાય કશું જોવામાં આવતું નથી. સાત સાંધ વાઘેલાઓની આ એક વખતની રાજધાની આજે તો ભસ્મીભૂત હાલતમાં દષ્ટિગોચર થાય છે. થોડા સમય પર આ ખંડેરોમાંથી ગધેસિંગ રાજાના વખતનાં ગધૈયાં પણ મળતાં હતાં.

## કક્કડ ભિટ્ટ

ભૂજની વાયવ્યે સત્તર માઇલ દૂર કક્કડ ભિટ્ટની ટેકરી આવેલ છે. જામ પુંઅરાને મારનાર બૌંતેર જખ ઘોડેસ્વારોની મૂર્તિઓ એ ટેકરી પર જોવામાં આવે છે. પુંઅરાના પદ્દર ગઢથી અર્ધોક ગાઉને અંતરે એ સ્થાન આવેલું છે. કહેવાય છે કે એ ટેકરી પરથી કક્કડ નામના યક્ષે બાણ મારીને જામ પુંઅરાનો નાશ કર્યો હતો. સંગાર જાતિના લોકો આ જખ દેવની પૂજા કરે છે. દર વરસે ભાદરવા મહીનામાં અહીં એક મોટો મેળો ભરાય છે અને એ એકજ વખતે કચ્છમાં પૂર બહારમાં જુગાર ખેલાય છે.

ઉપર મુજબ જે થોડાંક મહત્વનાં સ્થાનોની માત્ર આછી રૂપ રેખા આલેખવામાં આવી છે, એવા અનેક ઐતિહાસિક સ્થાનો કચ્છમાં અસ્તિત્વ ધરાવે છે. યોગ્ય પદ્ધતિએ જો તેનું સંશોધન કરવામાં આવે તો કાળના અંધકારમાં વિલીન થઇ ગએલા કચ્છના કેટલાએ ઇતિહાસ પર કંઈ અજબ જેવો પ્રકાશ પડી શકે.

: ૨૬ :

## કાળાં મેઢાં

ઘેટાના ટોળાંમાં એકાદ કાળું ઘેટું હોય, ત્યારે તે ઝટ તરી આવે છે, અને તેને ' કાળાં મેઢાં ' તરીકે ઓળખવામાં આવે છે. આવીજ રીતે દરેક ગામ, દરેક સમાજ અને દરેક સભા–સોસાયટિની અંદર પણ એવી કોઈ વ્યક્તિઓ હોય છે, કે જે પોતાના તોફાની ધંધાઓથી સાફ તરી આવે છે; અને તેને 'તોફાની બારકસ' અથવા ' કાળાં મેઢાં ' તરીકે લોકો ઓળખે છે. બધાઓની આંખોમાં ધૂળ નાખી, બધાઓની અક્કલો કરતાં વધી જઇ, પોતાનું ધાર્યું કરવાની કળા આવાં ' કાળાં મેઢાં 'માં વધુ હોય છે.

કચ્છ નિરૂદ્યમી દેશ, ખાતે પીતે બેકાર અને શિક્ષામાં, આખા હિંદુસ્તાનમાં લગભગ બધા દેશો કરતાં પછાત. આવા દેશમાં આવાં ' કાળાં મેઢાં 'ની બહુલતા હોય, તો તેમાં કંઈ આશ્ચર્ય જેવું નથી. નિરૂદ્યમી માણસમાં અનેક અપલક્ષણો અને વ્યસનો પણ

આવે છે, અને તેટલા જ માટે ગુજરાતીમાં કહેવત છે કે ' નવરો બેઠો નખ્ખોદ વાળે. '

ભૂજમાં જ્યારે ચતુર્માસ કર્યું, ત્યારે કચ્છના જુદા જુદા તાલુકાઓમાંથી ઘણા જૈનો આવતા. શા માટે ? સાધુને વંદન કરવા ? મંદિરોનાં દર્શન કરવા ? ના, કોર્ટોમાં કેસો ચલાવવા, ઝગડાઓમાં વકીલો રોકવા. દેશો તો ઘણા ફર્યો, પણ જૈનોનાં ટોળેટોળાં ' કોર્ટની યાત્રા 'એ આવતાં હોય, એવું તો અહિં જ જોયું. આવી જ રીતે અબડાસાની અને બીજા તાલુકાઓની કોર્ટોમાં પણ જૈનોનાં ટોળાં ઉભરાતાં દેખાયાં. કોઇ કોઇ સ્પષ્ટ વકતા ઓફીસરના મુખથી સાંભળ્યું કે " અમે તો તમારા વાણીઆનો આભાર માનીએ છીએ કે જેમના લીધે અમારા ' બાવા 'ની કોર્ટો ધીક્તી ચાલી રહી છે. " મને વિચાર થાય, કે આ લોકોનો એવો ધંધો શો હશે, કે જેથી આટલા બધા ઝગડા થતા હશે ? અને કોર્ટોમાં તેમને આવવું પડતું હશે ? લોકો કહે છે, અને કેટલાક લોકો છાપાઓમાં ટીકાઓ કરે છે, કે કચ્છમાં લાંચ રૂશ્વતનો બજાર બહુ તેજ છે. હું કહું છું કે એ લાંચ રૂશ્વત આપનારાઓ આપે છે શું જોઇને ? શા માટે આપે છે ? જ્યાં સચ્ચાઇ હોય, ત્યાં ભય હોતો નથી. નૈવેદ્ય ધરવાની વૃત્તિજ સાધારણ રીતે એમ બતાવી આપે છે, કે કંઇક દાળમાં કાળું જરૂર છે. આવા નિરૂદ્યમી દેશમાં મોટો ઉદ્યમ અને તો આ જ દેખાયો. પણ આમાં એક બીજી ખૂબી છે. મેં પહેલાં અનેક પ્રકરણમાં કહ્યું છે તેમ, કચ્છમાં એવા ખાસ ધંધાઓ ઓછા છે, કે જે ધંધાઓ દ્વારા તમામ પ્રજા, પોતાનો નિર્વાહ કરી શકે. એટલે જેમ જુદા જુદા વ્યાપારોમાં 'દલાલો' હોય છે, તેમ કચ્છના પ્રત્યેક ગામમાં કહેવાય છે, કે આવા ' ઝગડાના પણ દલાલો ' છે, કે જેમને કેટલાકો ' કાળાં મેઢાં 'ના નામે ઓળખાવે છે. એ ભાઇઓને, બે પક્ષોને આપસમાં લડાવીને વચમાંથી

ખૂબ દલાલી ખાવી, એ આવા મહાનુભાવોનું (!) કામ છે. આવા 'કજીયા દલાલો' ને કજીયા ન હોય તો દલાલી ન મળે, અને દલાલી ન મળે તો પોષણ કેમ થાય? એટલે તેમનું કામ સમાજના પ્રત્યેક ક્ષેત્રમાં જેમ બને તેમ ઝગડો ઉભો થાય એવો પ્રયત્ન કરવાનું હોય છે. એમની હોંશીયારી એ વિષયમાં એટલી બધી હોય છે, કે ગમે તેવો સંપીલો સમાજ પણ એક વખતે આપસમાં અથડાઇ પડયા વિના ન જ રહે. બસ, શિકાર પાકયો. 'ધણીને કહેશે ધા અને ચોરને કહેશે નાસ,' બસ, એ વિદ્યા વાપરીને સીધા વિદાય કરશે તાલુકાની કોર્ટમાં. પછી આ દલાલ વચ્ચમાં પડશે, અને એકને કંઇ કહેશે, બીજાને કંઇ કહેશે. એમ દલાલી કરી પોતાનો રોટલો કાઢી લેશે. મનમાં સમજશે 'રૂવે રૂ વાળો અને કૂટે પૂણીઓવાળો' મને તો મારૂં 'દાડિયું' પાકયું.'

હવે આવા કજીયા દલાલોની કપટકળામાં ફસાઇને અથવા પોતાની ઇચ્છાથી પણ, જેઓ કચ્છની કોર્ટોમાં પેસે છે, એની શી દશા થાય છે? એ જરા જુઓ. એક કચ્છી કવિ કહે છેઃ—

"લડી લડી લોકતણા થોક દરબાર માંય,
ફરિયાદ કરી પ્હેલાં હૈયે હરખાય છે,
તારીખ ઉપર પછી, તારીખો તો પડયા કરે,
ધક્કા ખાઇ મોચીને ધશક વૃદ્ધિ થાય છે.
જિંદગાની જાય પણ, નિવેડો તો ભાગ્યે થાય,
જે દી નહિ જાય, તે દી કોરટ ખીજાય છે.
માટે મારા ભાઇ, આવું જાણી જજો કોર્ટમાં,
પૂત લેવા જતાં સામે, ખસમ ખોવાય છે."

અસ્તુ. લગભગ કચ્છના પ્રત્યેક ગામમાં આવા દયાપાત્ર જીવો લોકોને લડાવી, સમાજમાં હોળી સળગાવી રહ્યા છે, એમ સંભળાય છે. કચ્છનાં લગભગ ઘણાં ગામોમાં મંદિરો માટે ઝગડા ચાલે છે.

મંદિરોમાં પૈસો છે, એટલે તેના વહિવટોના હક્કો સબંધી મતભેદો અને ઝગડાઓ ઉભા થાય છે. પણ બહુ બારિકાઇથી વિચારીએ તો આવા ઝગડાઓના મૂળમાં કેટલાક ' કજીયા દલાલો'જ પોતાનું કામ કરી રહ્યા હોય છે, અને તેના લીધે એ પવિત્ર ધર્મસ્થાનો કલેશનાં ઘર બની રહ્યાં છે. જખૌનો ઝગડો કોને આભારી છે? અત્યાર સુધી આ ઝગડો ચાલ્યો, હજારો રૂપિયા મંદિરના બરબાદ થયા; લવાદો નીમાયા, ફેંસલો અપાયો, નવા બંધારણ પ્રમાણે કમિટી થઇ, વહીવટ ચાલુ થયો, મંદિરની આશાતનાઓ દૂર થઇ. આ બધું થવા છતાં પણ હજુ કોર્ટના દરવાજા ન મૂકાય, તો એ કોને આભારી છે ? કચ્છી જૈનોના વિચારકોને હવે એ વસ્તુનું ખૂબ ખૂબ ભાન થયું છે, કે આવાં ' કાળાં મેઢાં ' અથવા ' કજીયા દલાલો ' આપણા સમાજનું સત્યાનાશ વાળી રહ્યા છે.

હમણાં જ થોડા વખત ઉપર ' કચ્છી દશા ઓશવાળ સમાજ ' નું એકનું એક કોમી પત્ર ' શ્રી કચ્છી દશા ઓશવાળ પ્રકાશ ' મારા હાથમાં આવ્યું. તેના એપ્રિલ ૧૯૪૧ ના અંકમાં એક ખબરપત્રીની જે નોંધ પ્રકટ થઇ છે, તે મારા ઉપલા અનુભવને ટેકો આપે છે. તે નોંધની થોડી પંક્તિઓ અહિં આપું:

" કચ્છમાં આપણી જાતિની કેવી હાલહવાલી અને ખાનાખરાબી થઇ રહી છે, તેનો ખ્યાલ આપતો બીજો પત્ર અમારા કચ્છના ખબરપત્રી તરફથી મળ્યો છે. તેમાં તે જણાવે છે, કે–ત્યાંની પરિસ્થિતિ દિનપ્રતિદિન વધુ ને વધુ વિષમ બનતી જાય છે. નાતમાં અનેક ' કજીયા દલાલો ' ફૂટી નીકળ્યા છે, અને નાતીલાઓને ફોસલાવી ધીકતો ધંધો ચલાવી રહ્યા છે. કેટલાક નાતીલાઓ કચ્છના ફોઝદારો, વહિવટદારો અને ન્યાયાધિશોની દલાલી કરે છે. આપણા વસવાટના દરેક ગામમાં રોજ બ રોજ કાંઇને કાંઇ દિલ કંપાવનારા તથા ધડક ધ્રૂજારી ઉત્પન્ન કરનારા બનાવો બની

રહ્યા છે. નળીયા, કોડારા, તેરા, જખૌ, વાડાપદ્ધર, રાણુપુર, સીધોડી, અરિખાણા વિગેરે ગામો અને ગામડાંઓમાં ભાઇ ભાઇને હેરાન કરવા અનેક કાવતરાં રચાયા જ કરે છે. કેટલીયે એવી બાબતો અને બનાવો રોજ બનતા જાય છે, જેમનો ઉલ્લેખ કરતાં શરમ આવે છે. એટલું જ નહિ પણ આથી નાતની આબરૂનું જે લીલામ થઇ રહ્યું છે, તેથી કમકમાં ઉપજે છે. કચ્છના જ્ઞાતિ બંધુઓની અજ્ઞાનતા, અભણતા તેમજ એકતાના અભાવનો લાભ લેવાઇ રહ્યો છે. જ્ઞાતિના અનેક નિરાધાર અને ગરીબ ભાઇ બહેનો ત્રાહિ ત્રાહિ થઇ રહ્યાં છે. જ્ઞાતિની આવી પરિસ્થિતિનો અભ્યાસ કરી, તેને સન્માર્ગે ચડાવવા મુંબઇના શિક્ષિત યુવાનોએ કમર કસવી જોઇએ, અને લૂંટાતા, કૂટાતા તેમજ પીડાતા નાતના ભાઇ બહેનોને રક્ષિત બનાવવાનો ધર્મ બજાવવો જોઇએ."

"આવા કેટલાયે ફંદામાં નાતીલાઓને ફસાવવામાં આવે છે. કેટલાક ભાઇઓ અને બહેનો ગુંડાગીરીનો ભોગ બને છે, તેનો પાર નથી. જ્ઞાતિદાઝ વાળા યુવાનો જાગશે ખરા કે?"

આવા "કજીયા દલાલો" કચ્છમાં કેવા છે, એનું એક ઉદાહરણ પ્રસિદ્ધ વિદ્વાન્ શ્રીયુત ડુંગરશી ધર્મશી સંપટે પોતાના 'કચ્છનું વેપાર તંત્ર' નામના પુસ્તકના પુષ્ટ ૨૦૭માં આપ્યું છે. તેમણે ખુલે ખુલ્લુ લખ્યું છે:—

"અહિં મુંદ્રા તાલુકાની એક બાઇ ભાણીનો કિસ્સો નોંધવા જેવો છે. એ બાઇએ ઉઘાડે છોગે 'કજીયા દલાલ'નો ધંધો સ્વીકાર્યો હતો. તેણે અમલદારોને લાંચો ખવડાવી પોતાના વશમાં લીધા હતા. પછી આબરૂદાર ગૃહસ્થો સામે ખોટા સાચ્ચા કેશો લાવી, ખૂબ પૈસો કમાવાના હુન્નરમાં એ બાઇ બહુ પંકાઇ છે. તેની કારકીર્દિ ઘણો

વખત ચાલી. બહુજ ફરિયાદને અંતે તેના અમર્યાદ લાગવગ ઉપર અંકુશ ઉપરી સત્તાવાળાઓએ મૂકયો હતો. ”

વિદ્વાન લેખક તેજ સ્થળે વધારેમાં લખે છેઃ—

“ વેપારીઓ પણ લાંચ આપવામાં ગુન્હેગાર જરૂર ગણી શકાય. એ બદીના એઓ પણ પોષક છે. જો વેપારીઓ મજબુત મન કરી લાંચ આપવાની મોહક લાલચમાં પડે નહિ, તો ન્યાયધિશોને ફરજીયાત નિષ્પક્ષપાત ન્યાય આપવોજ પડે. કાંડી વિભાગમા કેટલાક લાંચો આપી પરાયાને પાયમાલ કરવાની હલકી વૃત્તિ ધરાવવાની કચ્છમાં માન્યતા છે. પોતે પૈસો ખર્ચી પારકાનું અહિત કરવાની ઇર્ષાળુ વૃત્તિના દાખલા તે વિભાગમાં મળ્યાનું જણાવાય છે. ”

ન કેવળ કાંડીમાં જ બલ્કે અબડાસા અને લગભગ બધે આ બદી સંભળાય છે, અને આવા ‘ કજીયા દલાલો ’નાં દર્શન થાય છે, કે જેઓ સમાજમાં શાપ સમાન કામ કરી રહ્યા છે.

જે દેશની અથવા જે કોમની આ દશા હોય તેનો ઉદ્ધાર કે ઉન્નતિ કેમ થઇ શકે ? આવા લોકો ન કેવળ પોતાની સમાજ માટે જ આવાં કામો કરે છે, બલ્કે તેઓમાં એક પ્રકારનું એવું મિથ્યાભિમાન આવે છે, કે બસ, અમને પૂછનાર જ કોણ છે ? અમારી ‘ કળા ’ આગળ બધા ધૂળ ફાકે છે ! અને તેઓ પોતાને ‘ સબ કુચ્છ ’ સમજીને નિરર્થક રાજ્ય અને રાજ્યાધિકારીઓની પણ નિંદાઓ કરવામાં પાછી પાની કરતાં નથી. તેમનું પોતાનું જીવન તો જેઓ જાણતા હોય તે જ જાણે, પણ બાહ્ય દૃષ્ટિએ તેઓ પોતાને મોટા કાનૂનબાજ શેરિફ વિદ્વાન સમજીને જાણે કે અમે જ બધું જાણીએ છીએ, એવી રીતે પોતાની ‘ દોઢ અક્કલ ’ બતાવવા બહાર પડે છે.

આવા ' કજીયા દલાલો' ન કેવળ ભાઇઓ ભાઇઓમાં મંદિરોમાં અને સંઘના કાર્યોમાં ઝગડાઓ કરાવવાનું જ કામ કરે છે, બલ્કે તેઓનો બીજો ધંધો સારા સારા ખાનદાન શ્રીમંત ભાઇઓ બહેનોની, નિંદાઓ કરી, જગતમાં તેમને હલકાં પાડવાનો પણ છે. ' ઓટલા કલબો ' ગોઠવવી, ગામગપોડા મારવા, પવિત્રમાં પવિત્ર પુરૂષો માટે **न भूतो न भविष्यति** એવી કાલ્પનિક વાતો ઉભી કરવી, જુદેજુદા નનામા પત્રો લખવા, લોકોને ભડકાવવા, ડરાવવા, તેઓની પાસેથી પૈસા પડાવવા વિગેરે કામો તે મહાનુભાવોના ( ! ) હોય છે. બિચારા સીધાસાદા મનુષ્યોને, ખાનદાન કુટુંબિઓને કદી કોઇની પડપંચાતમાં ન પડતી એવી સુશીલા માતાઓ અને બહેનોને એવી રીતે ભડકાવે, કે જેથી તેઓ ડરી જાય અને તેને કોઈ પણ રીતે રાજી કરે. પણ એ રાજી તેટલી જ ઘડી. વળી પાછું તેનું તેજ. કેટલાંયે ગામોમાં આવી ત્રાસકથાઓ સાંભળવા મળી છે, બલ્કે ત્યાં સુધીનાં ઉદાહરણો જોવામાં છે, કે આવાઓના ત્રાસથી બિચારાં ભલાં માણસો પાયમાલ થયાં છે, અને તે ગામ છોડી ચાલ્યાં પણ ગયાં છે. કારણ કે ' નાગાઓ ' ની સામે મુકાબલો કોણ કરે ?

કોઇ પણ ગામમાં દાદાગીરી ચલાવનારા ગમે તેટલી દાદાગીરી ચલાવશે, ગમે તેટલો જુલ્મ વર્તાવશે, પરંતુ એની સામે કોઇ નહિ થાય. શક્તિ ધરાવનારા લાગવગવાળા આગેવાનો પણ ' પાંજે કુરો ' ? કહીને દૂર ઉભા રહેશે. કચ્છનો ' પાંજે કુરો ' ( આપણે શું ) પણ બહુ પ્રસિદ્ધ છે. કચ્છીઓની આ ખાસિયત છે. કવિ દુલેરાય કારાણીએ કચ્છીઓનાં ' પાંજે કુરો ' ઉપર કહ્યું છેઃ—

" પરદેસજો માડુ અચેતો ? અચણ દે, પાંજે કુરો ?
પણ દેશજો નાણું ખણેતો ? ખણુણ ડયો, પાંજે કુરો ?
" ઇનજ પાંજે કચ્છમાં ઝુંઝાર હૈ જોધા હુવા,
અજ હ અમર કીર્તિ વિંઝેતી, વિંઝણ ડયો, પાંજે કુરો ?

" કંગાલિયત દુઃખ ત્રાસને અજ્ઞાન જે અંધકારને,
અજ કચ્છડો ઉપરે જુડે તો ? જુડણ ડયો, પાંજે કુરો ? "

શ્રી શીવજી દેવશી મઢડાવાળા કહે છેઃ

' પાંજે કુરો ? ' ઈય ચોંધે ન વિચાર્યો રે
પાણુ પીંઢજી ફરજ વિસાર્યો રે—પાંજે.
ભાવર ભેનરૂ ડિઠો રે દુખીયા,
પિંઢજા સમજી ન કે'યો સુખીયા
બરંધી આગ ન ઠાર્યો રે—પાણુ.

કચ્છીઓ માટે કહેવાય છે કે આપસમાં લડવું હોય તો તૈયાર. કોર્ટમાં જવું હોય તો તૈયાર, પરંતુ ગામમાં કોઇ જુલ્મગારો ગમે તેટલો જુલ્મ કરતા હશે, બહેન, બેટીઓને સતાવતા હશે, બીજાઓને હેરાન કરતા હશે, ગમે તે રીતે ડરાવી, દબાવી પૈસા પડાવતા હશે, એને કોઇ કાંઇ નહિ કહે. દુઃખીઆઓની વારે નહિ ધાય. 'પાંજે કુરો'–આપણે શું? એમ કહીને દૂર બેઠે તમાશો જોશે. એક ગામમાં પોસ્ટમેન અને પોસ્ટ માસ્તર બન્ને મળી જઇ લોકોના કાગળો હડપ કરે. એમ કરીને બિચારા લોકો પાસેથી પૈસા પડાવે. મેં આગેવાનોને બોલાવી પૂછયું. જવાબ મળ્યો કે ' હા, અમે જાણીએ છીએ, પણ શું કરીએ ? ' બસ. કચ્છની આ દશા છે. જો કે પોસ્ટના અધિકારીઓને ખબર પડતાં યોગ્ય થયું જ, પણ લોકોની આ દશા છે. ' પાંજેકુરો ? '

આવા તોફાની નિંદક અને કજીયાપ્રિય લોકોને જ્યારે કોઇ હથીઆર મળે છે, ઉશ્કેરનાર મળે છે, મદદ કરનાર મળે છે, ડાકલાં વગાડનાર મળે છે, ત્યારે તો એમની મર્યાદા કેટલીયે વધી જાય છે. હું કહી ચૂકયો છું કે, કચ્છમાં લગભગ એક લાખ જૈનોની વસ્તી છે. મોટાં મોટાં અદ્ભૂત તીર્થો છે. ગામે ગામ સારાં મંદિરો છે. ભક્તિભાવ છે, શ્રદ્ધા છે,

છતાં ગુજરાત કાઠિયાવાડ કે બીજા દેશોથી સારા વિદ્વાન, ત્યાગી અને પ્રસિદ્ધ જૈન સાધુઓ શા માટે કચ્છમાં નથી આવતા ? ગુજરાતમાં સેંકડો સાધુઓ વિચરે છે. મારવાડ, મેવાડ, માળવા, યુ. પી., સી. પી., ને બેંગાળ સુધી પણ સાધુઓ જાય છે. જ્યારે ગુજરાત કાઠિયાવાડની ભાગોળમાંજ રહેલા કચ્છમાં આવા સાધુઓ નથી આવતા, અને આવે છે તો નથી રહેતા. એનું શું કારણ છે ? આજે લાખ જૈનોની વસ્તીવાળા શ્રીમંત ગણાતા દેશમાં દોઢ દઝનથી વધારે સાધુઓ નથી, અને જે છે તેમાંનો મોટો ભાગ 'દેશી' એટલે કચ્છના જ. સાધ્વીઓનો જે સમુદાય દેખાય છે, તે પણ મોટે ભાગે અંચળગચ્છનીજ, અને તે પણ કચ્છી જ. શું આ વિચારવા જેવો વિષય નથી ? આમ ગુજરાત કાઠિયાવાડથી કે બીજા દેશોથી સાધુ સાધ્વીઓના નહિ આવવાનાં જે કારણો મેં 'જૈનોનું ધાર્મિક જીવન 'વાળા પ્રકરણમાં બતાવ્યાં છે, તેમાં વધારામાં મને તો આ પણ ન્ક કારણ લાગે છે, કે ઘોર અજ્ઞાનતામાં રહેલી કચ્છી પ્રજામાંનાં આવાં ' કાળાં મેઢાં ' આવા સાધુઓનું કચ્છમાં વિચરવું પસંદ નથી કરતા. કારણ કે ' પરદેશી ' તરીકે ઓળખાતો સાધુ કોઇની પણ દાક્ષણ્યતા કે શરમ રાખ્યા વિના રોકડું સંભળાવે, નિડરતાપૂર્વક ઉપદેશ આપે અને પરિણામે દરેક ગામમાં છૂપાઇ રહેલા આવા ' કજીયા દલાલો ' જાહેર થયા વિના ન જ રહે. એ બધું એઓને કેમ ગમે ?

આવા કજીયા દલાલોની બીજી પણ એક ખાસિયત હોય છે. તેઓ ગમે તેવા સાધુઓને પણ પોતાને આધીન રાખવા ચાહે છે. જે સાધુ એમની ' હા એ હા ' કરે, એમની પ્રશંસાના પૂલ બાંધી સમાજમાં એમને અગ્રસ્થાન અપાવે અને એમના ધંધાને સીધી કે આડકતરી રીતે જરા પણ જાહેર ન કરે, તે સાધુના તે રાગી બન્યા રહેશે. જો એમાં જરા માત્ર પણ ખામી આવી, તો બસ. ખેલ ખલાસ. સાધુનો તે દુશ્મન બની એ સાધુની ઘોર નિંદાઓ શરૂ કરશે. અને ગમે તેવાં કાવતરાં રચીને પણ તેને ઉખેડી નાખવા પ્રયત્ન કરશે.

લગભગ વીશ બાવીશ વર્ષ ઉપર લાલા ગામમાં એક સાધુને, માત્ર એણે કંઈક આવો જ સાચ્ચો સ્પષ્ટ ધડાકો કરવાના કારણે, જેના માથે પાઘડી બેસી જતી હશે, એવા કોઇ 'કાળાં મેઢાં 'એ એ તપસ્વી સાધુને ઉપાશ્રયમાં મારી નંખાવ્યાનો કરૂણ કિસ્સો છાપાઓના પાને ચઢયો હતો. દ્વેષના અગ્નિથી બળી રહેલો માણસ શું ન કરે ?

કેટલાક મનુષ્યો એવા સ્વભાવના પણ જોવાય છે કે પોતાને જે ગૃહસ્થ સાથે ન બનતું હોય, તે ગૃહસ્થ જો સાધુ પાસે જરા વધુ જતો આવતો હશે, ને સાધુની જરા વધુ ભક્તિ કરતો હશે, તો તે સાધુનીજ નિંદા કરવા લાગી જશે. મંદિરાદિ ધર્મસ્થાનો અને સમાજોમાં પડેલા ઝગડા કોને આભારી છે ? અંગત વૈર વિરોધો સમાજમાં ને ધર્મસ્થાનોમાં લાવીને નાખવામાં આવે છે, અને બતાવાય છે એમ કે 'અમે આ બધું ધર્મના માટે કરીએ છીએ.' આ બધી એક જાતની 'કજીયા દલાલો'ની કળા છે. મંદિરમાં આખા વર્ષમાં એક દિવસ પણ પગ ન મૂકતો હોય, ચપટી ચોખાય ન ચઢાવતો હોય અને કજીયો કરવો હોય, ત્યારે જાણે પ્રભુ પ્રત્યેની ભક્તિ ઉભરાઈ ન જતી હોય, એમજ બતાવે.

કેટલાક મનુષ્યો બીજાની લાગવગનો લાભ લેવા પ્રયત્ન કરે, પણ કોઇ કારણસર તેમાં ન ફાવી શકે, તો તેથી પણ તેઓ દ્વેષી બની, નિંદા ને કજીયા કરવા તૈયાર થાય. અરે ભાઇ, કાલ તો તું ઇશ્વર જેવા સમજતો હતો; ને આજે શું થઇ ગયું ? સ્વાર્થમાં અંધ બનેલાઓની આ દશા છે. ખરી રીતે સંસારમાં ભિન્ન ભિન્ન ખાસિયતો ધરાવનારા જીવો હોય છે. જેમાં કેટલાકોનો સ્વભાવ જ હોય છે કે બીજાનું બુરૂં કરવું, બુરૂં કરવું ને બુરૂં જ કરવું. અનુભવથી સમજાયું છે, કે સંસારમાં પાંચ પ્રકારના મનુષ્યો હોય છે.

(૧) પોતાના સ્વાર્થનો ભોગ આપીને પણ બીજાનું ભલું કરનાર.

(૨) સ્વાર્થનો ભોગ આપ્યા સિવાય બીજાનું ભલું કરનાર.

(૩) પોતાનો સ્વાર્થ સાધવા સાથે બીજાનું ભલું કરનાર.

(૪) પોતાના સ્વાર્થ માટે બીજાનું બુરું કરનાર.

(૫) સ્વાર્થ હોય કે ન હોય, છતાં બીજાનું બુરું કરનાર.

આમ આ પાંચ ધંધાદારીઓ પોતપોતાનો ધંધો કરે છે. ખરી રીતે જેઓ બીજાઓનું બુરું કરવામાં જ બિચારા માની રહ્યા છે, તેઓ ખરેખર દયાપાત્ર છે. પરમાત્મા આવા 'કાળાં–મેઢાં'ને–'કજીયા દલાલો' ને સદ્બુદ્ધિ સુઝાડે, એજ અભિલાષા.



## : ૨૭ :

## ગામડાની ગોદમાં



કચ્છના બે વર્ષના ભ્રમણમાં આમ તો અનેક ગામડાઓનો અનુભવ થઇ ચૂક્યો હતો. અને ખરી રીતે કચ્છ દેશ જ ગામડાઓનું 'સંગ્રહસ્થાન' છે, એમ કહીએ તો ચાલે. ભૂજ, માંડવી, અંજાર અને મુદ્રા—એ ચાર કચ્છનાં મૂખ્ય શહેરો ગણાય છે. બાકીનો આખો દેશ ગામડાઓથી જ વસાયેલો છે. કોઇ કોઇ ગામડાં તો એવાં પણ જોયાં કે ચાર કે પાંચ મકાનોથી વધુ મકાન જ નહિ, ને વીસથી વધારે માણસોની વસ્તી પણ નહિ. નળીયાની પાસે એક ગામ છેઃ રાણપુર. અહિં આખા પાંચ ઘર, ને પાંચે વાણિયાનાં. એક પણ માણસ વાણિયા સિવાય બીજો ન મળે. આમ અનેક ગામડાઓનો અનુભવ થયેલો હોવા છતાં, લગભગ છ—સાત મહિના સુધી લાગટ એકજ 'ગામડાની ગોદમાં' રહેવાનું અને ગ્રામ્યજીવનનો અનુભવ કરવાનું સદ્ભાગ્ય સાંપડયું, તે ગામડાનું નામ છે મંજલરેલડીયા.

પંદરમા પ્રકરણની અંતમાં કહેવામાં આવ્યું છે તેમ, કચ્છના અતિપરિશ્રમથી લથડેલી તબીયતને આરામ આપવા ઉંચી ટેકરી ઉપર વસા-



બહેન રતનબહેન કોરશી.

ચેલા માત્ર ૩૦૦–૪૦૦ માણસની વસતીવાળા જે નાનકડા ગામને પસંદ કરવામાં આવ્યું હતું તે મંજલરેલડીયા.

તેજ સ્થળે કહેવામાં આવ્યું છે તેમ, આ નાનકડા ગામના રહેવાસી અને હાલ ઉજ્જૈન ' જૂના કોટન પ્રેસ 'ના માલીક રતન બહેનના કુટુંબે સંઘ પાસે ચોમાસાની ભક્તિનો લાભ લેવાનો આદેશ લઇ, વિનતિ કરાવી. ચોમાસું જ નહિં, બલ્કે વૈશાખથી કાર્તિક પૂર્ણિમા સુધી સાત મહિનાની જે ગામડામાં સ્થિરતા કરાવી, તે મંજલરેલડીયા.

કચ્છમાં ' મંજલ ' નામનાં અનેક ગામો છે. કચ્છની પહેલા નંબરની રોહા જાગીરના તાબાનું આ ગામ છે. ૫૦–૬૦ જૈનોનાં ઘર, થોડાંક ભાટીયા–લોહાણાનાં, થોડાંક રજપુતોનાં અને બાકી બધાં મુસલમાનોનાં.

આ ગામડું તે કેવું ? ન વૈદ્ય કે ડોકટર, ન બજાર કે ચોક. એક સ્થળે ઉભા રહીને સાદ પડે તો આખા ગામમાં સંભળાય. સાધારણ રીતે ગામથી બહાર જવું હોય તો, એક મોટો પહાડ ઉતરવો પડે. આખા ગામને પાણી માટેનું સાધન એક જ તળાવ. તમામ કોમની બાઇઓ પોતે પાણી ભરે. માથે બેઢું લઇને ધબકારા મારતી બાઇઓ આ પહાડ ઉપર ચડતી હોય, ત્યારે ગમે તેવા યુવાનીયાને શરમ આવે. સ્ત્રીઓનાં પણ કેટલાં ખડતલ શરીર ? એકવાર નહિ, બબ્બે કે ચાર–ચાર કે દસ દસ વખત ધમધમાટ કરતી પાણીનાં બેઢાં લઇ આવે.

ગુજરાતનાં ગામડાઓમાં અને અહિંના ગામડાઓમાં મહદ્ અંતર છે. ગુજરાતના ગામડાઓમાં ઘરે ઘરે નહિ તો કમમાં-કમ મહોલ્લે મહોલ્લે ઝાડો જરૂર હોય. કચ્છના ગામમાં તો શું ? ગામની ભાગોળમાં પણ ઝાડ જોવાનું ન મળે. જ્યાં જૂઓ ત્યાં ખેતરો કે મેદાનો. મુંબઇની ઉપાધિમાંથી આરામ લેવા માટે મંજલ આવેલો કોઈ યુવાન સાંજે ફરવા જવાની ઇચ્છા કરે તો બિચારો જાય

ક્યાં ? એ ત્રણ યુવકો મુંબઇથી આવેલા. સાંજે ફરવા નિકળે અને મને પણ સાથે લઇ જાય. જવું કયાં ? આખરે ટેકરી ઉપરથી નીચે ઉતરીને તળાવના કાંઠે એકજ ઝાડ, તેની પાસેના ઓટલા ઉપર જઇને બેસીએ. બગીચો ગણો કે ઠંડી સડક ગણો, ચોપાટી ગણો કે પાલવા ગણો. મંજલની આજ એક ચોપાટી. ગડગડાટ કરતાં ને ધૂળ ઉડાડતાં કાંતો ગાડાં નજરે પડે, ને કાંતો પોતાનાં અઢારે અંગોની વાંકાઇથી પ્રસિધ્ધિ પામેલાં ઉંટો નજરે પડે.

મુંબઇથી એક યુવાન આવેલો. કપડાંથી, માથાના વાળથી, બોલચાલથી, ચાલવાની ઢબથી મંજલવાસીઓ કરતાં જરૂર જુદો તરી આવે. આજના જમાના પ્રમાણે હાથે હજામત કરવાનો એમને અભ્યાસ હશે કે નહિ, એ તો એ જાણે. પણ તેમણે પોતાની એક વાત કરી. ગામના એકના એક અને આખા ગામના માનીતા એક હજામને એમણે બોલાવ્યો. દાઢી અને મૂછ સુંદર બનાવવાનો હુકમ કર્યો. હજામે કહ્યું: 'શેઠ, આખું માથું મૂડવું હોય તો હું સરસ રીતે મુંડી શકું. દાઢી-મૂછ બનાવતા આવડતી નથી. અને માથાના વાળ પણ કતરાવશો તો ગિરનારનાં પગથીયાં જેવાં પગથીયાં બનશે.' તાજો આવેલો મુંબઇગરો સજ્જડ થઇ ગયો. બોલ્યા, 'બીજો હજામ છે કે નહિ ?' 'શેઠ હું જીવતો છું ત્યાં સુધી મજાલ છે કે મંજલમાં બીજો કોઇ પગ મુકી શકે ?'

મંજલમાં ડૉકટર વૈદ્ય ન મળે. ચાર માઇલ કે તેથી વધારે દૂરથી ડૉકટરને બોલાવવો પડે. બનતાં સુધી માણસ મરવા પડે ત્યાં સુધી ડૉકટરને બોલાવવાની તકલીફ લોકો ઓછા જ લે. ડૉકટરો પણ ગામડાઓમાં એવા પેધા પડી ગયા છે કે કેટલાક તો દૂધનો કટોરો દેખી પેધી પડી ગયેલી જાણે બિલાડી જ. ગમે તેમ ખખડાવો પણ ખસેજ નહિ. અને ઇંજીકશનાના ભૂત વળગાડી મ્હોં માગ્યા પૈસા તફડાવે. કચ્છની ભોળી

પ્રજામાં બહારના અનેક ડૉક્ટરો પ્રારંભમાં 'પરોપકારના અવતાર' બની, ધીરે ધીરે 'લોભની મૂર્તિઓ' અને 'નિર્દયતાના યમદૂતો' જેવા બની બેઠા છે. ઈંજીકશન ભલે ચાર આનાનું યે ન હોય, પણ ત્રણ-ચાર પાંચ સાત-દસ રૂપિયા તફડાવતાં જરાયે વિચાર નહિ કરે. ધર્માદા દવાખાનાઓમાં સેવાભાવી તરીકે દાખલ થયેલા ડૉક્ટરો પણ ઇંજીકશનો અને એવી બીજી દવાઓના ખાસા વેપારો ખેલી રહ્યા છે. ધર્માદા દવાખાના ખોલનારા દવાખાનાં ખોલીને ડૉક્ટરના ભરોસે સમજો કે રામભરોસે સમજો-સોંપી વિદેશમાં રહે છે. પછી એ દવાખાનું દવાખાના તરીકે ચાલે કે ચાહે ગમે તે રીતે ચાલે. ઘણા દવાખાનાઓની અને ડૉક્ટરોની કરુણ કથાઓ સાંભળવામાં આવી છે. અસ્તુ.

સદ્‌ભાગ્યે કે કમભાગ્યે મંજલમાં કોઇ દવાખાનું જ નથી.

આ ગામની વસ્તી લગભગ ખેતી ઉપર જીવન ગુજારે છે. એક બે સાધારણ શ્રીમંતો સિવાય જેને 'સાચા શ્રીમન્તો' કહીએ, એવું અહિં કંઇ નથી. ખરું ગ્રામ્યજીવન જીવી જાણનારી અહિંની પ્રજા છે. સુખી ગણાતો ગૃહસ્થ પણ સવારમાં ઉઠી ખેતરમાં જશે, ઘાસ કાપશે, માથે ભારા ઉંચકીને ઘરે લાવશે. હળ ખેડશે. છાપરા જેવા સાધન સિવાય પણ એકાદ કોથળો કે ધાબળો બિછાવી ખેતરના ખુલ્લા મેદાનમાં બગલમાં લાકડી રાખી, ખેતરની ચોકી કરવા રાત્રે સુઇ રહેશે. નથી દરકાર તેને ટાઢની કે નથી દરકાર વરસાદની. બાઇઓ પણ, પછી તે બ્રાહ્મણ કે જૈન, રજપૂત કે મુસલમાન ગમે તે હશે, સવારના પહોરમાં વહેલી માથે છાશનું દોણું અને ઉપર બાજરીના રોટલાનું પોટલું, ખભે કોદાળી કે દાતરડું નાખીને ધમધમાટ કરતી ખેતરોમાં જશે, આખો દિવસ કામ કરશે, અને સાંજે ઘાસના ભારા કે ગવારની શીંગોનો ગાંસડો બાંધીને ઘરે આવશે.

ગામ નાનું છતાં-ગામડું છતાં સ્વચ્છતા તો સારી જ. બાઇઓ ઘરને વાળતાં ઘરથી દૂર પણુ સફાઇ કરી નાખે.

જૈનોના લગભગ ૫૦-૬૦ ઘર ઘણાય છે. લગભગ આખા અભડાસામાં કચ્છી દસા ઓસવાળ વણિકોની જ વસતી છે. જ્યારે આ મંજલ ગામમાં દસા અને વીસા બન્ને છે. બેકાર અને નિરુદ્યમી દેશમાં કુસંપ વધારે હોય, નિંદા-ચુગલીઓનો બજાર તેજ હોય, એ સ્વાભાવિક છે. ઘણી વખત આપણે કહીએ છીએ કે શહેરો કરતાં ગામડાઓમાં રાગદ્વેષની વૃત્તિઓ ઓછી હોય છે. ગામડાના લોકો-ભાઇઓ અને બહેનો બહુ ભોળાંભાળાં હોય છે. એમાં કંઇ ખોટું નથી. પણ શહેરાનો અને ગામડાઓનો આ તફાવત ત્યાં હોય છે કે જ્યાં, ગામડાઓ ઢોરઢાંખરોથી ભરપૂર હોય, ખેતીવાડી અને બીજા ગૃહઉદ્યોગો ધમધોકાર ચાલતા હોય છે. જ્યારે કચ્છના ગામડાં એટલે જ્યાં ખેતી સિવાય બીજું કંઇજ ન મળે. અને ખેતી પણ ઉપરા ઉપરી દુષ્કાળો પડવાના કારણે લગભગ નષ્ટપ્રાયઃ થઇ ગઇ છે. એમ કહીએ તો ચાલે. ઢોર-ઢાંખરનો પણ લગભગ અભાવ જ દેખાય છે. જેનાં ઘરમાં પચાસ-પચાસ અને સો-સો ભેંસો-ગાયોના ઝુંડના ઝુંડ રહેતાં હતાં, તેને ત્યાં આજે ભાગ્યે જ એકાદ ઢોર મળશે. આવી સાવ નિરુદ્યમી પ્રજામાં ઇર્ષ્યા દ્વેષ વિગેરે ન ફેલાય તો બીજુ શું થાય ? મંજલમાં ચોમાસાનું નક્કી થયું ત્યારે દસાઓ ચાહતા હતા કે વીસા પણ વિનંતિમાં સાથે ભળે તો સારું. પણ તે ન ભળ્યા તે નજ ભળ્યા. ખર્ચ તો કોઇને કરવાનું ન હતું, છતાં દસાથી વીસા જુદા જ રહ્યા. ગામમાં એક મંદિર છે, ઉપાશ્રય છે અને સાધારણ રીતે બહુ શ્રીમન્ત નહિ તોપણ થોડાંક ઘર સુખી કહી શકાય. મંદિરનો વહિવટ દસા કરે છે. ખાસ કરીને અહિંના નગરશેઠ. મંદિરમાં કહેવાય છે કે લાખની મુડી છે, પરન્તુ મુંબઇની મુડી મુંબઇની તીજોરીમાં ને મંજલની મુડી મંજલની તીજોરીમાં. એના ઉપર ખંભાતી તાળાં છે. દસામાં પણ અંદરૂણી મતભેદ હોવાના કારણે તેનો ઉપયોગ

કંઇ થતો નથી. મંદિરમાં ગમે તેવી આશાતના થતી હોય, પણ મુડી કામમાં ન જ આવે. મહાજન ભેગું થાય તો વધારેમાં વધારે ત્રણ કે ચારથી વધારે ન જ હોય, છતાં એમાં યે મેળ મળે નહિ. હું તો ઘણીવાર કહેતો કે તમારા કરતાં અહિં બાઇઓનો સંઘ સારો છે, કે જ્યારે ને ત્યારે પાંચ-પચ્ચીસ બાઇઓ ભેગી થાય જ. અને કંઇ ખર્ચનું કામ આવી પડે તો સારી રકમ ભેગી પણ કરી શકે. મંજલમાં જ નહિ, કચ્છનાં ઘણાં ગામોમાં લગભગ આ દશા છે. પૈસો હોવા છતાં આપસના મતભેદથી મંદિર અને ઉપાશ્રય નધણીયાતાં ખાતાં તરીકે જ વેડફાય છે.

ખેતીકાર વર્ગ એટલે શિક્ષણમાં પછાત હોય, એ દેખીતું છે. જૈનોમાં બે-ત્રણ બાઇઓ એવી જરુર હતી, કે જે વ્યાખ્યાનના કોઇ વિષયને સમજી શકે. પુરુષોમાં પણ બે એક સારા જાણકાર કહી શકાય. ગૃહસ્થોને ફુરસદ નહિ હોવા છતાં, અને ખેતીવાડીના કામમાં રોકાયેલા હોવા છતાં, ચોમાસું કર્યું એટલે નિયમિત વ્યાખ્યાન તો કરવું જ જોઇએ. આ વસ્તુ લગભગ દરેક સ્થળે પ્રચલિત છે કે ગૃહસ્થોને આવવું હોય તો આવે, પણ જો સાધુ બે ચાર દિવસ પણ વ્યાખ્યાન ન કરે તો બાઇઓ-ભાઈઓમાં ટીકા શરૂ થાય: 'મહારાજ ચોમાસુ રહ્યા છે. અને વ્યાખ્યાનેય કરતા નથી.' જે સાધુ સાર્વજનિક રીતે વ્યાખ્યાનો આપે છે તેઓને વાણિયાઓની આ ટીકાને ભોગ થવું પડતું નથી. કારણ કે વાણિયા ન આવે, તો પણ બીજો વર્ગ આવે જ આવે.

મંજલમાં નિયમિત વ્યાખ્યાન થતું. પણ પહેલાં કહ્યું છે તેમ, નાનકડું ગામ અને સૌને ખેતીનો ધંધો એટલે કોઇ કોઇવાર તો વ્યાખ્યાનમાં એવી મજા આવે કે ભાગ્યે જ પાંચ શ્રોતા સામે બેઠા હોય. આવા સમયે મને કરાચીનાં વ્યાખ્યાનો યાદ આવતાં. ત્રણ કે ચાર હજાર માણસ વ્યાખ્યાનમાં હોય, ત્યાં સુધી મને કંઇ ન લાગે. પણ ચાર-પાંચ હજાર માણસ

વ્યાખ્યાનમાં થયું હોય, ત્યારે મને એમ થતું કે આજે માણસ ઠીક છે. એ કુશાચીનો વખત હતો. જ્યારે મંજલના વ્યાખ્યાનમાં ગણ્યા–ગાંઠયાં પાંચ–સાત માણસ રોજ આવે. પણ નારાયણપુર કે રાયધણજર (મંજલ પાસેનાં બે ગામ) થી થોડાક ભાઈઓ વ્યાખ્યાનમાં આવી જતાં જ્યારે પંદર–વીસની સંખ્યા થઈ જતી, ત્યારે હું સમજતો કે આજે મારા વ્યાખ્યાનમાં માણસ ખૂબ આવ્યું.

વ્યાખ્યાનો માટે મને સાંભળનારાઓને ખબર છે કે બરાબર મુકરર કરેલા વખતે મારે વ્યાખ્યાન પીઠ ઉપર હાજર થઈ જવું જ જોઈએ અને બરાબર સાઠ મિનિટે વ્યાખ્યાન પૂરૂં કરવું જોઈએ. લોકો આવે કે ન આવે, મારે તો વખતસર શરૂ કરવું જ જોઈએ. પરન્તુ મંજલમાં એવું કેમ બની શકે? પાંચ–સાત માણસો વ્યાખ્યાનમાં આવે, તે પણ ધીરે ધીરે. વ્યાખ્યાનના સમયથી લગભગ અરધો કલાક પહેલાં ઉપાશ્રયનો નોકર ઘંટ વગાડવો શરૂ કરે. એકવાર વાગ્યો, બીજીવાર, ત્રીજીવાર એમ ઘંટ વાગે. જેમ જેમ ઘંટ વાગતો જાય તેમ તેમ મારા શ્રોતાઓ આવતા જાય. સમય થતાં થતાં ત્રણ ચાર પુરૂષો આવી જાય. એટલે મારૂં વ્યાખ્યાન શરૂ થાય. બેશક, લગભગ બધે સ્થળે બને છે તેમ, અહિં પણ ગામના પ્રમાણમાં સ્ત્રીઓની સંખ્યા સારી થાય. આવે પણ પહેલેથી.

પહેલાં એક પ્રકરણમાં કહેવામાં આવ્યું છે તેમ, જ્યાં આખા કચ્છમાં શિક્ષાનો પ્રચાર બહુજ ઓછો છે, ત્યાં આવા ગામડાઓનું કહેવું જ શું? આખા મંજલમાં એકજ મહાનુભાવ હતા, અને તે પણ રજપૂત જાતિના કે જેઓ મેટ્રીક પાસ હતા. બને ત્યાં સુધી કોઈનો તાર આવે નહિ, અને આવે તો આ એકજ ભાઈ વાંચે.

આ ભાઈ બહાર ગામ ગયા હોય ને ભાગ્યયોગે કોઈનો તાર આવી જાય તો તે તાર વંચાવવા માટે ઘરે ઘરે ફરે, એમાં સીધુ બેસી ગયું તો ઠીક, નહિં

તો ' કાકા અજમેર ગયા છે. ' ના બદલે ' કાકા આજ મરી ગયા છે ' એવી વિવાહની વરસીયે થઇ જાય.

કેટલાક ભાઇઓના પરિશ્રમથી અહિં એક સાર્વજનિક **શાળા** ચાલે છે. જેમાં છોકરા છોકરીઓને પ્રાથમિક જ્ઞાન આપવામાં આવે છે, પણ પહેલાં મેં કહ્યું છે તેમ, છાશ વારે ને છાશ વારે ગામમાં કજીઆ થાય. અને આ શાળા બંધ પડે. એક વખત મારા પ્રમુખ-પણા નીચે મુંબઇથી આવેલા ભાઇ જીવરાજ લાલચંદના સતત પ્રયત્નથી આ સાર્વજનિક શાળાનો પુનર્જન્મ થયો. થયો તો થયો પણ મને અને ભાઇ જીવરાજને લાગ્યું કે આ શાળા કાયમને માટે સ્થાયી થઇ જાય તો સારું. મેં ઉપદેશ આપ્યો. ભાઈ જીવરાજે વચન આપ્યું કે અમે મુંબઇથી આ શાળાનું ખર્ચ નભાવશું. સ્થાનિક રહેવાવાળા તેની સંભાળ રાખે. મેં પાંચ માણસની કમિટી કરવાનું સૂચન કર્યું. બસ, ચાલી હુંસાતુંસી, પેલો પેલાનો દોષ કાઢવા લાગ્યો અને પેલો પેલાનો. ખૂબ ધમાધમ થઇ, આખરે બોલાચાલીથી કડવા થએલા મ્હોઢામાં પ્રભાવનામાં મળેલાં પતાસાં મૂકી, મ્હોં મીઠું કરી સૌ ચાલતા થયા.

આ ગામમાં બે બાબતો વિશેષ ધ્યાન ખેંચનારી જોવામાં આવી. **ચોરનો** અને **ચિત્તાનો** ઉપદ્રવ. ભાગ્યેજ કોઇ રાત ખાલી જતી હશે કે ગામમાં ચિત્તો નહિ આવતો હોય. ગામના લોકો પણ એવા ટેવાઇ ગયેલા કે ચિત્તો આવે કે ચિત્તાનો બાપ આવે તોયે શું ? બારણાં બંધ કરીને પડયા રહે. લોકોના ઘરોના કમ્પાઉન્ડમાં ચિત્તો ખાસી રીતે ફરે. અને એકાદ કૂતરું લઇને ચાલતો થાય. કૂતરાં રડે કે ભસે, ત્યારે સમજવું કે ચિત્તાભાઇની સવારી પધારી છે. ગામથી થોડે દૂર પહાડો છે. કહેવાય છે કે ત્યાંથી ચિત્તો આવે છે.

બીજો ઉપદ્રવ ચોરનો. ગામ નાનકડું હોવા છતાં, અઠવાડિયે કે પંદર દિવસે એકાદ ચોરી જરૂર થાય. ઘાસ, અનાજ વિગેરે ઉપાડી

જાય. જ્યાંથી ચોરી કરવી હોય, તેના પાછલા ભાગમાં ખાસી રીતે ગાડાં ઉભાં રાખે અને ચોરીમાં લીધેલું ઘાસ કે પાંચ, પચ્ચીસ, પચાસ, સોમણ અનાજ ગાડામાં ભરીને ચાલતા થાય. ખૂબી તો એ છે કે ગામના લોકો જાણે છે, કે કોણ ચોરી કરે છે? પણ એ ચોરી કરનારા બીજી હદના હોવાથી અને રૈહા જાગીર, એટલે જૂના જમાનાનું રગશીયું ગાડું. એટલે બનતાં સુધી ચોરીની ફરીયાદ કરવા જાય જ નહિ, કદાચ જાય તો ચોરીનો તો પત્તો ન મળે યે ન મળે. પણ ઉપર "ખાતર પાછળ દીવેલ બાળી બાળીને" ફરીયાદીનો ખજાનો યે ખાલી થાય. લોકો કહે છે કે–ચોરી કરનારા દિવસે અમારે ત્યાં આવે છે. બેસે છે, ચલમો ફૂંકે છે, ગપ્પા મારે છે, અને વખતે કહી પણ જાય છે કે–'ફલાણા ઘરવાળાને કહી દેશો કે જરા સાવધાનીમાં રહે.' અને ખરેખર થોડા દિવસોમાં તો તે મકાનનાં છાપરાનાં નળીયાં ખોલાયેલાં પડયાં જ હોય.

ચોરીઓના આ ઉપદ્રવમાં આપસની ઇર્ષ્યાઓ અને દ્વેષ પણ કારણભૂત છે, એમ કહેવાય છે. ગરીબ બિચારા ગામડીયા પોતાનું પણ હિત નથી સમજી શકતા.

મંજલની સાત મહિનાની સ્થિરતા કેવળ શરીર માટે થઇ હતી. એમ કહેવાની હવે ફરી જરૂર નથી. થોડી વસતી, અશિક્ષિત પ્રજા, ન કોઇ ચર્ચા કે વાદ, ખૂબ આરામ મળે. પણ મારા જેવાને એકલો આરામ, એકલી શાન્તિ એ પણ કદાચ રોગને નોતરવાનું કારણ બને, સુનસાન કેમ બેસી રહેવાય? એક કલાક વ્યાખ્યાનમાં જતો એટલે આ નિવૃત્તિના સમયમાં '**મારી કચ્છ યાત્રા**' લખવાનું કામ કર્યું.

હા, ચતુર્માસમાંની એક પ્રવૃત્તિ આ નાનકડા ગામડામાં પણ એવી બની કે જે દરવર્ષની માફક સ્મરણીય રહી ગઇ છે, અને તે છે. સ્વ. ગુરુદેવ વિજયધર્મસૂરિમહારાજની



રોહા જાગીરના ઠાકોર શ્રી. હમીરસિંહજી સાહેબના પ્રમુખપણા નીચે મંજલરેલડીયામાં, શ્રી. વિજયધર્મસૂરિ મહારાજની ૧૯ મી જયન્તી ઉજવી, તે પ્રસંગનું દૃશ્ય.

૧૯ મી જયન્તીનો કાર્યક્રમ. ત્રણસો–ચારસો માણસની વસતીવાળા આ નાનકડા ગામડામાં જયન્તીનો કાર્યક્રમ શું રાખવો ? કોણ સાંભળશે ? અને કોણ એનો લાભ ઉઠાવશે ? પણ ઘણી વખત અનુભવો થયા છે તેમ, અહિં પણ એક ચમત્કારિક જયન્તી ઉજવાઈ ગઇ.

અહિંની વતની શેઠ **લા**લચંદભાઇના બે પુત્રો મુંબઈથી આવેલા: ભાઇ જીવરાજ અને ભાઇ લખમીચંદ. ખૂબ ઉત્સાહી, ખડતલ શરીરના, અથક પરિશ્રમ કરનારા અને આજકાલની પધ્ધતિ પ્રમાણે સભાઓ અને જલસાઓના ખૂબ અનુભવી. મંજલની સામેજ દેખાતા **ના**રાયણપુરના આગેવાનો શેઠ **લા**લજીભાઇ ઠકારશી, **મી**ઠુ પટેલ, ત્યાંની સ્કૂલના માસ્તર ઉપરાન્ત, રંગૂનથી તાજાજ આવેલા, અને રંગૂનની 'જીવદયા મંડળી'ના એક કાર્યકર્તા ભાઇ **લી**લાધર, તેમજ તેમના એક મિત્ર **ચી**યાસરવાળા શેઠ **પૂ**નશીભાઇ. આ બધા ભાઇઓનો સાથ એવો સુંદર મળ્યો કે ન કલ્પી શકાય એવા સારામાં સારા સમારોહ પૂર્વકનો ત્રણ દિવસનો કાર્યક્રમ ઉજવાયો. નિમન્ત્રણ પત્રિકાઓ નહિં છપાવવા છતાં, કચ્છનાં અનેક ગામોમાંથી ૧૮૦૦ થી ૨૦૦૦ મહેમાનો આ નાનકડા ગામમાં ઉતરી આવ્યા. ત્રણે દિવસે ખૂબ ધૂમધામ રહી. મંજલ, નારાયણપુર, વરાડીયા, રાયધણજર **ચી**યાસર, અને ડુમરા તથા કોટડી બાળાશ્રમના છોકરાઓના ખેલો, વ્યાયામના પ્રયોગો, સંવાદો અને કન્યાશાળાઓની કન્યાઓના પણ ગરબા, સંવાદો વિગેરેનો કાર્યક્રમ ત્રણે દિવસ ભરચક રહ્યો. જૂદા જૂદા વકતાઓનાં અનેક ભાષણો થયાં. વરઘોડા અને પૂજા–પાઠો થયા. રતન બહેને ત્રણ દિવસ સુધી બબ્બે હજાર મહેમાનોને જમાડવાની પોતાના તરફથી જે વ્યવસ્થા કરી હતી, અને જે ઉદારતા બતાવી હતી એ ખરેખર એમની સાચી ભક્તિને આભારી હતું. જયન્તી પ્રસંગે, જ શા માટે ? આખા ચોમાસામાં જેટલા મેમાનો વંદનાર્થે આવ્યા, તે

બન્ધુઓનું આતિથ્ય તેમના તરફથી ઉત્તમ રીતે થયું. જયન્તીનાં કાર્ય-ક્રમમાં રોહા જાગીરના જાગીરદાર નામદાર ઠાકોર સાહેબ શ્રી હમ્મીરસિંહજી સાહેબ બહાદુરે પોતાના યુવરાજશ્રી અને પોતાના અધિકારીઓ સાથે પધારીને તેમ જ સભાનું પ્રમુખસ્થાન લઇને જે શોભા વધારી હતી, એ પણ ન ભૂલાય તેવી હતી.

મંજલ, સાધનહીન નાનું ગામડું હોવા છતાં, નારાયણપુર અને રાયધણજરના મહાનુભાવોએ, તેમજ ઠેઠ માંડવીના પટેલ વીકમશીભાઇ અને યુવક મંડળે પોતપોતાનો મંડપ રચનાને યોગ્ય સામાન મોકલી સહકાર આપ્યો હતો, અને ભાઈ જીવરાજ તથા ભાઇ લક્ષ્મીચંદના પ્રયત્નથી અદ્‌ભૂત મંડપ રચના બની હતી. આમ અણધારેલું જયન્તીનું કાર્ય ઉત્સાહ અને સફળતાપૂર્વક પાર પડયું હતું.

તબીયત સુધારાની દૃષ્ટિએ પણ અહિંનું ચોમાસુ ફાયદાકારક નિવડયું હતું. મતલબ કે કચ્છખાતે ૪૫ રતલ વજનનું જે લેણું મારૂં નિકળતું હતું, તેમાંથી ૨૪ રતલ વજન મંજલે જમા કરાવી, કચ્છનો એટલો બોજો ઓછો કર્યો હતો.



: ૨૮ :

## કાઠિયાવાડને કાંઠે



સિંધ છોડતાં વિચાર કરેલો કે કચ્છમાં નહિં રોકાતાં, સીધા કાઠિયાવાડમાં પાલીતાણા પહોંચશું. પણ માનવીનું ધાર્યું થતું હત તો આજે દુનિયાની આ દશા ન હત ! કચ્છનું અંજળ કેમ ટાળી શકાય ? પૂરાં બે વર્ષ કચ્છમાં ગાળ્યાં. ઘણું જોયું, ઘણું અનુભવ્યું, હવે કચ્છથી છેલ્લી વિદાય લેવાનો નિશ્ચય કર્યો.

મહાપવિત્રતીર્થ સિદ્ધાચળને ભેટયાને છવ્વીસ વર્ષનાં વ્હાણાં વ્હાયાં હતાં. વચમાં વિઘ્ન ન આવે, અને સિદ્ધગિરિની યાત્રા થાય તો અહોભાગ્ય, એવી ભાવના હતી. ચતુર્માસમાં ગુરુભક્તિનો અને સ્વધર્મીઓની સેવાનો અપૂર્વ લાભ લઈ કૃતકૃત્ય બનેલાં રતન બહેનનો ભાવ વધ્યો. પાલીતાણા સુધી પગે ચાલતાં યાત્રા કરવાની તેમની ભાવના થઇ. તેમણે પોતાના જ ખર્ચે કુટુંબી અને સ્નેહીઓનો એક સંઘ સાથે લીધો, અને અમે કાર્તિક વદિ ત્રીજને શુક્રવારે પાલીતાણા માટે પ્રસ્થાન કર્યું.

મંજલથી પાલીતાણા જવું, એ કંઇ રહેલું ન્હોતું. સેંકડો માઇલની લાંબી મુસાફરી હતી. સાધુઓને તો ઠીક, પણ ગૃહસ્થોને પણ પગે ચાલવાનું હતું. કડકડતી ટાઢના દિવસો છાતી સામે આવીને ઉભા હતા. કચ્છનો નિર્જળ પહાડી રસ્તો કાપવાનો હતો. અત્યાર સુધીની કચ્છની મુસાફરીમાં ઘણો ભાગ અમે વિચરી ચૂકયા હતા. જે પ્રાંતમાં ન્હોતું જવાયું, તે રસ્તો લેવો, એવો નિશ્ચય કર્યો. રસ્તાની વિકટતાઓ અને માર્ગની લંબાઇની પરવા કર્યા વિના એજ અણુખેડયા ક્ષેત્રોમાં થઇને અમારા સંઘે આગે કૂચ કરી. સાત બહેનો અને પંદર-વીસ પુરુષોના આ સંઘને મંજલની થોડી, પરંતુ ભક્તિવાળી પ્રજાએ ભાવભીની વિદાય આપી. તાર-ટપાલનાં સાધનો નહિં હોવા છતાં, કોણ જાણે શાથી, જે માર્ગે થઇને અમારે જવાનું હતું. એ આખાય માર્ગનાં ગામોના જૈન અને જૈનેતરોમાં અમારા વિહારની વાતો ફેલાઇ ગઇ. એક ગામમાં પહોંચ્યાયે ન હોઇએ, ત્યાં તો આસપાસના કેટલાયે ગામોના લોકો આવીને બેઠા હોય-વ્યાખ્યાનો સાંભળવાને અને પોતાના ગામમાં લઇ જવાની વિનતિ કરવાને. કોને હા પાડવી અને કોને ના પાડવી ? કયાં જવું અને કયાં ન જવું ? અને એમ જવા લાગીએ તો કચ્છનો કિનારો છોડવાને મહિનાઓ નિકળી જાય. કદાચ એ ચોમાસા ઉપરાન્ત ત્રીજું પણ થઇ જાય. કહેવાય છે કે આજે લોકોમાંથા ધાર્મિક ભાવના બહુ ઓછી થઇ ગઇ છે. શ્રધ્ધાઓ કમી થઇ છે. થઇ હશે, પણ એનું બીજ તો નષ્ટ નથી થયું. ગામમાં એક બે દિવસ રહીને આગળ વધતાં અથવા ગમે તે કારણે પણ બીજા બીજા ગામવાળાઓની વિનતિઓને પાછી ઠેલતાં, તે તે ગામવાળાઓની આંખોમાંથા જ્યારે આંસુ ઝરતાં જોઇએ છીએ, ત્યારે આપણને ખાત્રી થાય છે કે ભારતની સંસ્કૃતિનો, ભારતની શ્રદ્ધાનો-ભારતીયોની ભક્તિનો સર્વથા નાશ તો નથી જ થયો. ગમે તેમ સમજાવતાં-પતાવતાં અને રાજી કરતાં અમે અમારો વિહાર આગળ લંબાવ્યો.

મંજલથી વિહાર કરતાં અમારી ગણત્રી હતી, કે ગમે તેમ કરીને અમે પાલીતાણા એકથી સવા મહિનાની અંદર પહોંચીશું. પણ ૭ મી નવેમ્બરે નિકળેલા અમે ૯ મી જાન્યુઆરીએ એટલે બરાબર બે મહિના ને બે દિવસે પાલીતાણા પહોંચ્યા.

મંજલથી કચ્છનો કિનારો છોડવા સુધીમાં જે જે ગામોમાં થઇને અમે પસાર થયા, તે ગામો આ છે—

કોટડી, ભોજાય, ઉણનોઠ, નાના રતડીયા, શેરડી, વાંઢ, નાના આસંબીયા, પૂનડી, તુંબડી, બેરાજા, પત્રી, છસરા, ભદ્રેશ્વર, વલાડીયા, દેવળીયા, અંજાર, વરસામેડી, ચીરઇ, ભચાઉ, વેંધ. સામખીયારી, લાકડીયા, કટારીયા, ચિત્રોડ, ગાગોદર, કાનમેર, ગોલિચોકી ને કિરમાર બેટ.

અમારા વિહારમાં આવેલાં ઉપરનાં ગામોમાં કચ્છના જૈનોમાં ધાર્મિક ભાવના તરીકે અને ઉદારતામાં વખણાતા કેટલાક ગૃહસ્થોનો પણ પરિચય થયો. દાખલા તરીકે, કોટડીના દેવરાજ શેઠ, ભોજાયના દામજીભાઇ, રતડીયાના ડાહ્યાભાઇ, તુંબડીના શામજી પટેલ, પુનડીના પ્રેમજીશેઠ વિગેરે.

અંજારથી આગળનો પ્રદેશ, એ કચ્છના વાગડ તરીકે ઓળખાય છે. વાગડની વાત કરું તે પહેલાં, એક બીજી વાત કહું. 'કચ્છનાં કાળા મેઢાં' નામના છવ્વીસમાં પ્રકરણમાં કચ્છની એક પ્રખ્યાત સ્ત્રીનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે છે ભાણીબાઇ, જેણે પોતાની ગુંડાગીરીથી પોતાના ગામને જ નહિ, બલ્કે આખા કચ્છને હચમચાવી મૂકયો હતો, ભલભલા ઓફીસરોને ચકડોળે ચઢાવ્યા હતા, આખા ગામને ત્રાહિ ત્રાહિ પોકરાવ્યું હતું. સારા સારા લોકોને ગામ છોડાવ્યું હતું. અને છેવટે કચ્છનરેશને તેના માટે સખ્તમાં સખ્ત પગલાં લેવા પડયાં હતાં એ 'ભાણીબા'નું વતન જોવાનો પ્રસંગ મળ્યો. બેરાજા આવતાં મારા મોઢેથી શબ્દો

સરી પડયાઃ વાહ રે! ભાણી, 'તું તે બેરાજાની ભાણી કે તાજ વિનાની રાણી?' ભાણીનું ગામ તે આજ બેરાજા. આજ પણ બેરાજાનો બાળક પણ ભાણીના નામ પાછળ નાક સંકોચી રહ્યો છે.

બેરાજાથી અમે પત્રી જતા હતા, અમે સાંભળેલું કે પત્રીમાં લગભગ તમામ સ્થાનકવાસીનાં ઘર છે. થોડુંક આગળ ચાલ્યા, ત્યાં તો ખાખી યુનીફોર્મમાં સજ્જ થયેલાં એક પછી એક યુવકો નજરે પડવા લાગ્યા. અમે સમજ્યા કે કોઇ મીલીટરી કે પોલીસના માણસો કયાંય જતા હશે. પણ અમને જોઇને એક પછી એક બધા ઉભા રહેવા લાગ્યા. ઉપયોગપૂર્વક મોઢે કપડું રાખી હાથ જોડી વંદન કરવા લાગ્યા. ત્યારે હું સમજ્યો કે આ શ્રાવકો લાગે છે? 'કયાંથી આવો છો ભાઇ?' એમણે જવાબ આપ્યોઃ 'પત્રીથી.' પત્રી તો અહિંથી ઓછામાં ઓછું ચાર માઇલ દૂર હતું. એક પછી એક યુવકોના અને પુરૂષોનાં જ નહિ, બાઇઓનાં પણ ટોળાં દેખાવા લાગ્યાં. અને દૂર દુરથી ગહૂંળીના ગીતો સંભળાવા લાગ્યાં. અમારા જેવા 'મંદિરમાર્ગી' તરીકે ઓળખાતા સાધુની સામે ચાર–ચાર માઇલ સુધી રહામે આવનારા સ્થાનકવાસીભાઇઓ અને બહેનોની શ્રદ્ધા, ઉત્સાહ અને ભક્તિનું આપણે શું માપ કાઢી શકીએ? કેટલો ઉત્સાહ! કેટલી ભક્તિ!! આખું ગામ શણગારેલું. આસપાસના લોકો પણ વ્યાખ્યાન સાંભળવા ઉતરી આવેલાં. કયાં તો હું એ વિચાર કરતો હતો કે બની શકે તો સાંજે જ અહિંથી વિહાર કરીને આગળ વધવું અને કયાં આ આખા ગામનો આટલો બધો ઉત્સાહ! અહિં મંદિરમાર્ગીના વીસ–પચ્ચીસ ઘર છે. અને સ્થાનકવાસીના બસો ઘર છે. ખબર જ ન પડે કે કોણ સ્થાનકવાસી અને કોણ મંદિરમાર્ગી! એક જ રાત અમે રોકાણા. સવારે અને બપોરે બે વ્યાખ્યાનો થયાં. બિચારા યુવકોની તો મનમાં ને મનમાં રહી ગઇ. ફરીથી પત્રી આવવાની ને એમની ભાવના પુરી કરવાની ખૂબ ખૂબ વિનતિ કરી. એમને બિચારાઓને શી ખબર કે–આ રમતા રામ સાધુ કયારે કયાં ઉતરી પડશે?

આ ગામમાં ' પત્રી વીસા ઓસવાળ જૈન હિત વર્ધક સમાજ' એ નામનું યુવકોનું એક મંડળ ચૌદ-પંદર વર્ષથી ચાલી રહ્યું છે. સમય નહિ હોવા છતાં છેક સાંજે-સાંજે પણ યુવકો આગ્રહપૂર્વક મને મંડળના મકાનમાં લઇ ગયા. આ મંડળ અનેક જાતની પરોપકારની પ્રવૃત્તિ કરી રહ્યું છે. જેમાં માવજત ખાતું, પુસ્તકાલય, અને વાચનાલય ખાતું, પરબ ખાતું, રાહત ફંડ ખાતું, વિગેરે અનેક જાતની પ્રવૃત્તિઓ ચલાવી રહ્યું છે. છેલ્લામાં છેલ્લી ઢબે હિસાબની ચોખવટ, કાર્યોની સફાઈ અને વ્યવસ્થા રાખી રહ્યા છે. જોઇને ખુબ આનંદ થયો.

આવી જ રીતે અંજારમાં ' વીસા ઓસવાળ જૈન યુવક મંડળ ' પણ કામ કરી રહ્યું છે. જેના હસ્તક મુખ્યકામ કન્યા-શાળાનું અને જીવદયાનું છે. એક વાચનાલય પણ ચલાવે છે. તે ઉપરાન્ત સમયે સમયે સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓમાં પણ ભાગ લઇ સેવા કરે છે. યુવકોના પ્રયત્નોથી ચાલતાં આવાં મંડળોની પાછળ ' વીસા ઓસવાળ ', ' દસા ઓસવાળ ', એવા વિશેષણો જોઉં છું ત્યારે કંઈક મનમાં ગ્લાનિ અનુભવું છું. સાર્વજનિક પરોપકારી પ્રવૃત્તિમાં પણ શા માટે આ વિશેષણો ? યુવકોના માનસમાં આ ભેદ ન જોઇએ.

પત્રીના સંબન્ધમાં કહ્યું છે તેમ, લગભગ અંજાર સુધીના દરેક ગામોમાં આવો જ ઉત્સાહ દેખાયો.

અંજારથી તો અમારે વાગડમાં પ્રવેશ કરવાનો હતો. કચ્છને જો સોળમી સદીનું કહીએ તો વાગડને બારમી સદીનાં ચશ્માથી જ જોવું પડે. સાવ પછાત દેશ, બોલચાલથી ખાનપાનથી, રીતરિવાજથી કચ્છનો આ સૌથી પછાત પ્રદેશ કહી શકાય.

સદ્ભાગ્યે કે કમભાગ્યે, વાગડમાં પ્રવેશ કરવા પહેલાં જ વાગડના દરવાજા સમાન અંજારમાં જ નિમોનીયાની બિમારીથી હું પટકાયો.

કચ્છને છોડતાં છોડતાં પણ બિમારી ભોગવવાનું કંઈક અધૂરૂં રહી ગયું હશે, તે અહિં પુરૂં થયું. ડૉક્ટર અંતાણી સાહેબની લાગણીભરી સારવાર અને આયુષ્યની પ્રબળતાથી ડબલ નિમોનીયાદ્વારા મૃત્યુના મુખમાં ગયેલો પાછો વળ્યો.

લગભગ પંદર દિવસની સ્થિરતા અંજારમાં થવા છતાં, એક પણ વ્યાખ્યાન અંજારમાં ન આપી શકયો. અંજારના અજૈનોમાં શ્રીયુત જયરામદાસ નેગાંધી જેવા ઇતિહાસકાર અને ભાઈ રામસિંહજી રાઠોડ જેવા સંશોધક અને 'કુમાર'ના પ્રસિધ્ધ લેખક, તેમજ બીજી અનેક શકિતશાળી વ્યકિતઓ અહિં મૌજૂદ છે. એ બધા સ્નેહીઓની ભાવના મનમાં જ રહી ગઇ. સંઘ સાથે હતો, શરીર કમજોર હતું, દિવસો વધતા જતા હતા, એટલે બિમારી ઓછી થતાં જ ત્યાંથી પ્રસ્થાન કર્યું. અંજારની માફક ભચાઉમાં પણ ત્યાંના મેજીસ્ટ્રેટ શ્રીયુત ઠાકરસીભાઈ બી. એ. એલએલ બી. પુરાતત્ત્વના ખાસા અભ્યાસી છે. અને વિદ્વાન્ લેખક છે. તેમના પ્રયત્ન અને આગ્રહથી તબીયત કમજોર હોવા છતાં અહિં એક વ્યાખ્યાન કર્યું.

વાગડનું પ્રસિધ્ધ જૈન તીર્થ કટારીયા કે જે, ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છની સરહદ ઉપર આવેલું છે, અતિપ્રાચીન છે. માળીયાવાળા શેઠ અમૃતલાલ જાદવજીના પ્રયત્નથી તેની પ્રસિધ્ધિ અને જાહોજલાલી વધી રહી છે. વાગડની અજ્ઞાનતા દૂર કરવા અમૂભાઈ તનતોડ મહેનત કરી રહ્યા છે. તેમની મહેનતના પરિણામે લાખો કોરીના ફંડથી હમણાંજ થોડાક દિવસ પહેલાં આ કટારીયા તીર્થમાં એક સંસ્થા પણ સ્થાપન થઇ છે. આ તીર્થના સંબન્ધમાં '**તીર્થો**'ના પ્રકરણમાં કહેવામાં આવ્યુ છે.

વિચાર હતો કે કટારીયાથી જ ટૂંકામાં ટૂંકુ માળીયાનું રણ ઉતરવું અને કચ્છનો કાંઠો છોડવો. પણ કચ્છની ભૂમિની હજી પણ કંઇક સ્પર્શના

કરવી બાકી હશે, એટલે કટારીયા તપાસ કરતાં માલૂમ પડયું, અને ખાસ કરીને માળીયાથી ખુદ અમૃભાઇએ પણ આવી ને સંભળાવ્યું કે માળીયાનું રણ પાણીથી ભરાઈ ગયું છે. એટલે ઉતરી શકાય તેમ નથી. ગાગોદરથી પણ ખબર આવ્યા કે ત્યાંથી ઉતરવાનું રણ પણ ભરાઇ ગયુ છે. આખરે પલાસવા જવાનો નિર્ણય કરી અમારો સંઘ ઉપડયો. ગયા ગાગોદર, ત્યાં વાણિયાઓએ સંભળાવ્યું કે તમારે પલાસવાથી ઉતરવું ઠીક છે. અમને એમ જરૂર લાગ્યું કે કંઇક દાળમાં કાળુ છે. માથે આવેલી બલા આ વાણીયા ઉતારવા માગે છે. કારણ કે ત્રીસેક માણસોના તે કાફલાને રણ ઉતરાવવામાં તંબૂઓ, પાણી વિગેરેનો બંદોબસ્ત કરવો પડે. આખરે એક વીર નીકળી પડયો. જેનું નામ છે ભાઇ ઇન્દ્રજી ગાંગજી. કચ્છનો કાર્યકર્તા, હિમ્મતબાજ, સાહસિક પુરુષ. એણે બીડુ ઝડપ્યું. રાતોરાતના ઉજાગરા કરીને તંબૂઓ અને બીજી જે જે વ્યવસ્થાઓ કરવી જોઇએ, તે બધી કરી. અને અમારા સંઘને કચ્છના કિનારે પહોંચાડયો. જરા પણ આંચ આવવા ન દીધી.

અમારો આ વિહાર અમારા માટે તો બહુ આનંદનો, પણ ગામે ગામના લોકોને બહુ કૌતૂકનો વિષય બન્યો હતો. કચ્છના સ્થાનકવાસી આઠ કોટી સંપ્રદાયવા ઉપાધ્યાય દેવચંદ્રજી મહારાજ, મુનિશ્રી ઉત્તમચંદજી, મુનિશ્રી પૂનમચંદજી અને પોતાના આનંદી સ્વભાવથી લાંબા વિહારનો પણ થાક નહિં લાગવા દેનાર મુનિશ્રી કેશરીચંદજી—એમ ચાર સંતો અંજારથી જ અમારી સાથે થયેલા. સાથે ઉતરીએ, સાથે વિહાર કરીએ, સાથે વ્યાખ્યાન કરીએ, સામૈયાં થાય ત્યાં સાથે સાથે પ્રવેશ કરીએ. બધું જ સાથે. ગામે ગામે કૌતૂક. બગલમાં રહેલા ઓઘા એમના લાંબા લટકતા રહે, અને અમારા ઉંચા રહે. એમને મોઢે મુહપત્તિ અને અમારા હાથમાં મુહપત્તિ. બન્ને સંપ્રદાયોને અને તેમાં બન્ને સંપ્રદાયના સાધુઓને ઉંદર અને બિલાડી જેવી અથવા તો મીયાં અને મહાદેવી જેવી

સમાજ સમજનારા લોકો પહેલી ક્ષણે તો આંખો ફાડીને જ અમને જોયા કરે. કોણ જાણે એમના મનમાં કેટકેટલા તરંગો ઉડતા હશે. કોઇ સ્થળે વળી બીજું જ નાટક થાય. આગલા ગામના સ્થાનકવાસી સંઘને માલૂમ પડયું હોય કે— ‘ સ્થાનકવાસી સાધુઓ આવે છે. ’ એટલે સ્થાકવાસી લોકો સામે આવે, આ વખતે જોગ જોગે દેવચંદ્રજી મહારાજ વિગેરે પાછળ હોય અને અમારા જેવા મુહપત્તિ બાંધ્યા વિનાના સાધુને પહેલા જૂવે, એટલે ત્યાંને ત્યાં ઠરી જાય. આ શું ? સ્થાનકવાસી સાધુ અને મોઢે મુહપત્તિ નહિ ? કોઇ વાર મંદિરમાર્ગી શ્રાવકો, આગળ આવેલા દેવચંદ્રજી મ. વિગેરેને જૂએ એટલે એ ઠરી જાય ! ‘અલ્યા આ તો ઢૂંઢિયાના સાધુ !' કોઈ વાર બન્ને સંઘો સામે આવ્યા હોય, સાથે પ્રવેશ થાય; પછી ચોક આવે એટલે બધા ઉભા રહે. આ મીયાં–મહાદેવને લઇ જવા કયાં ? સ્થાવકવાસીઓનો ઉપાશ્રય અમને લઈ જવાથી અભડાઇ જાય અને મંદિર માર્ગીઓનો ઉપાશ્રય આ મુહપત્તિ બાંધેલાઓને લઇ જવાથી અભડાઇ જાય. વાણિયાઓની આ ગડમથલ અમે ઉભા ઉભા જોઇએ. દેવચંદ્રજી મહારાજ જેવા વૃદ્ધ તો જરા ગંભીરતાથી ઉભા રહી જોયા કરે, પણ અમારા કેસરીચંદજીથી તો નજ રહેવાય. એ તો કંઇકને કંઇક બોલીજ નાખે. એટલે બિચારા વિચારમાં પડેલા વાણીયા ગમે તે એક ગલીમાં અમને લઇ જાય, આવા લોકોની દૃષ્ટિએ સ્થાનકવાસી અને મંદિરમાર્ગીના કેટ-લાય ઉપાશ્રયો અમારા જેવાથી અભડાઇ ગયા હશે, પાછળથી ધોયા હશે કે કેમ ? તેની ખબર હજુએ અમે કાઢી નથી. મારા મિત્ર કેશરીચં-દજી પાછા કચ્છમાં જાય, ત્યારે જરૂર તપાસ કરતા જાય, એવી ભલામણ કરું છું.

સાંપ્રદાયિક મતભેદોને દુરાગ્રહનું રૂપ નહિં આપનારા, સમયને ઓળખનારા ઉદાર વિચારના જૈનો અને જૈનેતરોને અમારું–

બન્ને સંપ્રદાયના સાધુઓનું સાથે વિચરવું, સાથે રહેવું, સાથે વ્યાખ્યાનો કરવાં, એ બધીયે પ્રવૃત્તિ ખૂબ જ આનંદદાયક અને અનુમોદનીય લાગતી.

કચ્છનો છેલ્લો કિનારો અને કાઠિયાવાડમાં પ્રવેશ કરવાનું મુખદ્વાર એ કિરમારબેટ. બેટથી સવારે વિહાર કરી બાર માઇલની મજલ કાપી અમે ટીકર પહોંચ્યા. ટીકર એટલે કચ્છથી કાઠિયાવાડમાં આવવાના અનેક દરવાજાઓ પૈકીનો એક દરવાજો— પ્રવેશદ્વારા ! ! ।



# કચ્છનું ભાષા–ગૌરવ



મોતીડા અમોલ, એડા બાબાણી બોલી જા બોલ.
જગતમેં જુડે જોડ ન કચ્છી જબાનજી;
રૂકક જેડી નકકર સકકર જેડી શીરી વારી,
અકકડ અનોખી અતી ગતી રામ–બાણુજી.
કુછેમેં કડક કચ્છી પાણીજે કડાકે વારી,
વિજજે વરાકે વારી જોત જિંધ–જાનજી,
તાજી ઘોડો છુટે તુટે તોપજે ગલોલો તેડી;
કારાણી ચેં ચોટ કચ્છી વાણીજી કમાનજી.

ગાનાર: કવિ દુલેરાય કારાણી.

# ગામોની અનુક્રમણિકા.



— —

# નામોની અનુક્રમણિકા



# શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા-પ્રકાશિત

# પુસ્તકો

## સંસ્કૃત પુસ્તકો

| | | |
|---|---|---|
| २ धर्मवियोगमाला | मु श्री हिमांशुविजयजी | ०—२—० |
| ३ प्रमाणनयतत्त्वालोक | , | ०-१४—० |
| ( पं श्री रामगोपालाचार्यजीकृत टीका युक्त ) | | |
| १९ जैनी सप्तपदार्थी मु श्री हिमांशुविजयजी | | ०—५—० |
| ३७ श्रीपर्वकथासंग्रह | | ०—४—० |
| ३९ श्रीद्वादशव्रतकथा | | ०—८—० |
| ४९ संस्कृत-प्राचीन-स्तवन-सन्दोह | मु श्री विशालविजयजी | ०—३—० |
| श्रीउत्तराध्ययनसूत्र | मु श्री जयन्तविजयजी | |
| (कमलसंयमी टीकायुक्त) भाग १-२-३-४ प्रत्येक | | ३—८—० |
| प्रमाणनयतत्त्वालोक-प्रस्तावना | मु श्री हिमांशुविजयजी | ०—३—० |

## ગુજરાતી અનુવાદયુક્ત સંસ્કૃત પુસ્તકો

| | | |
|---|---|---|
| ८ जयन्तप्रबन्ध | मु श्री हिमांशुविजयजी | ०—३—० |
| २७ सुभाषितपद्यरत्नाकर भाग १ | मु श्री विशालविजयजी | १—४—० |
| ३० अर्हत्प्रवचन | मु श्री विद्याविजयजी | ०—५—० |
| ३१ सुभाषितपद्यरत्नाकर भाग २ | मु श्री विशालविजयजी | १—४—० |
| ३४ सुभाषितपद्यरत्नाकर भाग ३ | ,, | १—४—० |
| ३६ श्रीहेमचन्द्रवचनामृत मु श्री जयन्तविजयजी | | ०—८—० |
| ४८ सुभाषितपद्यरत्नाकर भाग ५ | मु श्री विशालविजयजी | ०-१०—० |
| ५२ सुभाषितपद्यरत्नाकर भाग ४ | ,, | १—४—० |

## ગૂજરાતી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | મુ શ્રી વિદ્યાવિજયજી | ૨-૮-૦ |
| ૬ | વિજયધર્મસૂરિના વચનકુસુમો | | ૦-૪-૦ |
| ૧૦ | આબૂ ( ૭૫ ચિત્રો સાથે ) | મુ શ્રી જયન્તવિજયજી | ૨-૮-૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | ધીરજલાલ ટો શાહ | ૦-૨-૦ |
| ૧૨ | શ્રાવકાચાર | મુ શ્રી વિદ્યાવિજયજી | ૦-૩-૦ |
| ૧૩ | રાણી સુલસા | | ૦-૨-૦ |
| ૧૪ | સમયને ઓળખો ભાગ બીજો | | ૦ ૧૦ ૦ |
| ૧૫ | ભાગ પહેલો | | ૦ ૧૨ ૦ |
| ૧૭ | સમ્યક્ત્વપ્રદીપ | ઉ શ્રી મંગળવિજયજી | ૦-૪-૦ |
| ૧૮ | વિજયધર્મસૂરિ પૂજા | | ૦-૪-૦ |
| ૨૦ | બ્રહ્મચર્યદિગ્દર્શન | આ શ્રી વિજયધર્મસૂરિજી | ૦-૪-૦ |
| ૨૨ | વક્તા બનો | મુ શ્રી વિદ્યાવિજયજી | ૦-૪-૦ |
| ૨૩ | મહાકવિ શોભન અને તેમની કૃતિ | મુ શ્રી હિમાંશુવિજયજી | ૦-૩-૦ |
| ૨૪ | બ્રાહ્મણવાડા | મુ શ્રી જયન્તવિજયજી | ૦-૪-૦ |
| ૨૫ | જૈન તત્ત્વજ્ઞાન | આ શ્રી. વિજયધર્મસૂરિજી | ૦-૪-૦ |
| ૨૬ | દ્રવ્યપ્રદીપ | ઉ શ્રી મંગળવિજયજી | ૦-૪-૦ |
| ૨૮ | ધર્મોપદેશ | આ શ્રી વિજયધર્મસૂરિજી | ૦-૬-૦ |
| ૨૯ | સપ્તભંગીપ્રદીપ | ઉ શ્રી મંગળવિજયજી | ૦-૪-૦ |
| ૩૨ | ધર્મપ્રદીપ | ,, | ૦-૪-૦ |
| ૪૦ | શ્રી અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ ( આબૂ ભાગ બીજો ) (મૂળ સંસ્કૃત શિલાલેખો યુક્ત) | મુ શ્રી જયન્તવિજયજી | ૩-૦-૦ |
| ૪૫ | વિદ્યાવિજયજીના વ્યાખ્યાનો | મુ શ્રી. વિદ્યાવિજયજી | ૦-૮-૦ |
| ૪૬ | શ્રી હિમાંશુવિજયજીના લેખો | ,, | ૧-૮-૦ |
| ૫૧ | જૈનધર્મ | ,, | ૦-૩-૦ |
| ૫૩ | મારી સિંધયાત્રા | ,, | ૨-૮-૦ |
| ૫૫ | અમારા ગુરુદેવ | શ્રી સુશીલ | ૧-૪-૦ |
| ૫૬ | અવિદ્યા | ડૉ. પુરુષોત્તમ ત્રિપાઠી | ૦-૧-૦ |
| ૫૭ | શંખેશ્વર મહાતીર્થ ભાગ ૧-૨ ( સંસ્કૃત પ્રાકૃત હિન્દી સ્તવનાદિ યુક્ત ) | મુ. શ્રી જયન્તવિજયજી | ૧-૪-૦ |
| ૫૮ | મારી કચ્છ યાત્રા | મુ શ્રી. વિદ્યાવિજયજી | ૦-૮-૦ |

## હિન્દી, સિંધી અને અંગ્રેજી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ४ | श्रावकाचार | मु. श्री. विद्याविजयजी | ०—४—० |
| ५ | श्रीविजयधर्मसूरिके वचनकुसुम | ,, | ०—४—० |
| ७ | Saying of Vijaya Dharma Suri Dr. Krause (સેઇંગ્ઝ ઑફ વિજયધર્મસૂરિ) | | ०—४—० |
| ९ | विजयधर्मसूरि अष्टप्रकारी पूजा | मु. श्री. विद्याविजयजी | ०—४—० |
| १६ | An Ideal Monk (એન આઇડિયલ મંક) | A. J. Sunawala | ५—०—० |
| २१ | ब्रह्मचर्य-दिग्दर्शन | आ. श्री. विजयधर्मसूरिजी | ०—४—० |
| ३३ | मेरी मेवाडयात्रा | मु. श्री. विद्याविजयजी | ०—३—० |
| ३५ | वक्ता बनो | ,, | ०—६—० |
| ३७ | अहिंसा | ,, | ०—२—० |
| ४१ | सच्चो गाहबर (सिंधी) | पार्वती सी. एडवानी | भेट |
| ४२ | वीरवंदन (कविता) | वीरभक्त | ०—२—० |
| ४३ | अहिंसा (सिंधी) | पार्वती सी. एडवानी | भेट |
| ४४ | फुलनमुठ (सिंधी) | ,, | भेट |
| ४७ | जैनधर्म | मु. श्री. विद्याविजयजी | ०—२—० |
| ५० | नयी ज्योती (सिंधी) | पार्वती सी. एडवानी | भेट |
| ५४ | Discourses (અંગ્રેજી) | મુ. શ્રી વિદ્યાવિજયજી | ०-१२—० |
| | आबू (हिन्दी) (७५ फोटूके साथ) | मु. श्री. जयन्तविजयजी | २—८—० |

श्रीविजयधर्मसूरि जैन ग्रंथमाळा
છોટાસરાફા, ઉજ્જૈન ( માલવા )

